# વિજ્ઞાપના.

આ માસિક કાઢવાનો હેતુ આપણા બ્રાહ્મણસમાજની શારીરિક, માનસિક, નૈતિક આધ્યાત્મિક વગેરે સર્વ પ્રકારની ઉન્નતિ સાધવી એ જ છે. અને એકતાવિના એ બનવું કઠણ થાય એમ ન હોવાથી પૃષ્ઠ ઉપર ઋગ્વેદનો સમાજીક સ્તુતિનો ઐક્ય પ્રાર્થનાનો મંત્ર મૂકવામાં આવ્યો છે માટે આ કાર્યમાં સર્વ ચોરાશી જ્ઞાતિના બ્રાહ્મણોને એકત્ર થવું નૈસર્ગિક તથા તે સર્વે બ્રાહ્મણ બંધુઓને આ માસિક શાંત ચિત્તથી વાંચી વિચારવાનો અને તેમાં લખેલા વિચારો માન્ય થાય તો તે પ્રમાણે વ્યવહારમાં ચાલવાને અમારી વિજ્ઞપ્તિ છે અને પોતે વાંચી તેમાંથી સદ્બોધ લઇ અન્ય બંધુઓને પણ તેના ગ્રાહક થઇ તેમાંથી ઉપદેશ લેવા વિનતિ કરવાની અમારી દરેક સુજ્ઞ વાચકને વિજ્ઞાપના છે જો દરેક બંધુ આ પ્રમાણે કરશે તો અમને આશા છે કે આપણો સમાજ થોડાજ યોગ્ય સમયમાં ઉન્નત દશામાં આવી જશે જે સજ્જનો આમાંના વિચાર વાંચવા તરફ દુર્લક્ષ હોય તેવાઓને એ ચીજને ગ્રાહક કરવાથી કાંઈ ફાયદો નથી

માસિકનો આધાર તેના લવાજમ તથા ગ્રાહક ઉપર છે વિચાર કરી લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત ફક્ત એકજ રૂપિયો રાખવામાં આવ્યો છે પણ ગ્રાહક વધશે તો અથવા બીજા ધનિક બંધુઓની મદદ મળશે તો માસિકના કદમાં તથા લેખોમાં પણ યોગ્ય ફેરફાર કરવામાં આવશે, માસિક વણિક વૃત્તિથી લાભ હાનિના વિચારથી કાઢવામાં આવ્યું નથી કેમ પણ કાર્ય થવાની વૃત્તિથીજ હાલમાં ધનનો ભોગ આપવો પડે તો આપવામાં આવશે અને જો માસિકના ગ્રાહક વધશે અને જો માસિકની આર્થિક સ્થિતિ સારી હશે તો તેનો વિનિમય સમાજના અભ્યુદય અર્થેજ કરવામાં આવશે માટે દરેક ગ્રાહક થનાર બંધુએ અમારે નિચેને સરનામે પોતાનું નામ ગામ તથા સરનામું સાફ અક્ષરથી લખી મોકલવું અને લવાજમ મોકલવાને પણ ચુકવું નહી એવી અમારી વિનતિ છે

રામશંકર હરજીવન ત્રિપાઠી.
વ્યવસ્થાપક ગુર્જર બ્રાહ્મણ ઓફીસ
મરૂભેજ—અમદાવાદ પાસે

# ગુર્જર બ્રાહ્મણ.

सहनाववतु । सहनौ भुनक्तु । सहवीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

उपनिषद्.

य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः उपनिषद्.

ર્થઃ—(તે) અમારૂં બન્ને (વાચક તેમ જ લેખક) નું સાથે રક્ષણ કરો. અમારૂં ાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારૂં અધ્યયન કરેલું થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ.

પનિષદોમાં જે ધર્મ કહ્યા છે તે મારામાં હો. તે મારામાં હો.

ॐ शान्तिः शान्तिः शान्तिः

અંક ૧. [ માસિક ] આષાઢ, સંવત ૧૯૬૫.

## પ્રભુ પ્રાર્થના.

( વસન્તતિલકા. )

હે બ્રહ્મ ઈશ જગદીશ અનંત નામી,
હે વિશ્વનાથ કરુણાનિધિ સત્ય ધામી;
હે પ્રાણનાથ અમને મતિ શુદ્ધ આપો,
સૌ બ્રાહ્મણો સુખ લહે વર એજ આપો.

સૌ બ્રાહ્મણો જગતમાં યશ ગાન પામે,
સૌ બ્રાહ્મણો તપ કરી સુખમાં વિરામે;
સૌ બ્રાહ્મણો નિયમમાં મન રાખી મ્હાલે,
દેજો દયાનિધિ તમે વર એ જ વ્હાલે.

સૌ બ્રાહ્મણો જગતને શુભ પંથ દેજો,
સૌ બ્રાહ્મણો વિધિ નિષેધ વિચારી રહેજો;
સૌ બ્રાહ્મણો જગતના ગુરુમાં ગણાજો,
ચો દિશ એ વર પ્રભુ સુખ શાંતિ થાજો.

સૌ બ્રાહ્મણો ધરમને ધરનાર થાજો,
સૌ બ્રાહ્મણો હરિતણા ગુણગાન ગાજો;
સૌ બ્રાહ્મણો ઉર વિષે ધરજો સુનીતિ,
દ્યો નાથ એ વર મને કરી પૂર્ણ પ્રીતિ. ૪

સૌ બ્રાહ્મણો હરી ભણી શુભ પંથ ધારે,
સૌ બ્રાહ્મણો હિત અહિત ઉરે વિચારે;
એ હેતુ પૂર્ણ કરજો પ્રભુ પત્રધારે,
શ્રીવિશ્વનાથ ચઢજો જ અમારી વ્હારે. ૫

છે આ સમો અતિ વિચિત્ર ઉરે વિચારો,
ડુબ્યા દુખે સકળ બ્રાહ્મણ તાત તારો;
આ લોકમાં દુખદશા થકી દીન ગાળે,
તો કેમ તે સુખદલોક સુખેથી ભાળે. ૬

જાગો પ્રભુ ઝટ હવે સુખ શાંતિ દેવા,
દૃષ્ટિ કરો સુખદ સત્વર શુદ્ધ લેવા;
ત્રાતા વિના અવર કો અમને ઉગારે,
સંસાર સાગર થકી પ્રભુ કોણ તારે. ૭

દેખો પ્રજા સકળ આગળ જાય દોડી,
ઊંઘે જ બ્રાહ્મણ બધા નિજ કાર્ય છોડી,
ધાજો પ્રભુ સકળ બ્રાહ્મણની વ્હારે,
ત્રાતા વિના ન જનકો દુખથી ઉગારે. ૮

વ્હારે હરિ ગજતણી ઝટ જેમ ધાયા,
પ્રલ્હાદ પાવન કરી જગમાં ગવાયા;
તેવી કૃપા ઝટ હવે કરવા પધારો,
સૌ બ્રાહ્મણો ભવ ભમે હરિ તુર્ત તારો. ૯

કષ્ટો અનેક થકી જે અતિશે પિડાતા,
તે બ્રાહ્મણો તમ વડે સુખી થાય ત્રાતા;
ધાજો પ્રભુ ગરુડની કરીને સવારી,
વ્હારે ચઢો વિઠલ વાત સુણી અમારી. ૧૦

જે બ્રાહ્મણો જપ તપે જગમાં પુજાતા,
જે બ્રાહ્મણો નિયમમાં રહીં મગ્ન થાતા;
તે બ્રાહ્મણો અધમ કાર્ય વિષે પચે છે,
મિથ્યા વિવાદ કરતા સુધમાં મચે છે. ૧૧

તે બ્રાહ્મણો તણી મતિ ગતિને સુધારો,
પ્રેમે પ્રભુ કરો કૃપા કીરતી વધારો,
ધો બ્રહ્મતેજ ઝટ બ્રાહ્મણ ઓળખાશે,
સૌ બ્રાહ્મણો તમ કૃપાથી વિશુદ્ધ થાશે. ૧૨

સૌ બ્રાહ્મણો સુખ લહો દુખથી મુકાજો,
સૌ બ્રાહ્મણો નિજ તણું શિવ નિત્ય ચ્હાજો,
જ્યોતિ જગાવી ઉરમાં હરિ ધ્યાન ધરો,
સાચા જ બ્રાહ્મણ થઈ જગજો વિચારો ૧૩

---

## અમે તો બ્રાહ્મણ કેરાં બાળ.

૧.

( અમે તો ભરત ભૂમિનાં બાળ ) એ રા।

અમે તો બ્રાહ્મણ કેરાં બાળ,
અમોને ધર્મ ઉપર અતિ વ્હાલ,
સદાએ ધર્મ ઉપર અતિ વ્હાલ

કેસરી હરિ શું તૃણને ભક્ષે ભગ ઊપર પડનાર,
અમે બ્રાહ્મણનાં બાળક શું કદિ ધર્મ વિમુખ બનનાર?
અમે તો બ્રાહ્મણ કેરાં બાળ

બ્રહ્મચર્યધ્વજ હાથ ધરી અમે ઝોળીનું ગણુમાય,
ષડ્રિપુને અમે જીતીને, પછી જીતીશું જગ માન,
અમે તો બ્રાહ્મણ કેરાં બાળ

બ્રહ્મઋષિના દિવ્યજ્ઞાનના લઇને કંઈ આદેશ,
પ્રેરીશું પછી અવર જનો પ્રતિ ગૂઢબ્રહ્મદેશ,
અમે તો બ્રાહ્મણ કેરાં બાળ

ઝળકાવી બ્રાહ્મણજ્યોતિને, ઝળહળશે અંતરિયા,
ઉજવાળા થાતાં ત્યાં ઝબકે, બ્રહ્મ જ્યોતિમહિમા
અમે તો બ્રાહ્મણ કેરાં બાળ

ब्रह्मज्योति.

---

# બ્રાહ્મણને સમ્બોધન.

૧.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને ) એ રાગ.

ઋષિ મુનિયોના ઊંચા કુળના વંશજ,
હૃદયે ધરજે ઉન્નતપદ અભિમાન જો;
ને તુજ મનને નીચ સ્થળેથી નિવારજે,
સંભારી નિજ પૂર્વજ કેરાં કાર્ય જો. ઋષિ૦ ૧

તુજ પૂર્વજની અલક્ષ્યજ્યોતિ જગાવજે,
ખોલી દેજે જ્ઞાનતણાં સૌ દ્વાર જો;
અન્ય જનોને પણ સાથે તું કર્ષજે,
શિખવજે તું ગૂઢજ્ઞાનનો મન્ત્ર જો. ઋષિ૦ ૨

ક્યાં ગયું તે તુજ ગૌરવ આદિકાળનું,
ક્યાં છે તુજ તે બ્રહ્મચર્યનું તેજ જો;
ક્યા છે ભીષ્મપિતામહ જેવા ક્ષત્રિઓ.
એમ ધારી નવ હારીશ હૈયે હામ જો. ઋષિ૦ ૩

હમેશાં આગળ ધરજે સાફલ્યને,
કાયર થઈ નવ તજી દેજે તુજ યત્ન જો;
સાંપતનાનો સેજે તું આદર્શને,
કરજે યત્નો થાવા બ્રાહ્મણ પૂર્ણ જો. ઋષિ૦ ૪

હે ઈશ્વર! અમ અંતરને ઊજાળવા,
દેજે અમમાં પૂર્વજ પ્રતિ અતિ પ્રેમ જો;
અમ જાતીમાં મહત્ આત્માઓ પ્રેરજે,
જેથી થાયે બ્રાહ્મણનો ઉત્કર્ષ જો. ઋષિ૦ ૫

બ્રહ્મજ્યોતિ.

# હેતુ.

હેતુ એ કર્મ માત્રનું જીવન છે, કામ્યકર્મો, નિષ્કામકર્મો, નિત્ય અને નૈમિત્તિક કર્મો, વ્યાવહારિક તથા પારમાર્થિક કર્મો તેમજ અન્ય સર્વ પ્રકારનાં કર્મો હેતુત્વેજ કરવામાં આવે છે. મનુષ્ય માત્ર હરેક કર્મ હેતુથીજ કરે છે, અને હેતુ વિના કર્મ કરનાર મનુષ્ય મૂર્ખ ગણાય છે. ત્યારે જ્યારે સૃષ્ટિના સર્વ કાર્યનો આ નિયમ છે, તો આ માસિક પત્ર કાઢવામાં પણ અમારો કોઈ એક હેતુ હોવોજ જોઇએ. તેથી અમે પ્રથમ આ કાર્યમાં પ્રવૃત્ત થવામાં અમારો જે હેતુ છે તે સર્વે બ્રાહ્મણ બંધુ સમક્ષ નિવેદન કરીએ છીએ.

હેતુ જણાવ્યા પહેલાં આપણે આપણી ગુજરાતના બ્રાહ્મણોની સામાન્ય સ્થિતિનો થોડોક વિચાર કરીએ. આ વિચાર કરવામાં આપણે વેદ શ્રુતિસ્મૃતિના કાળથી હાલના સમય સુધીની વિવિધ સ્થિતિનું ઐતિહાસિક દિગ્દર્શન કરવામાં કાળક્ષેપ કરીશું નહીં. એ સમયની સ્થિતિ વિષે એટલુંજ કહેવુ બસ થશે કે, તે સમયમાં આ આર્યાવર્તમા બ્રાહ્મણોની સ્થિતિ હતી તેમાંને હાલની સ્થિતિમા ઘણોજ ફેરફાર થઈ ગયો છે. આ ફેરફાર થવાનાં અનેક કારણો છે. પણ તેમાંનું મુખ્ય કારણ એજ છે કે આપણે ઉત્તરોત્તર ધર્મથી વિમુખ થતા ચાલ્યા અને તેથી આપણી હાલ જે સ્થિતિ છે તે સ્થિતિ થઈ. કેટલાક લોકો તો એમ પણ કહે છે કે આર્યાવર્તની આ દશા થઈ તેમા કારણભૂત બ્રાહ્મણોજ છે. આ આક્ષેપ સત્ય છે કે નહીં તે આપણે અન્ય પ્રસંગે જોઈશું. પણ અહીં એટલું તો કહેવુ જોઇએ કે આ પણ બીજાં કેટલાંક કારણમાંનુ એક હશે ખરૂ.

આટલો વિચાર કરી હવે આપણે જોઇએ કે હાલ આપણી શી સ્થિતિ છે. હાલમાં પહેલાંના જેવી વર્ણવ્યવસ્થા રહી નથી તથા પ્રાચીન સમયમાં વર્ણાના બ્રાહ્મણો ગુરુઃ એ ભાવના પ્રજામાથી હવે ઓછી થઈ ગઈ છે, અને જેમ જેમ પ્રકાશ વધતો જાય છે, તેમ તેમ આ ભાવના વધારે ઓછી થતી જાય છે. પ્રાચીન વેદકાળ પછીના બુદ્ધ તથા મુસલમાન કાળમાં આપણો દેશ એક પ્રકારની નિદ્રામાં તમસૂમાં પડયો હતો. પણ આપણા દેશનો પશ્ચિમની પ્રવૃત્તિજન્ય પ્રજા સાથે પ્રારબ્ધવશાત્ સંયોગ થવાથી આપણે આપણી તામસનિદ્રામાંથી કાંઇક જાગ્રત થયા હોઇએ એવું આપણને દેશની પ્રવૃત્તિઓ તરફ દૃષ્ટિ ફેરવવાથી જણાયા વિના રહેતું નથી. આ જાગૃતિ પ્રમાણે આપણી ગુર્જર ભૂમીમાં પણ બ્રાહ્મણ જ્ઞાતિઓ જાગ્રત થઈ જણાય છે, અને કેટલીક નહાની નહાની જ્ઞાતિઓ તરફથી માસિકપત્રો પણ કાઢવામાં આવે છે, અને સભાઓ સ્થાપી અનેક સુધારા કરવા પ્રયાસો આરંભાય છે. પરંતુ અમને એમ લાગે છે કે સમય પ્રમાણે બ્રાહ્મણોએ પણ આગળ વધવું જોઇએ, અને જ્યારે દેશમાં ધર્મ, વર્ણ, જન્મ સર્વનો વિચાર ભિન્ન કરી એક દેશભક્તિમય પ્રજા ઉપજાવવા પ્રયાસ થાય છે. ત્યારે આપણે તો હજુ ૮૪ જ્ઞાતિઓમાજ રમ્યા કરીએ છીએ. માટે આપણે આર્યાવર્તના એક ભાગમાં વસેલા તથા એકજ ગુર્જર માતૃભાષા બોલતા સર્વે બ્રાહ્મણ બંધુઓમાં સામાજિક ઐક્ય તથા બંધુભાવ ઉત્પન્ન થાય, અને તે થયા પછી પૂર્વકાળમાં જેમ બ્રાહ્મણો અન્ય સર્વ વર્ણનું કલ્યાણ કરવા પોતે જ્ઞાન મેળવી ધર્મપથે ચાલી આત્મભોગ આપતા તેજ પ્રમાણે હાલમાં પણ **સ્વાશ્રય**, તથા ગુજરાતના **સ્વાર્પણથી** બ્રા-

ક્ષણો ઐકય સાધી એકત્ર થઈ આખા ગુજરાતમાં વસતા અન્ય સર્વે બંધુઓનુ કલ્યાણ કરવા પ્રયાસ કરે એવી શક્તિવાળા તથા તેજવાળા કેમ થાય એજ અમારો હેતુ આ માસિક કાઢવાનો છે. અને એ હેતુ સમજી તેમાં જો સર્વે ગુર્જર બ્રાહ્મણ બંધુઓ એકત્ર થશે તો ઇશ્વર આપણને હેતુની ફલસિદ્ધિ સત્વર આપશેજ એમ અમે માનીએ છીએ.

આ હેતુ જાણ્યા પછી કેટલાક બંધુઓને વખતે લાગશે કે આ હેતુ ફલિત થાય એવાં ચિહ્‌ન જણાતા નથી. કારણ કે અત્યારે ધન આદિક સાધનો આપણી પાસે થોડાં છે, અને બીજા ક્ષત્રિઓ કે ધનિક વૈશ્યો આપણને સહાય આપી શકે એવી તેમની સ્થિતિ પણ નથી, અને તેમનામા શ્રદ્ધા પણ રહી નથી. તો આ શકાનું સમાધાન એટલાથીજ થાય છે કે, કર્મમાત્રનું ફળ તો થાયજ છે. વળી જ્યારે સંકલ્પમાં બળ રહેલું છે, તો કર્મમાં બળ કેમ ન હોય ? તેમજ વળી શ્રીકૃષ્ણ પરમાત્મા આપણને બોધે છે કે.

कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन।

માટે આપણો અધિકારજ કર્મ કરવાનો છે અને ફલતો ઇશ્વરના પ્રસાદ ઉપરજ છે. આપણે તો.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

એ આજ્ઞા પ્રમાણે સર્વ કર્મો ઇશ્વરનેજ અર્પણ કરવાં. તેજ પ્રમાણે આ અમારો હેતુ પણ અમે કર્તવ્ય પરાયણ થઈ ઇશ્વરને સોપી દઇએ છીએ. તેની કૃપાથી એ હેતુ ફલિત થશે એવી શ્રદ્ધા રાખીએ છીએ.

બ્રાહ્મણ બધુઓ પોતાના ધર્મકર્માનુસાર વર્તે તો બુદ્ધિબળમા તેઓ ઘણુંજ કરી શકે એમ છે, પરન્તુ ઐકય સાધવુ તથા ભ્રાતૃભાવ વધારવો એ ધીમે ધીમે થાય એમ છે.

ઉપર અમારો હેતુ વિદિત કરી હવે અમે ગુજરાતી ભાષા બોલતા સર્વ જ્ઞાતિઓના બ્રાહ્મણ બધુઓને આ કાર્યમાં અમને સહાય આપવા વિનતિ કરીએ છીએ, અને ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ કે, આ કાર્યમાં તે સર્વે બ્રાહ્મણ બધુઓને એકત્ર થવા પ્રેરે.

असतो मा सद्गमय ।
तमसोमा ज्योतिर्गमय ।
मृत्यो र्माऽमृतंगमय ।

बृ. उ

उत्तिष्ठत जाग्रत प्राप्यवरान्नि बोधत ।

कठ.

हरिः ॐ शांतिः शातिः शांतिः

# ગુજરાતના બ્રાહ્મણો.

સાંપ્રત કાળમાં આર્યાવર્તમાં અનેક પ્રકારની પ્રવૃત્તિ ચાલી રહી છે. પાશ્ચાત્ય કેળવણીના સંમેલનથી ધાર્મિક, રાજકીય, સામાજિક, આર્થિક તથા એવા એવા અનેક પ્રકારના વિવિધ વિષયોમાં નવીન પ્રકારના વિચારોનું સ્ફુરણ થવા માંડ્યું છે, અનેક સમાજો પોતપોતાના નહાના નહાના વર્તુલમાં પણ તેની ઝાંખી દેખવા લાગ્યા છે. આવા સમયમાં આપણા ગુજરાતના બ્રાહ્મણોની શી સ્થિતિ છે, તેમની પ્રવૃત્તિ કયા કયા માર્ગમાં દોરાઈ છે, તથા તેમની ઉન્નતિમાં શા ઉપાયોની યોજના આવશ્યક છે, તે જાણવું ઘણું અગત્યનું થઈ પડશે.

ગુજરાતમાં ( કચ્છ તથા કાઠીયાવાડ સુદ્ધાંત ) સને ૧૮૯૧ ના વસ્તીપત્રક પ્રમાણે બ્રાહ્મણોની વસ્તી ૫,૬૮,૮૬૮ છે. આ બ્રાહ્મણોની સામાન્ય જન માન્યતા પ્રમાણે ચોરાશી જાતિયો મનાય છે; પરંતુ હાલ આમાંની એકંદર ૭૯ જ્ઞાતિઓ મળી આવે છે.
તેમાંની મુખ્ય જ્ઞાતિવાર વસ્તી નીચે પ્રમાણે છે—

અબોટ ૫,૧૮૩, અનાવળા ૪૦,૩૩૪, ઔદિચ્ય ૨,૦૪,૬૦૮, ભાર્ગવ ૧,૮૮૪, ભોજક ૧,૦૦૮, બોરસદીયા ૧,૫૪૭, ચોવીસા ૧,૪૭૮, દધીચ ૧૦૭૩, દશાવાળ ૨૨૮, શ્રીગોડ ૧૬,૦૫૭, ગાયવાળ ૮૮, ગીરનારા ૨ ૪૫૧, ગોમતીવાળ ૨,૬૬૫, ગુગળી ૩,૦૩૮, હરસોલા ૨૫૬, જાંબુ ૬,૩૩૯, ઝાલોરા ૨૮૧, કાપટીયા ૩૬૪, કંડોળીયા ૧,૭૪૮, કપીલ ૩૬૯, ખડાયતા ૩૬૭, ખેડાવાળ ૨૦,૩૪૨, મેવાડા ૩૨,૮૫૯, મોઢ ૩૮,૯૯૨, મોતાળા ૧,૪૫૬, નાંદોરા ૨,૮૪૫, નાગર ૨૮,૨૫૦, નંદવાણા ૧,૦૪૭, નાપાલ ૩૪૬, પલ્લીવાળ ૫,૨૬૭, પરજીઆ ૨,૪૬૧, પારેસરીયા ૧૪૭, પુષ્કરણા ૩,૧૩૨, રાજગોર ૨૩,૫૮૪, રાયકવાળ ૭૦૦, રાયકવાળ ૨,૫૪૯, રોહવાળ ૫૨૦, સાચોરા ૨,૦૭૨, સારસ્વત ૯,૦૬૫, સેવક ૨૫૧, શ્રીમાળી ૧૪,૭૫૯, સોમપુરા ૮૧૯, તપોદન ૧૯,૦૭૮, ઉદંબર ૫૯૫, ઉનેવાળ, ૫,૫૯૭, વડાદરા ૩,૧૧૩, વાલમ ૪,૨૮૨, વેદાંત ૪૭૨, વ્યાસ ૩,૨૯૯, વાયડા ૫૪, અન્ય બ્રાહ્મણો ૪૮,૬૨૪.

ગયથળા, સોરઠીયા, સજોદરા, તથા સારથીપુરાની વસ્તી આપી નથી.

આ બધા બ્રાહ્મણો દ્રાવિડ સંપ્રદાયના છે. તેઓ મૂળ ગુજરાતમાં ક્યારે, કયે કયે સ્થળેથી આવીને વસ્યા, મૂળ એકમાંથી અનેક વિભાગમાં ક્યારે અને કયા સંજોગો વચ્ચે વહેંચાઈ ગયા, તથા તેમાં કન્યા લેવા દેવાનો વ્યવહાર તથા કેટલાકમાં ભોજનવ્યવહાર પણ ક્યારે બંધ પડયો એ ઐતિહાસિક પ્રશ્નો હોતાં કોઈ એ વિષયના સંશોધકને માટે રહેવા દઈ, આ લેખમાં આપણે તેમની હાલ શી સ્થિતિ છે તેનું જ દિગ્દર્શન કરીશું.

આપણને વેદ શાસ્ત્ર તથા પુરાણ ઉપરથી માલુમ પડે છે કે, આર્ય લોકોએ આર્યાવર્તમાં આવી કેટલાક કાળ પછી વર્ણ અને આશ્રમની વ્યવસ્થા કરી. આ વ્યવસ્થા અનુસાર, ઘણા કાળ સુધી બ્રાહ્મણો અરણ્યમાં રહી દરેક પ્રકારનું જ્ઞાન સંપાદન કરતા અને સમાજને તેનો લાભ આપતા; તથા તેમના રક્ષણ અને પોષણનો ભાર અન્ય વર્ણ ઉપર હતો.

કેટલાક કાળ પછી આમાં કંઈક અવ્યવસ્થા થઈ હશે, જેથી મનુ મહારાજે અમુક કામ કરે તેને બ્રાહ્મણ નહીં ગણવો એવા કાયદા ઘડ્યા છે.

આ પછી ધીમે ધીમે કાળબળે વર્ણ તથા આશ્રમનું બંધારણ અવ્યવસ્થિત થવા માંડ્યું. અને તેને પરિણામે ક્ષત્રિમ બળ ઘટવાથી દેશને પરરાજ્યના ધુંસરાં તળે ઘસડાવું પડયું ત્યાર પછી વળી દેશના હુન્નર ઉદ્યોગની પણ ક્ષતિ થઈ, જેને પરિણામે દેશમાં ઘણી જ નિર્ધનતા પ્રસરી.

આવાં કારણોને લીધે, તથા બ્રાહ્મણોનો આધાર બહુધા અન્ય વર્ણની સ્થિતિ ઉપર હોવાથી, બીજી વર્ણ કરતા તેમની સ્થિતિ ઘણી જ દુઃખપ્રદ થઈ પડી.

સમસ્ત પ્રજાના આ દુર્દૈવનો વહેંચાતો ભાગ ગુજરાતના બ્રાહ્મણોને પણ મળ્યો. અને તે સ્થિતિમાં તેમની હાલની સ્થિતિ તરફ આપણે આપણી દૃષ્ટિ નાંખીએ.

ગુજરાતના બ્રાહ્મણોમાં કેટલીક જ્ઞાતિઓમાં ભિક્ષુક અને ગૃહસ્થ એવા બે ભાગ હોય છે; જેમાંના પહેલા દાન લે છે તથા યજ્ઞાદિક ક્રિયા કરાવે છે પણ બીજા કોઈ પણ પ્રકારનું દાન લેતા નથી તથા જેમાં તે લેવાનું હોય એવાં કર્મ પણ કરાવતા નથી: પરંતુ સ્થિતિ બદલાઈ હોવાથી હાલમાં બધાય બ્રાહ્મણોના એવા બે વિભાગ પાડી શકાય.

(૧) પોતાના પોષણ માટે પોતા ઉપર જ આધાર રાખનારા, તથા

(૨) તેને માટે અન્યના ઉપર આધાર રાખનારા.

( ૧. )

આ વિભાગના બ્રાહ્મણો હાલમાં વિવિધ પ્રકારના ધંધા રોજગારમાં પ્રવૃત્ત થએલા છે. આ ધંધામાં મુખ્ય ખેતી, વહેપાર તથા સેવા ( નોકરી ) હોય છે. સેવા પણ ઉત્તમ, મધ્યમ અને અધમ. ઉત્તમ સેવા એટલે સારા હોદ્દાની તથા સારા પગારની નોકરી; સરકારની, રજવાડાની કે ખાનગી.

મધ્યમ સેવા એટલે સાધારણ પગાર તથા સાધારણ અધિકારની નોકરી જેવી કે સરકારી કે રજવાડી કેળવણી વગેરે ખાતાઓની નોકરી, તથા અધમ સેવામાં હલકી, પાણી પાવાની, રસોઈ કરવાની સિપાઈગીરીની આવી આવી નોકરી આવી જાય છે. નોકરીમાં ઘણા ભાગ બ્રાહ્મણો કેળવણી ખાતાની નોકરી વધારે પસંદ કરે છે; તથા તે ખાતામાં બ્રાહ્મણોની સંખ્યા વધારે હોય છે.

( ૨. )

આ વિભાગમાં આવતા બ્રાહ્મણો બહુધા પોતાની વિદ્યાથી કે કેવળ અભણ હોવા છતાં ફક્ત જન્મથી જ બ્રાહ્મણ હોવાના હકથી પોતાનો વ્યવહાર ચલાવી શકે છે.

આમાંના વિદ્વાન બ્રાહ્મણો, કર્મકાંડ કરાવી, પુરોહિત તરીકે, શાસ્ત્રી તરીકે, પુરાણી તરીકે, જોશી તરીકે, વૈદ્ય તરીકે કે એવા અન્ય પ્રકારના ઉદ્યમોથી માન સહિત પોતાનું કાર્ય નિભાવે છે; તથા અભણ વર્ગ શહેર કે ગામડામાં ભીખ માગીને, મંદિરોમાં પૂજા કરીને કે એવી વિવિધ રીતે પોતાનું અજ્ઞાન અને નિર્ધન જીવન પુરૂં કરે છે. આ અભણ વર્ગ એ પ્રજા ઉપર એક જાતના બોજા રૂપ જ છે.

આમાંના જે બ્રાહ્મણો સારા અધિકારની નોકરી કરી, કે પોતાની સંસ્કૃત વિદ્યાના બળથી પોતાનું વ્યવહાર કાર્ય ચલાવે છે, તેઓની સ્થિતિ એકંદર સાધારણ હોય છે; પરંતુ

બાકીના મ્હોટા ભાગની સ્થિતિ ઘણી જ નિર્ધન, દુઃખી અને દયાપાત્ર છે. ગુજરાતી બ્રાહ્મણ સરકારી લશ્કરી નોકરીમાં રહેતા નથી.

હવે બ્રાહ્મણોની આ સ્થિતિ હોવાનાં શાં કારણો છે, તથા આથી ઉત્તમ સ્થિતિ મેળવવાને શાં સાધનોની આવશ્યકતા છે તેનો આપણે વિચાર કરીશું.

આવી સ્થિતિ થવાનાં અનેક કારણો એકત્ર મળેલાં છે; પરંતુ તથા કારણોનો મુખ્ય બેમાં જ સમાવેશ થઈ શકે;

(૧) અજ્ઞાન અને (૨) નિર્ધનતા.

આમાંનું બીજું કારણ બહુધા પહેલાને લીધે જ ઉદ્દભવે છે.

હવે આ સ્થિતિમાંથી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવાનાં સાધનોનો વિચાર કરતાં પહેલાં આપણે જોઇશું કે બ્રાહ્મણો એ હીંદુ પ્રજાનો કેવો ભાગ છે, તેમનામાં શી શક્તિ છે, તથા હાલના અજ્ઞાન અને અંધકારના સમયમાં પણ તેમણે પોતાની વારસામાં મળેલી શક્તિને વિવિધ દિશાઓમાં જનકલ્યાણાર્થે કેવી રીતે વાપરી છે.

પશ્ચિમ સાથેના સમાગમથી આપણા ધાર્મિક, સામાજિક, રાજકીય તથા આર્થિક વિચારોમાં બહુ નવીન સંમેલન થયું છે. હવે આ સંમેલન કરનાર કોણ હતા તથા તેમણે શું શું કર્યું છે તેનો આપણે થોડોક વિચાર કરીએ.

**ધાર્મિક.**—આ વિષયમાં જે સંસ્થાઓએ દેશમાં નવીન વિચાર પ્રેરી દેશકલ્યાણાર્થે સંગીન કામ કર્યું છે, તે બે સંસ્થાઓ આર્યસમાજ અને રામકૃષ્ણમીશન છે. આમાંની પહેલી સંસ્થા જેના રૂપ રૂપે આપણે સ્વદેશભક્ત લાલા લજપતરાય અને અન્ય બીજા જોઇએ છીએ તેનો સ્થાપક એક ગુજરાતનો બ્રાહ્મણ જ હતો; તેમ જ બીજી સંસ્થાનો સ્થાપક પણ આપણે તેના જીવનચરિત્ર ઉપરથી જાણીએ છીએ કે એક બંગાળાનો બ્રાહ્મણ જ હતો.

**સામાજિક.**—સમાજની દુઃખપ્રદ સ્થિતિનું ભાન પણ પ્રથમ બ્રાહ્મણને જ થયું હતું. તેમની હૃદયની परोपकाराय सतां विभूतयः લાગણી સતેજ થઈ તેથી મહાન્ કષ્ટ ખમી દેશનું સાંસારિક જીવન સુધારણાર્થે અથાગ પ્રયત્ન કરનાર બંગાળાનો આદિ સુધારક રાજા રામમોહનરાય તથા આપણા ઇલાકાના સ્વર્ગસ્થ સુપ્રસિદ્ધ મહાદેવ ગોવિંદ રાનડે, ભોળાનાથ સારાભાઈ તથા અન્ય ઘણા પણ બ્રાહ્મણ કુટુંબમાં જ જન્મેલા હતા.

**રાજકીય.**—આ વિષયમાં આપણે અત્યાર સુધી તદ્દન અજ્ઞાન જ હતા એમ કહીએ તો ચાલે. પરંતુ લોર્ડ કર્ઝનના આવવા પછી તથા બંગાળના ભાગલા પડ્યા પછીના સમયથી આ વિષયમાં આપણે ઘણા જ આગાડી વધવા મંડ્યા છીએ. અને નવીન વિચારના સ્ફુરણથી આપણી રાષ્ટ્રીય સભાના જે બે વિભાગ પડ્યા, તે વિભાગમાં પણ ઉદ્દામ પક્ષના હીંદુ અગ્રેસર, જેમણે આરંભકાળથી જ પોતાને જે સાધન સત્ય જણાયાં તે અનુસાર દેશના અભ્યુદય અર્થે ગમે તેવા સંકટો પડે તે સહન કરવાનો દૃઢ સંકલ્પ કરી પોતાનું જીવન અર્પણ કર્યું છે તે મહાન દૃઢ, ધીર અને સ્થિતપ્રજ્ઞ શ્રીયુત બાળ ગંગાધર તિલક; તથા વિનીત પક્ષના

હીંદુ અગ્રેસર જેમણે પણ સ્વદેશસેવામાં જ જીવન અર્પણ કર્યું છે એવા નરરત્ન ગોપાળ કૃષ્ણ ગોખલે, એ બન્ને પુનાના બ્રાહ્મણ કુળમાં જ જન્મ્યા છે.

આર્થિક કે ઐાદ્યોગિક—આ વિષયમાં પણ હાલ આપણા દેશમાં જે ઉદ્યોગથી આપણું કલ્યાણ આપણે સાધીશું એમ માની તેની ખીલવણી પાછળ પ્રયાસ કરીએ છીએ તે સુતર કાપડના ઉદ્યોગ *પશ્ચિમની ઢબ ઉપર આપણા દેશમાં ઘણી મુસ્કેલીઓ વેઠી, વિશાળ બુદ્ધિ ચલાવી તથા સાહસિક થઈ દાખલ કરનાર સ્વર્ગસ્થ ગ. બા. રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ. એક ગુર્જર બ્રાહ્મણ કુટુંબમાં જ જન્મ્યા હતા.

આ ઉપરથી દરેક સૂક્ષ્મ વિચાર કરનાર મનુષ્યને જણાશે કે હીંદુ પ્રજામાં બીજી બધી વર્ણ કરતાં બ્રાહ્મણો બુદ્ધિ તથા હૃદયબળમાં પુરાતન કાળથી શ્રેષ્ઠતા ભોગવતા આવ્યા છે, તથા હાલ પણ ભોગવે છે.§

સાંપ્રત કાળમાં દુનિયાની બધી પ્રજાઓમા બુદ્ધિબળનું જ યુદ્ધ ચાલે છે, ત્યારે આવા સમયમાં હિંદુ પ્રજા તેમનામા બુદ્ધિની ઉત્કૃષ્ટતા ભોગવતા બ્રાહ્મણો, જેમની ઘણાં કારણોથી દુ:ખપ્રદ સ્થિતિ થઈ ગઈ છે, તેમને અંધકારમાંથી પ્રકાશમાં લાવવાનો તથા જ્ઞાનબળથી તેમનુ હૃદયબળ સતેજ કરવાનો, પ્રયાસ કરતી નથી તેથી સમસ્ત દેશને કેટલુ બધું નુકસાન થાય છે તેનો ખ્યાલ દરેક વિચારવંત પુરુષને સહેજમાં આવી શકશે.

ઉપર પ્રમાણે ગુજરાતના બ્રાહ્મણોનુ બળ, તેમની સ્થિતિ, તેમની વ્યવહાર ચલાવવા અર્થે વિવિધ પ્રકારની પ્રવૃત્તિ વગેરેનુ નિરીક્ષણ, તથા બ્રાહ્મણોની શક્તિ વિષે થોડો વિચાર કરી, હવે આપણે તેમની હાલ છે તે કરતાં ઉત્તમ સ્થિતિ શી રીતે થઈ શકે તેનો વિચાર કરીએ.

આ વિષે વિચાર કરવો એ વિશાળ બુદ્ધિ અને જ્ઞાનની જરૂરીયાતવાળું હોવાથી તથા મારામાં આની ન્યૂનતા હોવાથી, આ વિષયમાં પ્રવેશ કરવાની હિમ્મત કરવી એ એક નહાના શાંત તળાવમા તરનાર ઉછળતા મહાસાગરમા તરવા પડે એવું હોવા છતાં આ પ્રયાસમાં હુ એવી આશાથી પ્રવર્તુ છુ કે, જેથી અન્ય વિદ્વાન બંધુઓ આ પ્રશ્ન ઉપર વિચાર કરી, ચર્ચા કંઈ ખરા કાર્ય કરવા તરફ લક્ષ આપી તેમાં પ્રવર્તાય.

આવા પ્રયાસ વાસ્તે આ શહેરમા થોડા સમય ઉપર એક સભા સ્થપાઈ હતી, તથા તેની બે ત્રણ બેઠકો પણ થઈ હતી પરંતુ આપણામાં સ્વાશ્રય ઉપર આધાર રાખી કામ કરવાની શક્તિ ન હોવાથી, દરેક વિષયમાં અન્ય ઉપર આધાર રાખવાની ટેવ હોવાથી, ખરી

---

* " But according to official statements the industry dates from 1851 when the first mill was started at Broach A Hindu gentleman Rao Bahadur Ranchodlal Chotalal, was one of the pioneers of the cotton mill industry of India....... ..... soon after the Oriental and the Manakji Petit mills were started in Bombay" Bose's H. O. Vol. II. p. 286.

§ The Brahman has been intellectually in advance of the rest of the Hi race. " Mr. Sherring in his Hindu tribes and castes."

લાગણી વાળા તથા નિસ્પૃહી થઈ કાર્ય કરનારના અભાવથી તથા વળી કોઈ આવો મળી આવે તો નેતાઓમાં સમાજના કાર્ય માટે જોઇતા વિશાળ જ્ઞાન તથા સમાજના કલ્યાણાર્થે વ્યક્તિત્વ મત ટાળી બહુ મતે કામ કરવાની હૃદયની શક્તિની શૂન્યતા હોવાને લીધે એ સભા જેવી જન્મી તેવી જ એક પતંગીયાની પેઠે અંધકારમાં અદશ્ય થઈ ગઈ છે.

આશા છે કે આ લેખથી મૃતસભા મેળવનારા, તથા તેમાં ભાગ લેનારા સદ્‌ગૃહસ્થોનાં અંતઃકરણમાં પરોપકારાય સતા વિભૂતયઃ એ જ્ઞાન પ્રકટ થઈ બંધુઓનું અજ્ઞાન દૂર કરવા તથા તેમના દુઃખમાં ભાગ લેવા તૈયાર થઈ કંઈક સંગીન કાર્યનો આરંભ કરશે.

હવે આ સ્થિતિ સુધારણાર્થે કયા માર્ગમાં પ્રવૃત્તિની જરૂર છે તે મારી બુદ્ધિ પ્રમાણે અન્ય બંધુઓ સમક્ષ વિચારવા તથા ચર્ચાવા મુકું છું.

આગળ મેં જણાવ્યું છે તેમ આ દુઃખપ્રદ સ્થિતિનું કારણ "અજ્ઞાન" એ જ મને જણાય છે; અને આ અજ્ઞાન દૂર કરવાનો ઉત્તમ માર્ગ વેદાંત શિવાય આપણને બીજે ક્યાંથી મળશે? આપણા રૂષિ મુનિયો હમેશાં પ્રાર્થના કરતા કે—

असतोमासद्गमय, । तमसो माज्योतिर्गमय ॥

હવે આ જ્યોતિ મેળવવાને વેદાંત આપણને कोहं (Know thy self) એનો વિચાર એજ પ્રથમ પગલું બોધે છે.

આ સૂત્ર અનુસાર, આપણે ગુજરાતના બ્રાહ્મણોએ, આપણે કોણ છીએ? કેટલા છીએ? આપણું બળ શું છે? આપણું તેજ શું છે? આપણામાં શી શક્તિ છે? એનો વિચાર કરવા જોઇએ અને એ વિચાર જ ઉન્નતિનો માર્ગ દર્શાવનારૂં, અજ્ઞાન દૂર કરનારૂં અને જ્યોતિ પ્રાપ્ત કરનારૂં પ્રથમ સાધન છે.

આ જ્ઞાન મેળવવાને આપણે સ્થૂળ ભૂમિકા ઉપર, એક મંડળ સ્થાપવું જોઇએ, જે મંડળ વિવિધ માર્ગે જુદી જુદી જ્ઞાતિઓની સંખ્યા, તેમનાં સ્થાન, તેમની સ્થિતિ વગેરેની માહીતી એકત્ર કરે.

આ માહીતી એકત્ર કરનારનું કાર્ય મુકરર કર્યાં પછી, તથા તે વિષેની માહીતી મેળવ્યા પછી, એક બીજું વિશાળ મંડળ સ્થાપવું જોઇએ. જે ધન ઉપાર્જન વિગેરેની હરેક પ્રકારની યોજનાઓ કરે તથા તમામ વ્યવસ્થા ઉપર દેખરેખ રાખે તથા મદદ કરે, અને આ પાંચ, દશ પાંચ લાખ ઉપરાંત બ્રાહ્મણોને પોતાની ઉન્નતિ અર્થે એકત્ર થઈ તન, મન અને ધનથી પ્રયાસ કરવા આમંત્રણ મોકલે. આ આમંત્રણને આવકાર મળ્યા પછી આ મંડળના એક ભાગે બ્રાહ્મણ બાળકોને (બાળક તથા બાળકીઓને) ઉપનયન સંસ્કાર, તથા યોગ્ય વય થયા પછી જ્ઞાનમાર્ગમાં કેવી રીતે યોજવાં તેનો વિચાર કરવા એક વિદ્વાનસમાજ મેળવવો; એ સભાસદોએ બાળકોને શિક્ષણ શા વિષયનું આપવું, કેવી પદ્ધતિસર આપવું, સ્થળ ક્યાં મુકરર કરવાં, તેમાં શું ખર્ચ થાય, તેમાં કેવા કાર્ય કરનાર યોજવા જોઇએ, આનાં સાધન મેળવી શકાય આનો વિચાર કરી, નિર્ણય કરી તેનાં સાધનો મેળવવા તથા કાર્ય શરૂ કરવા પ્રયાસ કરવો; અને જેમ જેમ સાધનની અનુકૂળતા વધતી જાય તેમ તેમ આ કાર્યમાં બળ વધતા જવું.

વળી બીજો એક વિભાગ પાડવો, જે મંડળના સભાસદો વચલા વર્ગના ગૃહસ્થ, તથા ઉત્તરાવસ્થા પ્રાપ્ત કરેલાં બન્ને વર્ગનાં વૃદ્ધ યા યુવાન, સધન વા નિર્ધન, વિધવા વા વિધુર, પુરુષ વા સ્ત્રી, અજ્ઞાન કે જ્ઞાનવાન, દુઃખીને સુખીની મદદ અને સુખીને દુઃખીની સેવા તે જ પ્રમાણે જ્ઞાની અજ્ઞાનીનું, એ બધાને એકત્ર કરી એક બીજાને કેવી રીતે ઉપયોગમાં લઈ મદદ આપવી તથા તેમનુ અજ્ઞાન અને દુઃખ કેમ દૂર કરવું તેનો વિચાર કરવો, તેમાં જોઈતાં સાધનો વિચારી મેળવવા પ્રયાસ કરવો અને ઉપરના મંડળ પ્રમાણે કાર્ય આરંભવું.

ઉક્ત મંડળોની સ્થાપના, તથા તેની માહીતી માટે એક માસિક. આટલું કર્તવ્ય લક્ષમાં બસ થશે એમ મને લાગે છે; પરંતુ એ વિચારે કે અન્ય ઉત્તમ વિચારો પ્રમાણે કાર્ય થવા માંડવું જોઇએ; બ્રાહ્મણ બંધુઓને ત્વરાથી આ કાર્ય આરંભવા વિનતિ કરી તથા આ કાર્યનો ત્વરાથી આરંભ થશે એવી દૃઢ શ્રદ્ધા રાખી આ લેખ સમાપ્ત કરૂં છું.

સરખેજ, } રામશંકર હરજીવન ત્રિપાઠી.*

---

## બ્રહ્મચર્ય.

સાંપ્રતકાળમાં આપણા દેશમાં સર્વ સ્થળે શારીરિક સંપત્તિનો અભાવ જણાય છે, એટલે કે આપણી શારીરિક સંપત્તિ દિનપરદિન ઘટતી જાય છે, એટલુંજ નહીં પરંતુ તેના તરફ આપણું તદન દુર્લક્ષજ હોય એમ જણાય છે. આવી સ્થિતિ થવામાં અનેક કારણો એકત્ર થયાં છે પરંતુ તેમાં મુખ્ય કારણો કયાં છે, તથા તે નિવારણાર્થે શા શા ઉપાયની આવશ્યકતા છે તે ઉપર આપણે થોડો વિચાર કરીએ. આપણી શારિરિક સંપત્તિનો આધાર આપણા સ્થૂળશરીરની દૃઢતા તથા આપણી મનોબળતાના પ્રાબલ્ય ઉપર છે. મન અને શરીરનું સામ્ય આપણને આપણા દરેક પ્રસંગમાં જણાયા વગર રહેતું નથી અને મનનો અને શરી-

---

* ઉપરનો લેખ અમે સંવત ૧૯૬૪ ના વસન્તના આષાઢ માસના અંકમાં આપેલો હતો. તેમાં માગ્યા પ્રમાણે ફક્ત વડોદરાથી ગ. ન. ભોગીલાલ જયશંકરનો એક પત્ર આવ્યો હતો, બીજો કોઈ પણ પત્ર આવેલો નહીં તેથી એ લેખ બ્રાહ્મણોમાં વંચાયો નથી એમ ધારી અમે આ માસિકમાં મુકયો છે. તે દિવસથી આજ સુધી ૧ વર્ષ વાટ જોઈ પણ બ્રાહ્મણોને માટે કોઈ વિદ્વાન બંધુ તરફથી માસિક કાઢવામાં આવ્યું નથી. આ વિચાર મેં મારા પિતાને જણાવ્યો જેથી તેમની ઇચ્છા થઈ અને આ માસિક કાઢવામાં આવ્યું છે. સમસ્ત બ્રાહ્મણોને વાસ્તે થોડા સમય ઉપર "બ્રાહ્મણ" નામનું માસિક જામનગરના વિદ્વાન શાસ્ત્રીજી શ્રીયુત હાથીભાઈ હરિશંકર તરફથી નીકળતું હતું. પરંતુ તે કેટલાક સમયથી બંધ થયું હોવાથી તથા એવા એક સમયાનુકૂળ માસિકની ખાસ જરૂર હોવાથી અમે આ માસિક કાઢવા માંડ્યું છે; અને બ્રાહ્મણ બંધુઓ અમને સહાય કરશે તો ઉક્ત લેખમાં બતાવ્યા પ્રમાણે કર્તવ્ય કરવાની અમારી અભિલાષા છે.

રા. હ. ત્રિ.

રનો પરસ્પર ઘણોજ નિકટ સંબંધ છે એ આપણે સહજજ વિચાર કરવાથી જાણી શકીએ છીએ, આટલો વિચાર કરી હવે આપણે આપણા સ્થૂળશરીર વિષે થોડો વિચાર કરીએ. આપણને આપણું સ્થૂળશરીર આપણા પિતા તથા માતા તરફથી મળે છે. માટે તેનો પહેલો આધાર પિતાના વીર્ય તથા માતાના રજ ઉપર છે. જો પિતાનું વીર્ય (બીજ) નિર્માલ્ય તથા શક્તિહીન હોય તો દેખીતુંજ છે કે રજ ગમે એવું બળિષ્ટ હોય તથાપિ પણ તે બન્નેના ફળરૂપ શરીર નિર્બળ થવાનું. આ પ્રમાણે આપણા સ્થૂળશરીરનો મુખ્ય આધાર માતપિતાના શરીરની સુદ્દઢતા ઉપરજ છે. તે પછીનો આધાર જન્મથીજ અપાતી કેળવણી ઉપર છે. માતાના ગર્ભાશયમાં જ્યારથી બીજનો સંચાર થાય છે. ત્યારથીજ જેમ ક્ષેત્રમાં વાવેલા બીજને અમુક પ્રકારનું ખાતર પાણી સંભાળ આદિના સસ્કાર આપવામાં આવે છે તેમ આપવું પડે છે. જો માતા શિક્ષિત હોતી નથી તથા જે મહાન પ્રજોત્પત્તિના કામ માટે તે નિર્માયેલી છે. તે કાર્યની યોગ્યતા તેનામાં નથી હોતી તથા પોતાના કર્તવ્યનું તેને ભાન નથી હોતું ગર્ભમાં રહેલા આત્માને બહાર આવે ત્યાં સુધી જે જે સંસ્કાર આપવા જોઇએ તે સર્વથી તે વિમુખ રહે છે. અને તેથી પણ બાળકની શારીરિક સંપત્તિ સારી હોઈ શકતી નથી અને તેથી સ્થૂળશરિર સુદ્દઢ બની શકતુ નથી. આ પ્રમાણેના સંસ્કારો થયા પછી પણ બાળકના જન્મકાળથી ને જ્યાં સુધી અન્ન ઉપર રહેવા યોગ્ય થતું નથી ત્યાં સુધી તેને પોતાના પ્રારબ્ધવશાત્ જે માતા પ્રાપ્ત થઈ હોય છે તે જેવા સંસ્કાર પાડે છે, તેવા સંસ્કારયુક્ત થવું પડે છે. અને તે પછી પણ પોતાની શારીરિક સ્થિતિનો આધાર પોતાના સમાજ તરફથી કે પોતાના દેશના રાજ્ય તરફથી જે પ્રકારની કેળવણી આપવામાં આવે છે તેના ઉપરજ હોય છે. ઉપર પ્રમાણે જોયું કે આપણી સ્થૂળશરીરની સંપત્તિનો આધાર (૧) આપણા મનોબળ ઉપર (૨) આપણા પિતાના વીર્ય ઉપર (૩) આપણી જન્મદાતા માતાના રજ તથા તે શિક્ષિતતા કે નિરક્ષરતાને યોગે જે સંસ્કારપાડે તેના ઉપર તથા (૪) આપણા પ્રારબ્ધવશાત્ જે દેશમાં, જે સમાજમાં કે જે રાજ્યમાં જન્મ પામીએ તેના તરફથી અપાતી કેળવણીના ઉપરજ હોય છે. તેમાં વળી જે સમાજમાં આપણો જન્મ થયો હોય તે સમાજના વ્યાવહારિક નિયમાનુસાર આપણા ઉપર સંસ્કાર પડે અને આપણી શારીરિક સંપત્તિ તે સંસ્કાર અનુસાર હોય છે.

ત્યારે હવે આપણે ઉપરનાં ચાર કારણોનો વિવેક આપણી હાલની સ્થિતિ વિષે કરીએ તો આપણને સ્પષ્ટ જણાશે કે આપણી શારીરિક સંપત્તિ જે હાલ સાધારણ રીતે જોવામાં આવે છે તે પણ કંઈ આપણા ઉપર ઇશ્વરની કૃપા જણાય છે તેથીજ રહી છે.

આપણા વૃદ્ધ પુરૂષોના અનુભવથી તેમજ આપણાં પુરાણ પુસ્તકો ઉપરથી ,આપણને માલુમ પડે છે કે, આપણી શારીરિક સંપત્તિ તે સમયમાં હાલની આપણી સ્થિતિ કરતાં ઘણીજ ઉત્કૃષ્ટ હતી અને હજુ પણ આપણાં આ દિશાના પ્રયાસના દુર્લક્ષને લીધે દિનપરદિન આપણે શારીરસંપત્તિમાં દરિદ્ર થતા જઇએ છીએ.

ત્યારે હવે પ્રશ્ન થાય છે કે આનું કારણ શું? આનું કારણ સ્પષ્ટ છે, કે આપણા સમાજનો જે બ્રહ્મચર્ય આશ્રમ છે, તેના પાલન તરફ આપણું લક્ષજ નથી. આપણી શારી-

રિક તથા માનસિકસ્થિતિને ઉત્તમ બનાવવાના હેતુથી આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ આપણા જીવનના ચાર આશ્રમ બનાવ્યા હતા અને આપણા સમાજને દૃઢ અને સુરક્ષિત બનાવવાને આપણા વર્ણવિભાગ પાડવામાં આવ્યા હતા. પરિસ્થિતિ બદલાવવાને લીધે હાલમાં વર્ણવ્યવસ્થામાં તેમજ આશ્રમ વ્યવસ્થામાં ઘણીજ અવ્યવસ્થા થઈ ગઈ છે.

આટલો વિચાર કર્યા પછી હવે આપણે વિચાર કરીએ કે બ્રહ્મચર્ય એટલે શું ? હાલમાં ઘણે ઠેકાણે બ્રહ્મચર્યના જુદા જુદા અર્થ કરવામાં આવે છે. કેટલાક વીર્યનું સ્તંભન તેનેજ બ્રહ્મચર્ય માને છે, ત્યારે કેટલાક વળી શરીરનું બળ એજ એક બ્રહ્મચર્યનું લક્ષણ ગણે છે. પરંતુ જો બ્રહ્મચર્ય શબ્દનો વિવેક આ વ્યાખ્યા અનુસાર કરવામાં આવે તો તો એક બંડળને અથવા એક મલ્લને આપણે બ્રહ્મચારી કહેવો જોઇએ. પરંતુ આપણા શ્રુતિ સ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં બ્રહ્મચર્ય તથા બ્રહ્મચારીની વ્યાખ્યા આથી કાંઇ જુદોજ અર્થ સૂચવતી જણાય છે. ब्रह्मणेचर्यते इति ब्रह्मचर्यम् બ્રહ્મને અનુસરવું તેજ બ્રહ્મચર્ય. अस्ति तावन्नित्यशुद्धबुद्धमुक्तस्वभाव सर्वज्ञ सर्वशक्तिसमान्वित ब्रह्म જે જણાય છે, જે નિત્ય છે, જ્ઞાનસ્વરૂપ છે, શુદ્ધ છે, મુક્ત છે, સર્વજ્ઞ છે અને સર્વશક્તિમાન છે તેજ બ્રહ્મ છે. આને અનુસરે તેજ બ્રહ્મચારી. વેદ છે તેજ બ્રહ્મ છે માટે વેદનું અધ્યયન કરે, તેમા કહેલા ધર્મ પ્રમાણે વર્તે અને ગુરુને ત્યાં રહી બ્રહ્મને અનુસરે તેનેજ આપણા શાસ્ત્રમાં બ્રહ્મચારી કહેલો છે. અને આ યથારૂઢ થવું તેજ બ્રહ્મચર્યમાં રહેવું એમ કહેવાય છે, ત્યારે કાંઈ વીર્યનુ સ્તંભન કે બળ એ બ્રહ્મચર્યનુ લક્ષણ નથી પરંતુ ગુરુને ત્યાં રહી અહર્નિશ ઉપનિષદ્ ગત ધર્મમાં રહી વેદાધ્યયન કરવું તેજ બ્રહ્મચર્ય કહેવાય છે. તેમજ યોગ માર્ગમા ब्रह्मचर्यं गुप्तेन्द्रियोपस्थ संयमः ગુપ્ત ઇંદ્રિઓનો સંયમ તેજ બ્રહ્મચર્ય એમ કહેલુ છે અને સ્થૂળ શરીરનુ તેજ બળ ઐશ્વર્ય તે વીર્યને આધીનજ હોય છે માટે જે વીર્યનુ રક્ષણ કરે અને પોતાની ઇંદ્રિયોનો સંયમ કરે તેજ મનુષ્ય પોતાનુ સ્થૂળ શરીર સુદૃઢ બનાવી શકે અને ઉચ્ચ પ્રકારની શારીરિક સંપત્તિ પ્રાપ્ત કરી શકે એમ આપણે જોયું ત્યારે હવે એ પ્રકારનુ ઉચ્ચ જ્ઞાન બ્રાહ્મણોને મળે તથા તે જ્ઞાન પ્રમાણે રહી શકે એવી અનુકૂળતા પ્રાપ્ત થાય તોજ બ્રાહ્મણોમાં બ્રહ્મચર્યનો વાસો થાય નહિ તો તે પથે બ્રાહ્મણ બાળકો ચાલી શકે એવો સંભવ જણાતો નથી અને જ્યારે બ્રાહ્મણો પણ એ પથમા આરૂઢ થઈ શકશે નહીં તો પછી અન્ય વર્ણ જેમનો બધો આધાર ધર્મ કાર્યમાત્રમાં બ્રાહ્મણો ઉપરજ છે તેમને વિષે તો વાતજ શી કરવી. વસ્તુ સ્થિતિ આમ હોવાથી પ્રત્યેક બ્રાહ્મણ બંધુનુ એ ધર્મ કાર્ય છે કે પોતે આ સબધનું જ્ઞાન મેળવે, તે પ્રમાણે સંયમ કરે અને નવીન પ્રજાને તે પથમાં આરૂઢ કરવા પ્રયાસ કરે. નહીં તો અત્યારે અનુભવાતાં દુઃખોમાં વધારોજ થયાં કરવાનો અને આપણી વસ્તી જે દિનપરદિન ઓછી થતી જાય છે તે વધારે ઓછી થતી જશે. બ્રહ્મચર્ય ન પાળવાથી અત્યારે આપણા સમાજને કેટલી બધી હાનિ થઈ છે અને હજુ પણ થાય છે એ સર્વે વિચારવંત પુરુષોને વિદિતજ છે. કેટલાં બધાં અલ્પાયુષિ, વીર્યહીન, બળહીન તથા પશુવૃત્તિયુક્ત સંતાનોનો આપણા સમાજમાં જન્મ થાય છે, અને તેમાનાં કેટલાં બધાં જન્મતાંજ કે તે પછી થોડા સમયમાં મૃત્યુને વશ થાય છે તે જન્મમરણના મ્યુનિસિપલ રીપોર્ટના દરેક વાચકને વિદિતજ હશે. વળી સમય એવો કઠિન આવતો જાય છે કે મોંઘવારીને લીધે શરીરને સુદૃઢ કરનારો એવો સાત્વિક ખોરાક દેશનાં

બાળકોને બહુ જ ઓછા પ્રમાણમાં મળી શકે છે, અને બાળકો ઉપર અભ્યાસ વગેરેનો તથા જીવનની સ્પર્ધાનો બોજો એટલો બધો પડે છે કે તેવા પ્રસંગમાં શરીરનો ટકાવ કરવાને બ્રહ્મચર્ય સાચવવાની ઘણીજ જરૂર છે. આને માટે બાળલગ્ન આદિ રિવાજ એકદમ નાબુદ કરવાની જરૂર છે અને આ વિષયના શરીરના નિયમના તથા બળ વધારવાના સંયમ આદિ વિષયોનું જ્ઞાન આપવાની ઘણીજ જરૂર છે. વળી યોગારૂઢ મનુષ્યને માટે પણ ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્મા ઉપદેશ કરે છે:-

युक्ताहारविहारस्य युक्त चेष्टस्य कर्मसु ।

युक्त स्वप्नाव बोधस्य योगो भवति दुःखहा ॥ भ. गी. ६. १७

ભાવાર્થ—સર્વ દુઃખનો વિનાશ કરનાર યોગ, આહાર તથા વિહારમાં કર્મમાનમાં તેમ જ નિદ્રા તથા જાગ્રતમાં યત્ન (મિત) રહેના થીજ થાય છે.

'धर्मपथ प्रवासी'

---

## શ્રીમદ્ ભગવદ્ગીતા.

શ્રીમદ્ ભગવદ્ગીતા એ આર્યધર્મનો મહાન ગ્રંથ છે. અન્ય પણ ઘણા ધર્મ ગ્રંથો છે પરંતુ ગીતા સમાન લોકપ્રિયગ્રંથ સંસ્કૃત સાહિત્યમાં કોઈ પણ નથી એમ કહીએ તો તે ખોટું નથી. આ ગ્રંથ મહાભારતની મધ્યમાં આવેલો છે અને તે શ્રીભગવદ્મુખે અર્જુનને ઉદ્દેશીને દરેક જીવાત્માના ઉત્કર્ષ અર્થે કહેવામાં આવ્યો છે. આ ગ્રંથની દરેક પંથનાના આચાર્યે ટીકા કરેલી છે અને દુનિયાની ઘણી ભાષાઓમાં તેના અનુવાદ થયેલા છે. આપણા દેશમાં તો શું પણ હાલમાં પશ્ચિમ તરફના જર્મની અને અમેરિકાખંડના યુનાઇટેડ સ્ટેટસ દેશમાં પણ આ ગ્રંથનું અધ્યયન ઘણું જ થાય છે અને આપણા દેશમાં પણ અંગ્રેજી ભણેલા, સુધારકો, જુનાંઓ, બાળક, વૃદ્ધ, યુવાન સર્વે ગીતાનો પાઠ તથા તેનું શ્રવણ મનન નિદિધ્યાસન કરે છે. આ ગ્રંથ વિષે ગીતાના ધ્યાનમાં કહેલું છે કે—

ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं

व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥

अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनीं ॥

अम्ब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥

ભાવાર્થ—નારાયણ ભગવાનના મુખથી પાર્થ પ્રતિ બોધાયલી અને મહાભારતમાં વ્યાસ મુનિથી ગ્રથાએલી એવી અઢાર અધ્યાયની અદ્વૈત સુધા વર્ષાવતી ભવનો દ્વેષ કરનારી એવી માતા ભગવદ્ગીતાનું હું ધ્યાન કરું છું.

વળી હાલમાં આ ગ્રંથ તરફ લોકોની અભિરુચિ વધતી જતી જણાય છે, અને તેમાંનું તત્ત્વ વ્યવહારના ઉપયોગમાં લેવામાં આવે છે તથા હૃદય બળ મેળવવામાં પણ તેના ઉપદેશનું ગ્રહણ થવા માંડ્યું છે માટે આ ગ્રંથનું ગુજરાતી ટીકાસહ ભાષાંતર અમે અવકાશાનુસાર આ માસિકમાં આપવું ઉચિત ધાર્યું છે. આપણી ગુર્જર ભાષામાં પદ્યાત્મક તેમ જ ગદ્યા-

એક ગીતાનાં ઘણાં ભાષણો થયેલાં છે અને તેમાં કેટલાક ગ્રંથ તો સદ્ગત વિદ્વાન બ્રહ્મનિષ્ટ સાક્ષર મણિલાલ નભુભાઈ તેમ જ પુજ્યપાદ નથુરામ શર્મા આદિ વિદ્વાનોના હાથે લખાયેલાં છે. પરંતુ તે બધાં ભાષાંતરો કરતાં અમને કાઠીયાવાડમાં થઈ ગયેલા સ્વામી શ્રી ચિદ્ઘનાનંદ ગિરિ કૃત ભાષા ગીતા ગૂઢાર્થ દીપીકા નામની હિંદી ટીકા ઘણી જ ઉત્તમ અને રહસ્યમે બહુ જ સરલ કરતી લાગવાથી અમે તેનું ગુજરાતી ભાષાંતર કરી આ નીચે આપીએ છીએ.

---

॥ ॐ तत्सत् श्रीपरमात्मने नमः ॥

## ॥ भगवद्गीता ॥

(અથ શ્રી સ્વામિ ચિદ્ઘનાનંદ ગિરિકૃત ભાષાગીતા ગૂઢાર્થ દીપીકા નામની હિંદી ટીકાનું ગુજરાતી ભાષાંતર.)

ॐ श्रीगणेशाय नमः । श्रीकाशीविश्वेश्वराभ्यांनमः ।
श्रीगुरुभ्योनमः । श्रीशंकराचार्येभ्योनमः ॥ श्री ॥

॥ श्लोक ॥

शंकरं शंकराचार्यं व्यासं नारायणात्मकं ॥
सरस्वतीं च ब्रह्माणां प्रणमामि पुनः पुनः ॥ १ ॥
प्रकाशित ब्रह्म तत्त्वं प्रकृष्ट गुणशालिनं ।
प्रणवस्योपदेष्टारं प्रणमाम्यनिशं गुरु ॥ २ ॥
श्रीकृष्ण चरणद्वंद्वं प्रणिपत्य पुनः पुनः ॥
प्रायः प्रत्यक्षर कुर्वे गीता गूढार्थ दीपिका ॥ ३ ॥

અર્થ:—શ્રી શંકર રૂપે જે શંકરાચાર્ય છે, તેમને તથા નારાયણ રૂપ જે વ્યાસ ભગવાન છે તેમને તથા સરસ્વતી દેવીને તથા સરસ્વતીના ભર્તા બ્રહ્માને વારંવાર નમસ્કાર કરૂં છું. ૧ અને જે ગુરૂઓએ અમારા હૃદયને વિષે બ્રહ્મ તત્વનો પ્રકાશ કર્યો છે, તથા જે ગુરુ વિવેક, વૈરાગ્યાદિક ઉત્તમ ગુણોએ કરીને યુક્ત છે, તથા જે ગુરુ અમને અધિકારીઓને પ્રણવ મંત્રનો ઉપદેશ કરનારા છે, એવા શ્રી ગુરુઓને હું નમસ્કાર કરૂં છું. ૨ અને આ ગીતા શાસ્ત્રના કર્તા જે શ્રીકૃષ્ણ ભગવાન્ છે, તે શ્રીકૃષ્ણ ભગવાનના બેઉ ચરણ કમળને વારંવાર પ્રણામ કરીને મુમુક્ષુ જનોને વાસ્તે શ્રીગીતાજીના પ્રત્યેક અક્ષરોના અર્થ નિશ્ચય કરવાને વાસ્તે શ્રી શંકરાચાર્યે કૃત ભાષ્ય, તથા સ્વામી શંકરાનંદ કૃત ટીકા, તથા સ્વામી મધુસૂદન કૃત ટીકા, તથા નીલકંઠ પંડિત કૃત ટીકા, આ ચારેનો મત લેઈને આ ગીતા ગૂઢાર્થ દીપિકા નામની ટીકા હિંદુસ્તાની ભાષામાં સ્વામી શ્રી ચિદ્ઘનાનંદગિરિએ કરેલી છે, ૩ તેમની તે ટીકાનું ગુર્જર ભાષામાં સર્વ મુમુક્ષુ જનોના હિતને માટે આ ભાષાંતર કર્યું છે.

(ચાલુ)

આ માસિકમાં દરેક વિદ્વાન બંધુને પોતાની વિદ્યાથી ધનિકને પોતાના ધનથી અને બીજી કોઈપણ અન્ય શક્તિવાળાને પોતાની તે શક્તિ અનુસાર મદદ કરવાની વિનંતિ છે. જે વિદ્વાન બંધુઓ, શાસ્ત્રિઓ, ગ્રેજ્યુએટો, અંડર ગ્રેજ્યુએટો, કાવ્ય રસિકો, કવિઓ તથા અન્ય લેખકો તથા માસિકોના તંત્રી, સંપાદકો વગેરેને પોતાની વિદ્યાદ્વારા અમને લેખથી મદદ કરવાની ઇચ્છા હોય તેમણે કૃપા કરીને નીચેના નિયમો ખાસ ધ્યાનમાં રાખવા કારણ કે દરેક આવા વિષયમાં અમુક નિયમ કરવાજ જોઇએ જેથી કાર્ય નિયમીત રીતે નિર્વંત્રી શકાય.

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, સહીવાળા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલું લખાણ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી મોકલવા કૃપા કરવી. અને આ લખાણું જો માસિકમાં લેવામાં નહીં આવે તો અમે તે પાછું મોકલવા બંધાતા નથી.

૩ આ અંક મળ્યા પછી જો માસિકના ગ્રાહક ન થવું હોય તો કૃપા કરીને અમને એક પત્રથી લખી જણાવવું. જેથી અમે બીજા મહીનાનું માસિક મોકલીએ નહીં. નહીં તો અમે તેમને અમારા વર્ષ એકના ગ્રાહક ગણી અને ત્રીજો અંક એક વર્ષના લવાજમ માટે વી. પી. થી મોકલીશું તો તે રાખવાની અગર લવાજમ જેમ બને તેમ સત્વર મોકલવા કૃપા કરવી જેથી અમારી આર્થિક સ્થિતિમાં તથા વ્યવસ્થામાં અડચણ આવે નહીં.

દા. હ ત્રિ.
વ્યવસ્થાપક—'ગુર્જર બ્રાહ્મણ.'

---

## જાહેર ખબર.

અમારી ઓફીસમાંથી અમારી તરફથી પ્રસિદ્ધ થયેલાં નીચેનાં પુસ્તકો નીચે પ્રમાણે કીંમતે આપવામાં આવશે. આ માસિકના ગ્રાહકોને માટે કીંમત ઘટાડવામાં આવી છે.

| | રૂ. આ. પા. |
|---|---|
| ૧ નીતિ સુબોધપત્ર. | ૦—૪—૦ |
| ૨ બાળ સુબોધ. | ૦—૬—૦ |
| ૩ મંગળાર્થે ઇશ્વર પ્રાર્થનામાળા. | ૦—૪—૦ |
| ૪ ભર્તૃહરિકૃત વૈરાગ્ય અને બ્રહ્મજ્ઞાન. | ૧—૦—૦ |
| ૫ શોકશમન. | ૦—૮—૦ |
| ૬ શ્રી સત્યનારાયણનાં સ્તવન તથા કથા. | ૦—૧૨—૦ |

## 'બુદ્ધનો ત્યાગ.'

" હું વર્તું હવે શી રીતે?
" પ્રીતિ નહિં હારે, નહીં જીતે!
" ઓ તાત! પ્રિયા! ઓ પુત્ર!
" ઓ માત! પ્રજા! સુખસત્ર!
" કરૂં વધુ વધુ સૂક્ષ્મ વિચાર,
" તેમ તેમ આ હૃદય ચીરાય.
" સઉ પ્રાણી દુઃખમય ભાસે,
" જનતા પીડાતી જગ આખે.
" તે સહુની પીડા દૂર કરવા,
" કલ્યાણ જગતમાં ભરવા,
" થઉં પ્રબુદ્ધ ગૌતમ આજે,
" થઈ તપસ્વી, તપ શરૂ માંડે!
" જગના સઉ આધિ વ્યાધિ
" હરવા નવી બુદ્ધિ સાધી
" એ તપમાં બુદ્ધ તપાશે,
" નવી યજ્ઞ વેદિ મંડાશે
" પશુમાત્ર હવે ઉગરશે,
" મુજ પ્રીતિ એ હોમે પડશે!
" મુજ પ્રીતિ એકલી હોમાશે!
" બીજું જગત જીવી સુખી થાશે
" ઓ તાત! પ્રિયા! ઓ પુત્ર!
" ઓ માત! પ્રજા! સુખસત્ર!

" મુજ હૃદય પ્રીતિના અંગ તમે સઉ! અંગ સર્વ છો મ્હારાં!
" જન-પશુ જગના કલ્યાણ યજ્ઞપર હોમું અંગ સઉ મ્હારાં! મુજ૦

× × × × ×

" એ નવો મુજ અવતાર! પ્રિયા! તે જોઈ દયા દીલ ધરજે!
" એ દયા ધર્મ સ્થાપના પરિ ભાવિકા થઈ ઘર તજજે! મુજ૦

+ + + + +

" એ મહાધર્મને કાજ તજી પ્રીતિ સાજ, સૂકવી મુજ આંસુ,
" લોહીંશ હું જગના આંસુ પ્રિયા થઈ બુદ્ધ તું પણ તજ આંસુ! મુજ૦

સરસ્વતીચંદ્ર ભા. ૪.

---

શ્રી સુ[illegible] પ્રેસ કં૦ લી૦ અમદાવાદ.

REGISTERED No. B, 891.

# गुर्जर ब्राह्मण

संगच्छध्वं संवदध्वं सवो मनांसि जानताम् । समानो मंत्रस्समितिः समानी समानं मनस्सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मंत्रयेव । समानीव आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થ:—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં વિચારમાં અને કર્મમાં એકતા રાખો. તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો. તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારાં મન એકત્ર થાઓ, કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો. ઋગ્વેદ

વર્ષ ૧, અંક ૨. [ માસિક ] અધિક શ્રાવણ, સંવત ૧૯૬૫.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ

પૃષ્ઠ



વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સુદ્ધાંત અગાઉથી રૂ. ૧.

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, સહીવાળા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલુ લખાણ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી મોકલવા કૃપા કરવી અને આ લખાણ જો માસિકમા લેવામા નહીં આવે તો અમે તે પાછુ મોકલવા બધાતા નથી.

૩ આ અંક મળ્યા પછી જો માસિકના ગ્રાહક ન થવું હોય તો કૃપા કરીને અમને એક પત્રથી લખી જણાવવું, જેથી અમે બીજા મહીનાનું માસિક મોકલીએ નહી. નહીં તો અમે તેમને અમારા વર્ષ એમના ગ્રાહક ગણી અને ત્રીજો અંક એક વર્ષના લવાજમ માટે વી. પી. થી મોકલીશુ તો તે રાખવાની અગર લવાજમ જેમ બને તેમ સત્વર મોકલવા કૃપા કરવી જેથી અમારી આર્થિક સ્થિતિમા તથા વ્યવસ્થામા અડચણ આવે નહીં

શા. હ ત્રિ.
વ્યવસ્થાપક—'ગુર્જર બ્રાહ્મણ'

---

## જાહેર ખબર.

અમારી ઓફીસમાથી અમારી તરફથી પ્રસિદ્ધ થયેલા નીચેના પુસ્તકો નીચે પ્રમાણે કીમતે આપવામા આવશે આ માસિકના ગ્રાહકોને માટે કીમત ઘટાડવામા આવી છે.

| | રૂ. આ પા |
|---|---|
| ૧ નીતિ સુબોધપત્ર. | ૦—૪—૦ |
| ૨ બાળ સુબોધ. | ૦—૬—૦ |
| ૩ મગળ ધૈ ઇશ્વર પ્રાર્થનામાળા. | ૦—૮—૦ |
| ૪ ભર્તૃહરિકૃત વૈરાગ્યશતક અને બ્રહ્મજ્ઞાન.(ના ગાયકવાડ સરકાર તરફથી લાઇબ્રેરીઓ માટે મજુર થયેલ છે.) | ૧—૦—૦ |
| ૫ શોકશમન | ૦—૮—૦ |
| ૬ શ્રી સત્યનારાયણના સ્તવન તથા કથા. | ૦—૧૨—૦ |

શ્રીમદ્ ભગવદ્‌ગીતાની સ્વામિ શ્રી ચિદ્દઘનાનંદ ગિરિકૃત ગૂઢાર્થ દીપીકા નામની મોટી ટીકાનું ગુજરાતી ભાષાંતર, તેમ જ વેદાન્તના અપૂર્વ ગ્રંથ પારસ ભાગનું ગુજરાતી ભાષાંતર પણ અમારી પાસે તૈયાર છે કોઈ શ્રીમાન શ્રી ગૃહસ્થ છપાવનાર જોઇએ છીએ તે માત્ર નો વીના લાભે બંધુઓને તેનો લાભ આપવાની અભિલાષા છે.

---

## આભાર સાથે સ્વીકાર.

| | | |
|---|---|---|
| જૈનસમાચાર. | પરેશ બન્ધુ જ્યેષ્ટ. | ચદ્રપ્રભા જ્યેષ્ટ. |
| औदिच्यमित्र आषाढ | वसन्त ज्येष्ठ | गद्यपद्यसंग्रह आषाढ. |
| शिक्षक जुलाई. | कल्पवृक्ष आषाढ. | धर्मध्वज. ,, |

---

## विज्ञापना.

### શિખરિણી.

પુરાણા આર્યોના તનુજ બહુ દેખી દિલ બળે,
પડ્યા તે નિદ્રામાં, સ્થિતિ અધમ આજે થઇ દીસે,
પરસ્પર છે વૈરી, ખળ કપટી કામી, નહિ ગુણ,
નહીં માતૃ પ્રીતિ, ગઇ વહી સકળ બંધુ જનતા.

નહીં વિપ્રો જ્ઞાની, નહિ ભૂમિ મળે ક્ષત્રિય ખરા,
નહીં ધાર્મિક વૈશ્યો, સુજન મરતા કાર્ય કુશલા,
ગયા લક્ષ્મી જ્ઞાન, હૃદયબળ, વિદ્યા ગઇ બધી
ગયો આત્મત્યાગ, જગતહિતકાર્યે નિરવધિ.

અરે ચેતો આર્યો, અધમ અતિ થાઓ નહિ ખરે !
ઉધારો આખો તો, ઝટ કઠિન કાર્યો નિજ સરે,
કરો ધર્મા કર્મો, અતિ સુભગ પથે વિચરતા,
ધરી શાન્તિ દાન્તિ, હરિ વિમલ ભાવે ભમન્તા.

ઠરેના દુ:ખોથી, બધી વિપત આવે કદિ ભલે
બીજાના વિઘ્નોથી, ઉર ધીરજ, નિશ્ચે જિત મળે,
કરો કર્તવ્યોને, તુરતજ તજી દર્લભ્ય સઘળું
પ્રયાસે ફળે છે, હૃદય નિજ પાડો ન નબળું.

ભણો વિદ્યા રૂડી, ધૃતિ ધરી કરી ઇન્દ્રિય શમ,
સુધારો વ્યાયામે, શરીરબળ સૌન્દર્યની સહ;
શીખો સારી નીતિ, રીતિ ગતિ ઇતિહાસ બધુંને,
મળે ધર્મે કર્મે હૃદયબળ બનતા શ્રીહરિને,

ગૃહસ્થો નિજ પુત્રો, પરરિપુ તજી ઉત્તમ કરો,
દીપે ભૂમિ જેથી, ફરી ભવિષ્યે ભારત ચઢો,
મળી સ્નેહે સ્નેહે, સકલ જન સાથે વરતજો
દીનોના દુ:ખોને, તરત હરવા દ્રવ્ય ખરચો

ઉઠો, ઉઠો વિપ્રો, જલદી તવ છોડી અલસતા,
તમે બન્ધુ, નેતા, સકલ જનના જ્ઞાન કરતા;
ઉગ્યો ભાનુ પૂર્વે શુભ ઉદય સાચો સૂચવતો,
પ્રસારી રશ્મિને, નિજ તનુજ નિદ્રા પ્રહરતો,

ત્યજી વ્હેમો સર્વે, વ્યસનરૂપી વૈરી દૂર કરો,
અયાચક વૃત્તિને ગ્રહો શુભ સુપત્નીવ્રત ચરો,
સુઉદ્ધારો નારી, પ્રચલન કરો શિક્ષણ તણું,
કુરિવાજો કાઢો, હૃદય હિત વાન્છી સરવનું.

( ગઝલ. )

રહો સંપે, મળો જપે,
અતિશે સુખ એમા છે,
હૃદય ખોલો, મમત મેલો,
નિરંતર હિત તેમા છે.

પુરુષોત્તમ હરિકૃષ્ણ પુરાણી.

---

## બ્રાહ્મણોત્કર્ષ.

### (સંવાદ રૂપે.)

પ્રાચીન સમયમા એક શ્રીક્ષેત્ર નામનુ નગર હતું આ નગર એક તીર્થ સ્થાને ગણાતું અને તે સાભ્રમતી નદીને તટે આવેલું હતુ આ શહેર ભગવાન શ્રીરામચંદ્રજીએ યજ્ઞ ક્રિયાની અંતમા પવિત્ર એવા બ્રાહ્મણોને દાનમાં આપ્યું હતું. અને તે શહેરમા છાંદસ, કૌશિક, ભારદ્વાજ આદિ ગોત્રોના પવિત્ર અને તેજસ્વી બ્રાહ્મણો નિવાસ કરતા હતા. આ શહેરની રચના ઘણી જ સુંદર બનાવવામા આવી હતી. આજુ બાજુ ધાન્ય પાકે એવાં સુંદર ખેતરો આવી રહ્યાં હતા. સુંદર ફળ તથા પુષ્પથી લચી રહેલાં વૃક્ષોની ઘટાયુક્ત વાડીઓ આવી રહેલી હતી. અને લોકોના સુખ માટે શહેરની આસપાસ વિશાળ વાવ, કુવા, તળાવ આદિ નવાણો પણ બાંધવામા આવ્યા હતા. વળી વ્યાપાર અર્થે સુંદર બજાર તથા ચૌટાં પણ હતાં અને અન્યોઅન્ય સુખમા રહેવાને અઢારે વર્ણના મનુષ્યોનો વાસ નગરમા હતો. આ નગરના પવિત્ર બ્રાહ્મણો કર્મકાંડમાં કુશળ હતા અને તેમને ત્યા ઘણા વિદ્યાર્થિઓના વેદાધ્યયનનાં જયઘોષ હમેશાં પ્રાતઃકાળમાં, થતા કર્ણને અતિ આલ્હાદ ઉપજાવતા હતા, બ્રાહ્મણો

સર્વે પોતપોતાના ધર્મમાં રહી પોતાનાં કર્મમાં ઉદ્યુક્ત રહેતા, અને ક્ષત્રીઓ તેમનું પોષણ તથા રક્ષણ ઘણી જ ઉત્તમ રીતે કરતા હતા. આ નગરમાં વૈશ્યો પણ ઘણા જ ધનિક તથા સુખી હતા અને દેશપરદેશ તેઓ વાણિજ્યમાં પ્રખ્યાતિ પામેલા હતા. આ શહેરમાંથી ઘણી વસ્તુઓ અન્ય પ્રજાઓના ઉપયોગ માટે પરદેશ મોકલવામાં આવતી અને તેથી પરદેશનુ ધન આ નગરમાં પુષ્કળ ઉભરાઈ જતું હતું. ટુંકામાં આ નગરના લોકો સ્વર્ગ સમાન સુખ ભોગવતા હતા અને ઈશ્વિરે પણ તેમના ઉપર પોતાની કૃપા બતાવી આજુ બાજુ કુદરતી સુંદર નવાણો આદિ ઉપજાવી સુંદરતા રચી હતી. કાળ બળ એ ઘણું જ વિચિત્ર છે. તે પ્રમાણે આ નગરનો પણ ઉદયકાળ પૂર્ણ થયો અને અસ્ત થવાનાં ચિહ્ન દેખાવા લાગ્યાં. ક્ષત્રીઓનો વિનાશ થયો. તેથી વૈશ્યો વ્યાપારમાં મંદ પડ્યા. વિદેશીઓના રાજ્યની ધુસરી તળે આ નગર આવી પડ્યું અને બ્રાહ્મણો પણ પોતાના ધર્મ કર્મથી વિમુખ થયા જેથી તેમની પડતી થઈ. આ બ્રાહ્મણો પોતાના ધર્મ મુકી અન્ય વર્ણના ધર્મમાં કહેલા ઉદ્યોગો કરવા લાગ્યા અને છેવટે તેમની સ્થિતિ અતિ દરીદ્રી અને અધમ થઈ. આ નગરમાં એક પવિત્ર બ્રાહ્મણ રહેતો હતો. તે પોતે ઉત્તમ પ્રકારનુ જ્ઞાન સંપાદન કરી બ્રાહ્મણના નિત્ય કર્મ કરતો હતો. પ્રાતઃકાળ થતા ઈશ્વિરનુ સ્મરણ કરી ઉત્થાન થઈ શૌચ વિધિથી પરવારી ગંગા સ્વરૂપી સાભ્રમતીના તટ ઉપર સ્નાન સમયે જતો હતો. ત્યાં પોતાનું ષટકર્મ કરી ઘેર આવી વૈશ્વદેવ આદિ દેવકાર્ય કરતો અને પછી સાત્વિક આહાર લઈ ઈશ્વિર ભજનમાં બાકીનો કાળક્ષેપ કરતો. તેની સ્ત્રી પણ પવિત્ર અને ધર્મ કાર્યમાં સદા ઉત્સુક રહેતી. તે એક દિવસે સાયંકાળને સમયે સાયંસન્ધ્યા આદિથી પરવારી ભોજન લઈ ઈશ્વિરની અપૂર્વ લીલાનો વિચાર કરતો બેઠો હતો તે સમયે તેની પવિત્ર સ્ત્રીએ પોતાના ઘર કાર્યથી પરવારી તેની પાસે બેસી તેને પ્રશ્ન કર્યો કે, હે સ્વામીનાથ ! આ સમયમાં અન્ય દેશો વિદ્યા, કળા, હુન્નર, ધર્મ અને નીતિમાં અધિક અધિક વધી સુખ શાન્તિ ભોગવે છે, અને આ આર્યપ્રજા તેમાં પણ ઉત્તમ એવા બ્રાહ્મણોની સ્થિતિ દિવસે દિવસે દયાપાત્ર થતી જાય છે, તેનુ કારણ શું હશે ?

પતિ કહે—આપણા દેશની પડતીનાં અનેક કારણો છે, તેમાં બ્રાહ્મણો તો પોતે પોતાને ભૂલી ગયા છે, તેથી તેઓ અધમ સ્થિતિમાં આવતા જાય છે.

પત્ની કહે—પોતે પોતાને ભૂલવું તે શું ?

પતિ કહે—એ વિષય એવો ગહન છે, કે તને સમજાશે નહિ માટે એક દૃષ્ટાંતથી બાદશાહ અકબર અને બિરબલનો સંવાદ છે, તે તને જણાવું છું.

## પોતે પોતાને ભૂલવું.

એક વખતે અકબર બાદશાહ પોતાના પ્રિય પ્રધાન બિરબલને સાથે લેઇને ફરવા જતા હતા, તેવામાં સામેથી લાકડાનો ભારો ઉપાડી એક માણસ આવતો હતો, તેના ખભા ઉપર જનોઈ અને કપાળમાં ત્રિપુંડ ધારણ કરેલાં હતાં. તેને જોઈ બાદશાહે બિરબલને પૂછ્યું કે, હે બિરબલ ! આ આવે છે તે તારી જ્ઞાતિનો બ્રાહ્મણ જણાય છે, તેની આવી સ્થિતિ થવાનું કારણ શું ?

બિરબલ કહે—હે જહાંપનાહ. એ પોતે પોતાને ભૂલી ગયો છે, તેથી તેની આવી માઠી દશા થઈ છે.

બાદશાહ કહે—શું કોઈ પોતે પોતાને ભૂલતું હશે?

બિરબલ—હાજી, અને તેથી જ તે દુ:ખ ભોગવે છે.

બાદશાહ કહે—તો એ વાતની ખાત્રી શી?

બિરબલ કહે—છ માસની મુદત આપો તો પછીથી એ વાતની ખાત્રી કરી આપું.

બાદશાહ કહે—ભલે છ માસની મુદત આપું છું.

ઉપર પ્રમાણે વાત ચાલ્યા પછી બિરબલે પેલા બ્રાહ્મણને પોતાને ઘેર એકાંતે બોલાવ્યો, અને પૂછ્યું કે તું મારી જાતનો બ્રાહ્મણ થઈને આવી રીતે લાકડાં લાવી વેચવાનું નીચ કામ શા માટે કરે છે?

બ્રાહ્મણ કહે—ત્યારે બીજું શું કરૂં? નાનપણમાં મારાં માતાપિતા સ્વર્ગવાસી થયાં. પછી હું અથડાતો કુટાતો મોટો થયો, અને કુળવાન કુટુંબનો હતો એટલે મને કન્યા મળી તેથી છોકરાંની જંજાળ વળગી. જાતે કંઈ ભણેલો નહિ, તેમ વિદ્યા વિના ભીખ પણ કોણ આપે? માટે નિત્ય લાકડાંનો ભારો વેચી મારા કુટુંબનું પોષણ કરૂં છું.

બિરબલ કહે—ત્યારે તું ભણ્યો કેમ નહ?

બ્રાહ્મણ કહે—કોણ ભણાવે અને કોણ ગણાવે. એ તો પૈસાનાં કામ છે. ' વસુ વિના નર પશુ ' વળી આ વખતના કોઈ ક્ષત્રી રાજા કે શ્રીમંતો બ્રાહ્મણની સંભાળ લેતા નથી તો પૈસા વિના ભણતર ગણતર ક્યાંથી થાય?

બિરબલ કહે—તને ગાયત્રી આવડે છે?

બ્રાહ્મણ કહે—ગાયત્રી ને બાયત્રી કે સાવત્રી હું તો કાંઈ જાણતો નથી.

બિરબલ કહે—હું તને એક કામ કહું તે તું કરીશ?

બ્રાહ્મણ કહે—હા મહારાજ, આપ તો દિવાન છો અને વળી મારી જ્ઞાતિના છો. આટલી મારી ખબર પૂછો છો, તો તમારૂં કહ્યું શા માટે ન કરૂં? જે કહેશો તે કરીશ. પણ મારાં બાયડી છોકરાંને ભૂખે મારીને તમારી મજુરી શી રીતે કરૂં?

બિરબલ કહે—નિશ્ચિંત રહે. તારા ઘરનું તમામ ખરચ હું પુરૂં પાડીશ, તો પછી હું કહું તેમ કરીશ?

બ્રાહ્મણ કહે—હાજી, હું તૈયાર છું.

એ પ્રમાણે વાત કરીને બિરબલે તે જ વખતે એક શાસ્ત્રીજીને બોલાવ્યા, અને તેમને પેલો બ્રાહ્મણ દેખાડીને કહ્યું કે, શાસ્ત્રી મહારાજ, આ બ્રાહ્મણને તમારે ત્રણ દિવસમાં અર્થ સાથે ગાયત્રી શીખવવી તથા તેનો જપ કેમ કરવો તે બતાવવું. જો એટલી મુદતમાં તેને

બરાબર શિખવશો તો તમને રોજનો રૂ. ૧ આપીશું. એને તમારે ઘેર લઈ જાઓ, ત્યાં એને તથા તમારા ઘરનાંને ત્રણ દિવસનાં સીધાં મળશે. માટે ત્રણ દિવસમાં એને તૈયાર કરી મારી પાસે લાવવો. એ પ્રમાણે આજ્ઞા થતાં શાસ્ત્રીજી પેલા બ્રાહ્મણને પોતાને ઘેર લેઈ ગયા. ત્યાં તેને ગાયત્રી શીખવવા માંડી. બે દિવસમાં મંત્ર કંઠે થયો અને ત્રીજે દિવસે અર્થ સમજાવ્યો. પછી જપ કેમ કરવો તથા સ્નાન આસન વગેરે કેમ કરવાં તે બધું સમજાવ્યું. પછી ચોથે દિવસે તે બ્રાહ્મણને બિરબલ પાસે લેઈ ગયા.

બિરબલે તેની પરીક્ષા લેઈ શાસ્ત્રીજીને ત્રણને બદલે પાંચ રૂપીઆ દક્ષણાના આપ્યા, એટલે તેઓ આશિર્વાદ આપીને પોતાને ઘેર ગયા. પછી બિરબલે પેલા બ્રાહ્મણને કહ્યું કે, તારે પોતાને ઘેર જવું નહિ તારે ઘેર હું તારા કુટુંબને માટે રોજ પાકાં શીધાં અને બીજો સામાન મોકલાવીશ. હવે તારે અત્રેથી પાંચ ગાઉપર યમુના નદીને કિનારે સિદ્ધેશ્વર મહાદેવ પાસે એક પર્ણકુટી બંધાવી છે ત્યાં નિવાસ કરવો. એ પર્ણકુટીમાં સર્વ સામગ્રી તૈયાર છે, માટે ત્યાં જઈ પ્રતિદિવસ સવારમાં યમુનાજીમાં સ્નાન કરી આસનપર બેશી ભસ્મ લેપન કરીને ગાયત્રીનો જપ કરવો; અને અન્ન નખાતાં દૂધ, ફળ, મૂળ ને કંદ એવી ચીજો હું મોકલીશ., તેનો આહાર કરીને ગાયત્રી જપ્યા કરજે. મૌનવ્રત રાખજે. કોઈ બોલાવે તો બોલીશ નહિ. માત્ર હાથવડે ઇશારતથી આશિર્વાદ આપજે. આ પ્રમાણે હું ત્યાં આવું ત્યાં સુધી ગાયત્રી જપ્યા કરજે, અને ઘરની, સ્ત્રીની કે છોકરાંની કશી ચિંતા રાખીશ નહિ. મારા આવતા સુધી જો તું એ પ્રમાણે વરતીશ તો હું તને ઘર બંધાવી આપીશ તથા ધન ધાન્ય વડે તને રાજી કરીશ.

બ્રાહ્મણને શાસ્ત્રીજીના સગથી ગાયત્રી જપવાનું મન પણ થયું હતું તેથી બધી વાત કબુલ કરીને તે જમના નદીને કાંઠે તૈયાર કરેલી પર્ણકુટીમાં ગયો. પછી ત્યાં બિરબલની આજ્ઞા પ્રમાણે અને શાસ્ત્રીજીના ઉપદેશ પ્રમાણે ગાયત્રીનો જપ કરવા લાગ્યો તથા ફળ, ફુલ, મૂળ, કંદ, દૂધ વગેરે સાત્વિક પદાર્થોનો આહાર કરવા લાગ્યો.

આ પ્રમાણે બ્રાહ્મણની સ્થિતિ જોઈ થોડા દીવસમાં જ "કોઈ મુનિરાજ મૌનવ્રત ધારી પધાર્યા છે" એવી વાતો લોકોમાં ચાલી; અને બે ત્રણ માસમાં તો મુનિનાં દર્શન કરવાને સારૂ સ્ત્રી પુરૂષોનાં ટોળેટોળાં ત્યાં આવવા લાગ્યાં. તેઓ અન્ન, વસ્ત્ર, દ્રવ્ય, ફળ વગેરે અનેક પદાર્થો ભેટ મુકવા લાગ્યાં. પણ તે બ્રાહ્મણનું અંત:કરણ એવું નિર્મળ થયું કે તેવી તમામ વસ્તુઓ તે ગરીબોને આપી દે પણ તે કંઈ સંગ્રહ કરતો નહિ. આથી લોકોમાં તેની માનતા અને બાધાઓ થવા લાગી; અને બાધા ફળીભૂત થતાં લોકોને વધારે શ્રદ્ધા બેઠી. એમ કરતાં ૭ માસ થવા આવ્યા. તેવામાં તો મુનિરાજનાં દર્શન કરવાને હજારો લોકોનો મેળો ભરાવા લાગ્યો. અને અનેક પ્રકારની માનતાઓ અને ભેટો આવવા લાગી.

ગાયત્રીનો જપ કરતાં બ્રાહ્મણની બુદ્ધિ નિર્મળ થઈ, અને હું બ્રાહ્મણ છું, અને મારામાં બ્રહ્મતેજ છે, એમ તે પોતે પોતાને ઓળખવા લાગ્યો. એવામાં બાદશાહની સ્વારી એ તરફ ફરવાને નીકળી. તેમણે બિરબલને પૂછ્યું કે આ સ્થળે આગળ કંઈ નહોતું, અને હમણાં શું છે, કે હજારો માણસો ભરાયા છે?

બિરબલ કહે—ગરીબ નિવાજ એક મુનિરાજ આવ્યા છે. તે બોલતા ચાલતા નથી, અને ફળ આહાર કરી ભજનમા જ રહે છે, તેમા એવો ચમત્કાર છે કે, લોકો તેમની જે માનતા કરે છે તે ફળે છે. એમના દર્શનથી વાઝણીયો ગર્ભવતી થઈ છે, રોગી નિરોગી થયા છે, અને દરિદ્રી ધનાઢ્ય થયા છે.

બાદશાહ કહે—ત્યારે તો આપણે પણ ચાલો એવા મહાપુરુષના દર્શન કરીએ એમ કહી લોકોને ખસેડી પર્ણકુટી પાસે સ્વારી ચલાવી ત્યા જઈને જુએ છે, તો લોકોની મેદની મળી છે, અને મુનિરાજ તો મૌન રહી મત્ર જપે છે ત્યા જઈ બાદશાહે અને બિરબલે પ્રણામ કર્યા અને પાસે બેઠા પણ મુનિ તો બોલતા નથી. પછી બિરબલે વિચાર્યુ કે આજ ૭ માસથમા મારે બાદશાહના પ્રશ્નનો ઉત્તર આપવાનો સમયથયો છે, તેથી બ્રાહ્મણને કહ્યુ કે, જો હુ બિરબલ અને આ બાદશાહ છે, માટે જે માગવુ હોય તે માગી લે, અને હવે બોલ

આ વખતે બ્રાહ્મણનુ અત કરણ નિર્મળ થએલુ તેમા વળી ગાયત્રીનો જપ કરતા પરમાત્માની જ્યોતિનો પ્રકાશ તેમા પડતા બોલ્યો કે—હે બિરબલ! હુ બ્રાહ્મણ છુ, અને મારામા બ્રહ્મનેજ છે, તો હવે તારૂ જાતિભાઈ કે આ યવન બાદશાહનુ અન્ન, ફળ વગેરે મારે તો આજથી અગ્રાહ્ય છે. હુ તો હવે બાળક વિદ્યાર્થીઓને અર્થ સાથે ગાયત્રી ભણાવીશ, અને તે વડે મારો નિર્વાહ ચલાવીશ તારે મારે ઘેર પણ કઈ મોકલવુ નહિ જે પરમાત્મા મને આ જગતમા મગળ કરતે છે, તે ઘેર પણ હુ બ્રાહ્મણ ધર્મ પ્રમાણે ચાલીશ તો મગળ કરાવશે. એમ કહી તે બ્રાહ્મણ ત્યાથી ચાલતો થયો આ બનાવ જોઈ બાદશાહને આશ્ચર્ય ઉત્પન્ન થયુ, અને બિરબલને કહ્યુ કે આ મુનિ શુ બોલ્યો અને કેમ ચાલ્યો ગયો, તે હુ કાઈ સમજ્યો નથી

બિરબલ કહે—હે બાદશાહ ૭ માસ ઉપર જે બ્રાહ્મણ માથે લાકડાનો ભારો લેઈને આવતો હતો તે જ એ છે. અને જુઓ હવે એણે પોતાને પોતે ઓળખ્યો, તો તે ઈશ્વર સિવાય કોઈની સ્પૃહા ધરાવતો નથી માટે નિસ્પૃહી તૃણવત્ જગત્ આવો જ્ઞાન લાભ એને થયો છે. જ્યા સુધી એ પોતાને ઓળખતો નહોતો ત્યા સુધી મહાન્ કષ્ટવડે લાકડા વેચીને નિર્વાહ ચલાવતો હતો, પણ હવે જુઓ પોતે પોતાને ઓળખવાથી હજારો લોક એને નમે છે. અને આપે પણ અત્રે આવી એને પ્રણામ કર્યા તો પોતે પોતાને ભૂલવામા અને પોતે પોતાને ઓળખવામા કેવા પરીણામ આવે છે, તે આ દૃષ્ટાતથી આપની ખાત્રી થઈ હશે?

બાદશાહ કહે—બિરબલ તારી બુદ્ધિને ધન્ય છે પોતે પોતાને ભૂલીને જ માણસો ન કરવાના કામ કરી અધોગતિને પ્રાપ્ત થાય છે.

પતિ કહે—કે સતિ આ પ્રમાણે પોતે પોતાને ન ઓળખવાથી જેમ બ્રાહ્મણ લાકડા વેચી કષ્ટમા કાળ કાઢતો હતો, તેમજ હાલમાં પણ ઘણા બ્રાહ્મણોની દશા થઈ છે

પત્ની કહે—હે સ્વામીનાથ! એ વાત ખરી છે પણ આપે કહ્યું હતું કે અમુક દેશની કે અમુક લોકોની ચડતી પડતીના અનેક કારણો છે, તો હવે બીજુ જે કાઈ કારણ હોય તે કહો.

પતિ કહે—જેવા જેના સસ્કાર તેવી તેની સ્થિતિ થાય છે.

પત્ની કહે—વળી સસ્કાર તે શુ

પતિ કહે—તે વાત હવે કાલે કહીશ આજ તો સમય થયો છે, માટે પ્રભુનું સ્મરણ કરી શયન કરો

(અપૂર્ણ)

[ બ્રાહ્મણ બધુ. ]

# જ્ઞાતિબળ

જ્ઞાતિએ ઘણી વ્યક્તિઓનો સમૂહ છે. અને આ વ્યક્તિઓ અન્યોઅન્ય સુખની અભિલાષાથી અમુક નિયમોનું પાલન કરી વર્તે છે ત્યારે તે જ્ઞાતિ અથવા સમાજ કહેવાય છે હવે આપણે આ વિષય વિચારતા પહેલા સૃષ્ટિની ઉત્પત્તિ, તેમા મનુષ્યોની ઉત્પત્તિ, તે પછી તેમા વર્ણ વ્યવસ્થા, તે પછી જુદા જુદા પ્રદેશોમા વહેંચાઈ જવુ અને પછી વિવિધ ઘણી જ્ઞાતિઓમા વહેંચાઈ જવુ આદિ અન્ય પણ ઘણા પ્રશ્નોના વિચાર કરીશુ. અને તે પ્રશ્નોનું પ્રમાણ આપણા ધર્મ ગ્રંથોમાથી લઈશુ

આપણા ધર્મશાસ્ત્રના વેદ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ આદિ ગ્રંથોમા આ જગત્ એક નિર્વિકાર, અદ્વૈત, અખંડ, સત્ય, સ્વરૂપ એવા તત્વમાથી થયેલુ છે* એમ સ્થળે સ્થળે કહેવામા આવ્યુ છે આ સત્ય સ્વરૂપ વસ્તુને બ્રહ્મ, પરબ્રહ્મ એવુ નામ આપવામા આવ્યુ છે આ મહત્તત્ત્વમાથી શક્તિ ઉત્પન્ન થઈ, અને તેમાથી એક બિંદુ ઉત્પન્ન થયુ આ બિંદુમાથી લીટી, લીટીમાથી વર્તુળ તેમાથી ત્રિકોણ ચતુષ્કોણ, પંચકોણ, ષટ્કોણ આદિ ભૂમિતિમા બતાવેલી અનેક આકૃતિઓ ઉત્પન્ન થઈ, અને તેમાથી બ્રહ્માંડ અને તેમાથી ગ્રહ, ઉપગ્રહ આદિ સર્વ જગત્ ઉત્પન્ન થયુ એમ આપણને જણાવવામા આવે છે આ સર્વ જગત્ શબ્દબ્રહ્મ એવા અકાર મકાર અને ઉકાર રૂપ ૐકારમાથી થયુ અને તેમાથી પ્રથમ શબ્દગુણમાકાશ તે શબ્દનો આશ્રય આકાશ ઉત્પન્ન થયુ તેમાથી વાયુ, તેમાથી અગ્નિ, તેમાથી જળ અને તેમાથી પૃથ્વી ઉત્પન્ન થઈ પૃથ્વીમા પહેલુ અચેત એવા ઘન તત્ત્વોનુ ખનીજ આદિ પદાર્થ યુક્ત પડ ઉત્પન્ન થયુ તે પછી વનસ્પતિ, તે પછી ચર એવા પશુ પક્ષી કીટ આદિ સ્વેદજ અંડજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ એવા સજીવ રૂપો પેદા થયા, અને છેવટે આ સમસ્ત બ્રહ્માંડની વસ્તુઓના બીજોથી મિશ્રિત એવો મનુષ્યપિંડ ઉત્પન્ન થયો. આ મનુષ્ય પિંડમા પહેલા પુરુષ અને સ્ત્રી બન્ને એકજ શરીરમા હતા જેમ હાલ પણ વનસ્પતિમા હોય છે તેમ. વનસ્પતિશાસ્ત્રનો દરેક અભ્યાસી જાણે છે કે, એક જ છોડમા બે નળી હોય છે આમાની એક ઉત્પત્તિના સાધનનુ સ્ત્રીનુ કામ કરે છે અને બીજી નળી બીજ આપવાનુ પુરૂષનુ કામ કરે છે આ પ્રમાણે પ્રથમ મનુષ્યમા પણ હતુ તે પછી પુરુષ અને સ્ત્રી એ બન્નેના ભિન્ન પિંડ બન્યા, અને તે પછી પ્રજા ઉત્પન્ન થઈ+ આ પ્રજામા મહાન્ એવા ઋષિ મુનિયો ઉત્પન્ન થયા અને તેમણે મનુષ્ય જીવનમા ચારે પદાર્થ પ્રાપ્ત થાય માટે વર્ણની વ્યવસ્થા કરી આ વર્ણવ્યવસ્થા શરૂઆતમા જન્મથી નહોતી, પણ કર્મ અનુસાર કરવામા આવતી હતી વર્ણ એટલે રંગ જેમ આપણુ આ સ્થૂળ એટલે દેખાતું શરીર ગોરૂ, શ્યામ, ઘઉંવર્ણુ વગેરે રંગવાળુ હોય છે તેમજ આપણુ સૂક્ષ્મશરીર પણ એક પ્રકારના રંગિત તેજથી બનેલુ છે, અને આ શરીરો એક બીજામા ઓતપ્રોત રહેલા છે તે બૃહદારણ્યક ઉપનિષદ્મા બતાવેલુ છે આ સૂક્ષ્મશરીરનો વર્ણ આપણી વાસનાઓ પ્રમાણે થાય છે જ્યારે આપણામા પ્રેમની

---

* सदेव सौम्येदमग्र आसीदेकमेवा द्वितीयम्. छान्दोग्य.
હે પ્રિય! પ્રથમ આ એકજ જે અદ્વિતિય છે તેજ સત્ હતુ

\+ જુઓ બૃહદારણ્યક ઉપનિષદ્ અધ્યાય ૧

અને ભક્તિની લાગણી વિશેષ થાય છે ત્યારે આપણા આ ચોતરફ વીંટાઈ રહેલા શરીરનો રંગભૂરો આકાશ જેવો થાય છે. તેમજ ક્રોધ કે એવા આવેશની વખતે તેનો રંગ વાદળ જેવો થાય છે. વગેરે સૂક્ષ્મશરીર તથા સ્થૂળશરીરના વર્ણ અનુમાન ઋષિ મુનિયો વર્ણની વ્યવસ્થા કરતા હતા આ વ્યવસ્થા આ પ્રકારનુ યોગબળનુ જ્ઞાન જવાથી અવ્યવસ્થિત થઈ ગઈ. અને જ્ઞાન જતુ રહેવાથી મનુષ્યોમા પંચ વિષયની વાસનાઓ વધી ગઈ, અને આને પરિણામે આપણી હાલની અધમ અવસ્થા થવા પામી. આ વર્ણવ્યવસ્થા અનુસાર બ્રાહ્મણો સર્વ પ્રકારનુ જ્ઞાન સંપાદન કરતા, પોતે અરણ્યમા રહેતા અને ત્યા આશ્રમો કાઢી, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય આદિ જાતીનાં બાળકોને ભણાવતા. ક્ષત્રિય આ જ્ઞાન પ્રાપ્ત કરતા, બળ વધારતા અને અન્ય સર્વ વર્ણનુ રક્ષણ કરતા વૈશ્યો શિલ્પ વ્યાપારાદિનુ જ્ઞાન મેળવી ધન સંપાદન કરતા અને બ્રાહ્મણો તથા ક્ષત્રિયોનુ દ્રવ્યથી પાલન કરતા અને શુદ્રો ઉપરોક્ત ત્રણે વર્ણની સેવા કરતા. તે સમયમા વર્ણ પ્રમાણે ગુણથી જ વ્યવસ્થા થતી, અને આ વર્ણથી ગુણ પારખવાની શક્તિ ધરાવનાર મહાન્ ઋષિ મુનિયો હતા. તે પછી દેશમા સર્વત્ર આર્યો વહેંચાઈ ગયા, અને જેમ જેમ વસ્તીમા વધારો થતો ગયો તેમ તેમ વિષય વાસનાઓ વધવાથી જ્ઞાન ઓછુ થતુ ગયુ, એથી આર્યો જુદા જુદા વિભાગમા વહેંચાઈ ગયા આ પ્રમાણે પ્રદેશના વિભાગ પડયા પછી દરેક પ્રદેશમાં પણ નહાની નહાની જ્ઞાતિઓ થઈ ગઈ અને અનેક કારણોથી આપણા ગુજરાતમા દરેક વર્ણની ઘણી જ જ્ઞાતિઓ થઈ ગઈ છે દક્ષિણ હીંદુસ્તાનમા ગુજરાત જેટલી બ્રાહ્મણોની જ્ઞાતિઓ નથી તેમજ ઉત્તર હીંદુસ્તાનમા પણ તેજ પ્રમાણે બ્રાહ્મણોની પેટા જ્ઞાતીઓ નથી અન્ય વર્ણ તો પોતપોતાના ઉદ્યોગ અનુસાર વહેંચાઈ ગઈ છે. સુતારનુ કામ કર્યુ તે સુતાર કહેવાયા, લુહારનુ કામ કર્યુ તે લુહાર કહેવાયા અને આવા આવા કામ કરનારાઓની વિવિધ જ્ઞાતિઓ થઈ, અને કાળ ક્રમે આ જ્ઞાતિઓ **ગુણાનુસાર, કર્માનુસાર,** થવાને બદલે **જન્માનુસાર** થઈ ગઈ

ઉપર આપણે જોયુ તેમ સૃષ્ટિની ઉત્પત્તિ પછી મનુષ્યોની ઉત્પત્તિ થઈ અને તે પછી તેમની વર્ણવ્યવસ્થા થઈ અને તે પછી વિવિધ જ્ઞાતીઓ ઉત્પન્ન થઈ. હવે હાલમા આપણા દેશમા આવી આવી જ્ઞાતિઓ હોવાથી શો શો લાભ છે અને શી શી હાનિ છે તે જોઇએ.

મનુષ્યની રચેલી દરેક રચનામાં ગુણ અને દોષ બન્ને રહેલા હોય છે. પૂર્ણ તો એકપરમાત્મા જ છે, તો તેની કૃતિ સિવાય અન્ય સર્વ કૃતિઓ અપૂર્ણ હોવી જ જોઇએ તેજ પ્રમાણે આ જ્ઞાતિઓની કૃતિ મનુષ્ય કૃત છે તો તેમા પણ લાભ હાનીનો સંભવ જ રહે છે નહાની નહાની જ્ઞાતિઓ થવાથી લાભ કરતા હાનિ ઘણી જ છે એ તો સ્પષ્ટ જ જણાય છે જેમ ક્ષેત્ર વિશાળ હોય, જેમ જ્ઞાતિનુ વર્તુલ મહોટુ હોય તેમ એકત્ર થઈ કાર્ય કરી સુખસંપાદન કરવાના સાધનો વિશેષ મળવાના અને જેમની જ્ઞાતિઓ ઘણી જ નહાની છે તેમને અનેક પ્રકારના દુ:સહ કષ્ટો સહન કરવા પડે છે કન્યા આપવા લેવામા તથા એવાજ અન્ય વ્યાવહારિક રીત રીવાજોમા અનેક કષ્ટ નહાના વર્તુલવાળાઓને હોય છે એ સર્વ બધુઓ જાણે છે. વળી અન્યોઅન્ય સહાય મેળવવામા પણ જો આપણુ ક્ષેત્ર વિશાળ હોય તો આપણને દરેક કાર્યમા ઘણી જ મહાય મળી શકે છે પરંતુ જો વર્તુલ સંકુચિત હોય છે તો સહાય મેળવવામા અન્યની અપેક્ષા રહે છે. સમાજ કે જ્ઞાતિ છે એ ઘણી વ્યક્તિઓનો સમૂહ

છે. આ સમૂહ વિશાળ હોય, તથા તે સમૂહના સભાસદો જ્ઞાની, વિદ્વાન્, સુશીલ અને સમજુ હોય તો આ સમાજની દરેક વ્યક્તિ આ દુઃખ રૂપ સંસાર સાગરમાં સ્વર્ગ કરતા પણ અધિક સુખ પ્રાપ્ત કરી શકે એ નિઃસંદેહ છે. વળી જેમ જેમ જ્ઞાતિનું ક્ષેત્ર સંકુચિત થતુ જાય છે તેમ તેમ રૂઢીના બંધનની સાંકળ વધારે ને વધારે ધટ્ટ થતી જાય છે અને આ સાંકળથી અનેક દુઃખપ્રદ પ્રસંગો આવે છે અને તેથી જ્ઞાતિમા ઘણુ દુઃખ અને અવ્યવસ્થા થાય છે

ઉપર પ્રમાણે આપણે જોયુ કે જીવનમા સુખ પ્રાપ્ત કરવાને સર્વ પ્રકારના સાધનો જેમ આપણી જ્ઞાતિનુ ક્ષેત્ર વિશાળ હોય તેમ વધારે મળી શકે છે માટે જ્ઞાતિઓના પેટા વિભાગથી લાભ કરતા હાનિ વિશેષ જ હોય છે. અને તે આપણે અનુભવથી પણ જોઈએ જ છીએ કે જે જ્ઞાતિનુ ક્ષેત્ર વિશાળ હોય છે તે લોકો ટુકા વિસ્તારવાળી જ્ઞાતિ કરતા ઉત્તમ પ્રકારનુ સુખ પ્રાપ્ત કરી શકે છે.

જ્ઞાતિઓના વિભાગોથી થતી લાભ હાનિનો આટલો વિચાર કરી આપણે હવે જ્ઞાતિબળ, અને આ બળનો જ્ઞાતિની ઉન્નતિમા કેમ ઉપયોગ કરવો તેનો વિચાર કરીએ

જેમ મનુષ્યબળ, રાજ્યબળ આદિ બળ હોય છે, તેમજ જ્ઞાતિબળ એ પણ મહાન બળ છે જ્ઞાતિનુ બંધારણ જો સુવ્યવસ્થિત હોય તો તેના બળથી અગણિત ફાયદા થાય છે. જ્ઞાતિના મનુષ્યો જો સમજુ અને વિદ્વાન હોય તો અન્યોઅન્ય સહાયથી આખી જ્ઞાતિનુ કલ્યાણ સાધવાનુ ઘણુ સહેલ થઈ પડે છે દરેક સસ્થા તથા સભાને નિયત્રિત કરવામા અમુક પ્રકારના કાયદાનુ બંધારણ હોય છે તેમજ જ્ઞાતિઓને માટે પણ અમુક પ્રકારના નિયમો હોય છે આ નિયમો જ્ઞાતિ અમલમા મુકે અને તે પ્રમાણે દરેક વ્યક્તિ ચાલે તો તેથી આખી જ્ઞાતિ સુખ પ્રાપ્ત કરી શકે છે પરન્તુ હાલમા ઘણે ખરે ઠેકાણે બ્રાહ્મણ જ્ઞાતિઓના પંચના સદ્‌ગૃહસ્થો નિરક્ષર તથા અણસમજુ હોવાથી અન્યાયથી ચાલતા હોવાથી ઘણુ કષ્ટ થાય છે વળી જ્ઞાતિમા જથાવાળાનુ જ જોર હોય છે આ પ્રકારે જથાવાળા જીતે અથવા આખી જ્ઞાતિનુ તેઓ વહન કરે એ સ્વાભાવિક જ છે, કારણ કે સમાજમા બહુ મતે જ કામ ચાલે, અને જેનો જથ્થો વધારે તેના મતનુ પ્રમાણુ પણ વધારે જ હોય પરતુ આ જથાવાળા પુરુષો જો વિદ્વાન, સમજુ અને સદાચરણી હોય તો તેમના હાથનુ સુકાન તેઓ સારે રસ્તે દોરી આખી જ્ઞાતિની સારી વ્યવસ્થા કરે છે જેથી તેમની યોજનાઓ સુખપ્રદ થાય છે. પરંતુ જો આથી અન્યત્ર જોવામા આવે તો તો સુખની લેશ પણ આશા રહે નહીં જ્ઞાતિઓના બંધારણમા ત્રણ પ્રકારની વ્યવસ્થા જોવામા આવે છે

(૧) પહેલા પ્રકારની વ્યવસ્થામા આખી જ્ઞાતિ એક શેઠ કે પટેલની ઇચ્છા અનુસાર ચાલે છે. આ યોજના આપણી જુની રાજ્ય પદ્ધતિ પ્રમાણે ચાલે છે, અને જો પટેલ કે શેઠ સુજ્ઞ અને દક્ષ હોય તો આ વ્યવસ્થા ઘણી જ ફલપ્રદ હોય. પરંતુ ઘણે ભાગે આવા શેઠ વિદ્વાન નથી હોતા એટલુ જ નહીં પણ તદ્દન અજ્ઞાન જ હોય છે, અને પરાપૂર્વના સાન ખર્ચને લીધે કે પોતાના ધનને લીધે તેમનુ આ પદ ચાલ્યા કરે છે, તેથી તેમના અજ્ઞાન સલાહકાર પ્રમાણે ચાલવાથી તેઓ સુવ્યવસ્થા કરી શકતા નથી

(૨) બીજા પ્રકારની વ્યવસ્થામા થોડા જથાવાળા તથા કઈ દ્રવ્ય મનુષ્ય કે એવા બળ-

વાળા પુરુષોના મત અનુસાર આખી જ્ઞાતિની વ્યવસ્થા ચાલે છે. આ વ્યવસ્થામાં જે જથા વગરના તથા બીજા બળ વગરના હોય છે, તેમનું બળ ગણનામાં લેવાતું નથી અને તેથી તેઓ બડબડ્યા કરે છે, પરંતુ ન છૂટકે તેમને બળિષ્ઠની ઇચ્છા અનુસાર વર્તવું જ પડે છે. આ વ્યવસ્થામાં ઘણે ભાગે સ્પર્ધાનું બળ વધારે હોય છે. અને તેથી અકંદરે આ વ્યવસ્થા ઘણી પસંદ કરવા યોગ્ય નથી.

( ૩ ) ત્રીજા પ્રકારની યોજનામાં જ્ઞાતિની દરેક વ્યક્તિ સમાન ગણાય છે, અને તેને સરખી સત્તા હોય છે. આ વ્યવસ્થામાં એક પ્રકારની શાન્તિ હોય છે, અને જો બધા સરખા વિદ્વાન અને ધનિક હોય તો તે વ્યવસ્થા સારી ચાલે છે. પરંતુ તેમાં પણ આડકતરી રીતે તો ધનિક અને બુદ્ધિબળવાળાનો પક્ષ સબળ થાય છે અને તેથી કેટલીકવાર અનિષ્ટ થઈ જાય છે.

ઉપર પ્રમાણે આપણી હાલની જ્ઞાતિઓની વ્યવસ્થા હોય છે. હવે આ જ્ઞાતિઓના બળનો ઉપયોગ કેવી રીતે કરી આપણે આપણો, જ્ઞાતિનો અને દેશનો ઉત્કર્ષ સાધી શકીએ તેનો વિચાર કરીએ. દેશમાં તેમાં પણ મુખ્યત્વે કરીને બ્રાહ્મણોમાં તો અજ્ઞાન ઘણું જ પ્રવર્તે છે. આ અજ્ઞાન ટળ્યા વિના અને જ્ઞાન રૂપી પ્રકાશ થયા વિના આપણો ઉત્કર્ષ થવાનો નથી હવે જો દરેક જ્ઞાતિ પોતાની સ્થિતિનો વિચાર કરી એક મત થઈ કર્તવ્ય કરે તો પોતાનો ઉત્કર્ષ થાય. દરેક જ્ઞાતિમાં સમજુ પુરુષોએ વિચાર કરી પોતાના સમાજ માટે યોજનાઓ કરવી જોઇએ. તેમાં વૃદ્ધ પુરુષો તથા સ્ત્રીઓને માટે ઇશ્વર સ્તવન આદિ થાય અને તેમાં નિર્ધન હોય તેમનો નિર્વાહ થાય એવી વ્યવસ્થા કરવી જોઇએ. અને આધેડ વયનાં માટે દ્રવ્યોપાર્જન આદિની સારી વ્યવસ્થા કરવી જોઈએ. તેમાં જે ધનિક હોય તેમના ધનથી, વિદ્વાન હોય તેની વિદ્યાથી અને અન્ય સાધનો વાળાનાં તે તે સાધનોના બળથી જ્ઞાતિને સાહાય્ય મળે અને સર્વે એક મત થઈ હળી મળીને આનંદ કરી શકે આવી યોજનાઓ કરવી જોઈએ. આટલી વ્યવસ્થા ઉપરાંત વધારે ઉપયોગી વ્યવસ્થા તો જ્ઞાતિનાં બાળકો માટે કરવી જોઇએ. બ્રાહ્મણ બાળકો તથા બાળકીઓ સારૂં જ્ઞાન મેળવે, ધર્મનીતિના પથે ચાલે અને શરીરે, મને અને હૃદયે બળિષ્ટ થાય, તો જ તેઓ અન્ય વર્ણને પણ પોતાના સારા જ્ઞાનનો લાભ આપી શકે. આ બ્રાહ્મણ બાળકોને માટે હાલની કેળવણીની પદ્ધતિ તદ્દન નિરુપયોગી છે, અને તેમને શા પ્રકારની કેળવણી આપવી જોઈએ એ વિષય આપણે કોઈ અન્ય પ્રસંગે વિચારીશું. હાલતો આપણે એટલું જ કહેવું યોગ્ય છે કે, આ જ્ઞાતિનું બળ જો દરેક જ્ઞાતિના આગેવાનો અને સમજુ ગૃહસ્થો સમજે અને પોતાનું ભાન થયા પછી, પોતાને શું શું જોઇએ, અને તે કેમ પ્રાપ્ત કરવું તેનો વિચાર કરી પ્રયત્નારૂઢ થાય તો આપણા બ્રાહ્મણસમાજનો જરૂર ઉત્કર્ષ સત્વર જ થાય. પરંતુ આ જ્ઞાતિબળનો સદુપયોગ કરવામાં પહેલી **જ્ઞાન**ની ઘણી જ જરૂર છે, તે પછી કાર્ય કરે એવા **સ્વાશ્રયી** અને અચળ **શ્રદ્ધા** વાળા **નિષ્કામ કર્તવ્યપરાયણ** પુરુષોની જરૂર છે. અને તે પછી આ સર્વ કાર્યમાં **ઐક્ય** એકમત રહી કામ કરવાની ઘણી જ જરૂર છે. ઉપરનાં બળ તથા સાધનો ઇશ્વિર દરેક બ્રાહ્મણ જ્ઞાતિને આપે અને દરેક બ્રાહ્મણ જ્ઞાતિ પોતાનો ઉત્કર્ષ સાધે એવી ઇશ્વિરની પ્રેમપૂર્વક પ્રાર્થના કરી આપણે આ વિચાર શ્રેણીને આટલેથી જ પૂર્ણ કરીશું.

રામશંકર હરજીવન ત્રિપાઠી.

આ સંબંધમાં આટલું કામ થયું છે. પરંતુ કામ શિથિલતાથી થતું જણાય છે. તેમજ આટલું કામ કરી બેસી રહેવાનું નથી; કારણ કે તેટલાથી કાર્યસિદ્ધિ થવાની નથી. અમારૂં માનવું તો એવું છે કે, જ્યાં સુધી કોઈ વિદ્વાન બાઈ સખી આ વિધવાઓનું અજ્ઞાન દૂર કરવાના પ્રયાસ નહીં થાય, તેમજ બાળલગ્નો અટકાવી આવી વિધવાઓની સંખ્યા ઓછી થાય એવા ચાંપતા ઉપાય નહીં લેવાય, તથા બાળકીઓને માટે ધર્મનીતિનું શિક્ષણ મળે એવી યોજનાઓ નહીં થાય ત્યાં સુધી સંગીન સુધારો થવાનો નથી. મોઢ બ્રાહ્મણોને તેમના પ્રયાસમાં ફલસિદ્ધિ મળે તથા તેમનુ સારૂં અનુકરણ અન્ય બંધુઓ કરે એવી વિજ્ઞપ્તિ કરી અમે ઇશ્વર આવા પ્રયાસોમાં સહાય કરે એવી પ્રાર્થના કરીએ છીએ.

[ગુર્જર બ્રાહ્મણ-ઑફિસ.]

---

## વિવિધ વર્તમાન.

**સુરત બ્રાહ્મણોદય સમાજ.**

સુરતના "બ્રાહ્મણોદય સમાજ" ના ચતુર્થ વાર્ષિક મહોત્સવની નોંધ લેવામાં અમને ઘણો જ આનંદ થાય છે. આ સભા ચાર વર્ષથી સ્થપાઈ છે. અને આટલા સમયમાં આ સભામાં ૬ માથી ૬૦ મેંબરો થયા છે એ જાણીને ખુશી થવા જેવું છે પરંતુ એટલું પણ કહેવુ જોઇએ કે, સુરતના બ્રાહ્મણોએ આવા કામમાં જોડાવું જોઇએ, અને જીલ્લાની વસ્તીના પ્રમાણમાં સાદની સંખ્યા ઘણી જ ઓછી છે. આ સભાના શા શા ઉદ્દેશ છે, અને તે સિદ્ધ કરવામાં તે કેટલી ફતેહમંદ થઈ છે, તે અમે હાલ તો જાણતા નથી એટલે અમારા બંધુઓ સમક્ષ રજુ કરી શકતા નથી. પરંતુ અન્ય પ્રસંગે તે સંબંધી જાણ થયે જણાવવા ઇચ્છીએ છીએ. પરંતુ સમાજના નામ ઉપરથી જ આનો શો આશય હશે એ સંબંધમાં કઇ પૂછવાનુ રહેતુ નથી. અમારો તથા આ સમાજનો એક જ આશય છે એમ અમે ધારીએ છીએ. સમાજે જે ઉત્સવ ઉત્સાહથી કર્યો હતો તથા તેમાં અન્ય શ્રીસુરત ભીતર ખેડાવાળ મિત્રમંડળ, શ્રી સુરત શંકરસમાજ અને શ્રીઔદિચ્ય મિત્રમંડળના ઘણા ખરા સભાસદોએ જોડાઇને એકત્રતા બતાવી છે તે ઘણું જ પ્રશંસા પાત્ર છે. અમે ઇચ્છીએ છીએ કે આવી આવી સભાએ ઘણે સ્થળે સ્થપાય અને કર્તવ્ય પરાયણ રહી દ્વેષ આદિ બ્રાહ્મણ બંધુઓમાં જણાતા દુર્ગુણથી દૂર રહી આખા ગુર્જર બ્રાહ્મણસમાજને નિદ્રામાંથી જગાડી તેમને પોતાના કર્તવ્ય પંથમાં લાવે. ૐ શાંતિ!

**શ્રીઅમદાવાદ મેવાડા જ્ઞાતિબંધુ.**

શ્રીઅમદાવાદમેવાડાજ્ઞાતિબંધુઓમાં પણ સ્વર્ગસ્થ પીતામ્બરદાસ હિતેચ્છુ પત્રના તંત્રી જ્ઞાતિ સુધારણાના પ્રયત્નો કરતા રહેતા હતા અને હાલ પણ રા. બા. સુખરામભાઈ તથા પ્રોફેસર રામપ્રસાદ, રા. ગ. હરિપ્રસાદ પીતામ્બરદાસ; ભાઈ વલ્લભરામ વ્યાસ વગેરે સત્પુરુષો જ્ઞાતિ સુધારણા અર્થે પ્રયત્ન કરતા રહ્યા છે પ્રભુ તેમના પ્રયત્નો ફળિભુત કરો, આશા છે કે, તેમના તરફથી બ્રાહ્મણ ઉન્નતિ અર્થે કાંઈ જાણવાનું મળશે.

**શ્રીજામનગર બ્રાહ્મણ સમાજ.**

જામનગર 'બ્રાહ્મણ' સમાજ પણ ઘણા વખતથી ઉન્નતિના પ્રયત્નો આદરી રહી છે ને શ્રીયુત શાસ્ત્રીજી હાથીભાઈના પ્રમુખપણા નીચે તે સભા દિનપર દિન બળવાન બનો, ને તેમનુ અનુકરણ દરેક બ્રહ્મસમાજ કરતી રહે. એમ અમે ઇચ્છીએ છીએ. બ્રાહ્મણ ઉદયનો સૂર્ય ઉગી નીકળ્યો છે ને તેના કિરણોનો પ્રકાશ બધે પ્રસરી રહેશે. શ્રીયુત શાસ્ત્રીજી તરફથી પણ બ્રાહ્મણ ઉન્નતિ અર્થે કાંઈ વિશેષ જાણવાનું મળશે એવી આશા છે.

**શ્રીઅમદાવાદ ગુજરાત બ્રાહ્મણ સમાજ.**

ગુજરાત બ્રાહ્મણ સભા અમદાવાદમાં શેઠ ચીનુભાઈના પ્રમુખપણા નીચે સ્થપાઈ હતી અને જેના કાર્યમાં વૈદરાજ બાપાલાલભાઈ, રેવાશંકર અંબારામ, પીતામ્બરદાસ, જાની ગોવિંદલાલ રામશંકર વગેરે અમદાવાદના ચોર્યાશી બ્રાહ્મણના આગેવાન પુરુષોએ બ્રાહ્મણોત્કર્ષ માટે શુભ પ્રયત્ન આદર્યો હતો તેની વીગતવાર હકીકત અમને મળશે એવી આશા છે, ને તે સભા ફરીને સજીવન થાઓ અને શુભકાર્યમા પ્રવૃત્ત થાઓ એવી પ્રભુ પ્રાર્થના છે.

**શ્રીરૈકવબંધુ મંડળ.**

શ્રીરૈકવ બંધુમંડળ પણ કાંઈ જાગ્રતિમા આવતુ જણાય છે. જે જ્ઞાતિમાં ઓલીમીટર ભાઈશંકર નાનાભાઈ, શ્રીયુત શાસ્ત્રી બદ્રીનાથ, તર્કવાચસ્પતિ—કવિરાજ ગણપતરામ, રા. સા. રેવાશંકરભાઈ વગેરે નરરત્નો હયાતીમાં છે તે જ તેના ઉત્કર્ષનુ ચિહ્ન છે. પ્રભુ તેમને લાંબુ આયુષ્ય આપો ને બ્રાહ્મણોત્કર્ષમા તત્પર રહેવાને તેમના આત્માને પ્રેરો. આ ભાઇઓ પણ જાગ્રત થશે અને આ માસિકદ્વારા બ્રાહ્મણ સમાજને તેમની પ્રવૃત્તિઓની જાણ આપશે એવી અમે આશા રાખીએ છીએ.

**ઔદિચ્યબંધુઓના પ્રયત્નો.**

ગુજરાતમા બીજા બધા બ્રાહ્મણ બંધુઓ કરતાં ઔદિચ્ય બંધુઓનો સમાજ બળિષ્ઠ છે અને બીજા બ્રાહ્મણોનો લગભગ ત્રીજો ભાગ આ જ્ઞાતિથી જ ભરેલો છે. આ લગભગ બે લાખ બ્રાહ્મણો પોતાનો ઉત્કર્ષ સાધવાને કેવા કેવા પ્રયાસો કરે છે. અને તેમા તેઓ કેટલા ફતેહમંદ થયા છે તે જાણવાની ઇચ્છા પ્રત્યેક સુજ્ઞ બંધુને થાય એ સહજ છે.

બંગાળાના આદિ સંસાર સુધારક રાજારામમોહનરાયના નામથી કોણ અજાણ્યું હશે ? આ મહા પુરુષે અંગ્રેજી વિદ્યા પ્રાપ્ત કર્યા પછી પોતાના સમાજનું નિરીક્ષણ કર્યું અને તેમાં જે જે દુઃખોત્પાદક રિવાજો તથા રૂઢીઓ છે તેનો વિનાશ કરવાને તેમણે અથાગપ્રયત્ન આરંભ્યો આ વિચારોનુ વાતાવરણ જેમ સૂર્યનાં કિરણો પ્રાતર્ ઉદય પછી ત્વરાથી પ્રસરી જાય છે તેમ આપણા આખા દેશમાં પ્રસરી ગયું. અને ધીમે ધીમે તે બળિષ્ઠ થયુ. આ વિચારથી જ સંસારસુધારાસમાજ આદિ અનેક સામાન્ય સમાજો તેમજ દરેક જ્ઞાતિઓની સમાજો પણ ધીમે ધીમે પોતપોતાની સ્થિતિ સુધારવાના પ્રયાસમાં આરૂઢ થઈ. આ વિચારના બળથી જ આપણા ગુજરાતમાં પણ સુધારકોનુ મંડળ જન્મ પામ્યુ અને તે વિચારને લીધે જ તે પુરુષોના સહવાસમાં આવનાર સદ્‌ગૃહસ્થોએ પણ પોતાથી બનતો પ્રયાસ આ દિશામાં આરંભ્યો. આ પ્રમાણે ઔદિચ્ય બંધુઓમાંના પણ કેટલાક પુરુષોને આવી લાગણી થઈ અને તેમણે પોતાના સમાજના સુધારા અર્થે પ્રયત્નો આરંભ્યા. આમાં મુખ્યત્વે

## નાતભાઇઓની એક બીજા પ્રતિ ફરજો.

उत्सवे व्यसने चैवदुर्भिक्षे राज्य विप्लवे ।

राजद्वारे स्मशाने च यस्तिष्ठति सबान्धवः ॥

× × × ×

"પણ હજીએ નાતની સંસ્થાને કંઇક બળવાન કરવી હોય તો તે આપણા હાથમાં છે પરંતુ એની નબળાઇ ઉત્તરોત્તર વધવા દઇશું તો એક બે પેઢી પછી તો એનો પાછો ઉદ્ધાર કરવાની વાત છેક જ અસાધ્ય થઇ જશે, માટે નાતનું બળ વધે તે સારૂં કે ઘટે તે સારૂં એ વિષે દરેક સમજુ માણસે પુખ્ત વિચાર કરવાની જરૂર છે ઘટે તે સારૂં એ જ સિદ્ધાંત સ્વીકારીએ તો તો કશું કરવાની જરૂર નથી × × × પરંતુ નાતનું સંસ્થા તરીકે બળ વધે તો સારૂં એ સિદ્ધાંત સ્વીકારીએ તો તો નાતમાં અમુક વ્યવસ્થા, અમુક નિયમ, અમુક ધોરણ મુજબ વિચાર થાય, તે ઉપરથી ઠરાવ, અને પછી ઠરાવ મુજબ અમલ, એવું કંઇક દાખલ થવું જોઇએ વ્યક્તિઓની નિરંકુશ મરજી ઉપર થોડો ઘણો દાબ મુકવો જોઇએ

× × × ×

જે વધારે સમજે તેને માથે વિશેષ ધર્મ પહેલ કાઢવી, લોકોની બત્રીશીએ ચઢવું, ગેર સમજુતીના ભોગ થવું ટીકા અને હાસીના વિષય થવું દુઃખી થવું, પોતાના કુટુંબીઓને દુઃખી કરવા—નાતના ખરા હિતની ખાતર આ સર્વ વેઠવાને તૈયાર આગેવાનો નહીં નીકળે, ત્યાં સુધી હાલના વિચાર અને અંધાધુંધી અને અનીતિ ચાલ્યા કરવાના.

× × × ×

પરંતુ ધીમે ધીમે કેળવણી અને જાગૃતિ વધતા ગયાં છે, ધર્મ, નીતિ અને ઇતિહાસનું જ્ઞાન વધતું જાય છે, પેઢીઓ સુધી મૂર્છાગત થયેલો હિંદુ સમાજ પાછો નવ જુવાન થાય એવા સુચિહ્ન દેખાય છે, વિચારનો પ્રચાર, વિચાર પ્રમાણે આચાર રચવાની કર્તવ્ય બુદ્ધિ, અને સ્નેહ ચારિત્ર, અને સહન શક્તિ વિકસતા જાય છે, અને આપણા પહેલા સુધારકોના તેમ જ તેમના સામાવાળાઓના નીચા આદર્શ, ખોટી પદ્ધતિ અને એક દેશી સિદ્ધાંત સજીને ધર્મ, નીતિ અને ઇતિહાસના સનાતન પાયા ઉપર હિંદુ સમાજને સુધારવાના અનેક નહાના મોટા કાર્યો ઉપાડી લેવાનો સમય આવી પહોંચ્યો છે, ભાઇઓ આપણા જીવનના ધાર્મિક, આર્થિક, સાંસારિક, રાજકીય, દરેક પાસામાં નવા પ્રકાશ ઝળકે છે, નવા વિકાસ સ્ફુરે છે પરિવર્તનયુગ બેઠી ચુક્યો છે અને તેના મહા વાયુના આશાજનક ઋ માફક મોજા જુવાન મગજોમાં પ્રસાદ બીજ રોપે છે, જુવાન હૃદયોમાં કર્તવ્ય જ્યોત પ્રગટે છે.

× × × ×

(આર્યાવર્તના મહાન પુરૂષોનાં) પરાક્રમી વાક્યો અને અર્થ ગંભીર કૃત્યો કળિયુગના અંધકારમાં ડુબી ગયા હતા, તે પાછાં અરૂણોદયની કિરણ રેખાઓ માફક આપણને જગાડે છે, ઉઠાડે છે, ધર્મ સ્નેહ, કર્તવ્ય, અને જીવનના માર્ગ પ્રબોધે છે.

× × × ×

ભાઇઓ, ચાલતા જમાનાનાં આજ્ઞા-વચન આ પ્રકારના છે એ આજ્ઞા-વચનોને અનુરૂપ જીવન જીવો!"

ડૉ. બી. કે. ઠાકોર વસન્ત માઘ, ફાલ્ગુન ૧૯૬૫.

# વિજ્ઞાપના.

આ માસિક કાઢવાનો હેતુ આપણા બ્રાહ્મણસમાજની શારીરિક, માનસિક, આર્થિક, આધ્યાત્મિક વગેરે સર્વ પ્રકારની ઉન્નતિ સાધવી એ જ છે અને ઐક્યવિના આમાનું કશુ થાય એમ ન હોવાથી પૃષ્ઠ ઉપર ઋગ્વેદનો સમાજીક સ્તુતિનો ઐક્ય પ્રાર્થનાનો મંત્ર મુકવામાં આવ્યો છે. માટે આ કાર્યમા સર્વ ચોર્યાશી જ્ઞાતિના બ્રાહ્મણોએ એકત્ર થવુ જોઇએ તથા તે સર્વે બ્રાહ્મણ બધુઓને આ માસિક શાંત ચિત્તથી વાંચી વિચારવાનો અને તેમા લખેલા વિચારો ગ્રાહ્ય થાય તો તે પ્રમાણે વ્યવહારમા ચાલવાને અમારી વિજ્ઞપ્તિ છે અને પોતે વાચી તેમાથી સદ્બોધ લઇ અન્ય બધુઓને પણ તેના ગ્રાહક થઇ તેમાથી સદુપદેશ લેવા વિનતિ કરવાની અમારી દરેક સુજ્ઞ વાચકને વિજ્ઞાપના છે જો દરેક બધુ આ પ્રમાણે કરશે તો અમને આશા છે કે આપણો સમાજ ઘણાજ થોડા સમયમા ઉન્નત દશામા આવી જશે જે સજ્જનો આમાના વિચાર વાચવા તરફ દુર્લક્ષ હોય તેવાઓને ખેચીને ગ્રાહક કરવાથી કાંઈ ફાયદો નથી.

માસિકનો આધાર તેના લવાજમ તથા ગ્રાહક ઉપર છે વિચાર કરી લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાત ફક્ત એકજ રૂપિયો રાખવામા આવ્યો છે પરતુ ગ્રાહક વધશે તો અથવા બીજા ધનિક બધુઓની મદદ મળશે તો માસિકના કદમા તથા લેખોમાં પણ યોગ્ય ફેરફાર કરવામા આવશે, માસિક વણિક વૃત્તિથી લાભ હાનિના વિચારથી કાઢવામા આવ્યુ નથી કઇ પણ કાર્ય થવાની વૃત્તિથીજ હાલમા ધનનો ભોગ આપવો પડે તો આપવામા આવશે અને જો માસિકના ગ્રાહક વધશે અને જો માસિકની આર્થિક સ્થિતિ સારી હશે તો તેનો વિનિમય સમાજનીજ અભ્યુદય અર્થેજ કરવામા આવશે માટે દરેક ગ્રાહક થનાર બધુએ અમારે નિચેને સરનામે પોતાનુ નામ ગામ તથા સરનામુ સારા અક્ષરથી લખી મોકલવુ અને લવાજમ મોકલવાને પણ ચુકવુ નહીં એવી અમારી વિનતિ છે

## નિયમો

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે, સહીવાળા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે

૨ માસિક માટે મોકલેલુ લખાણ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી મોકલવા કૃપા કરવી અને આ લખાણ જો માસિકમા લવામા નહીં આવે તો અમે તે પાછુ મોકલવા બધાતા નથી

૩ માસિકનો આ ત્રીજો અક આવેથી લવાજમ મનીઓર્ડરથી મોકલવા વિનતિ છે જેથી અમારૂ વ્યવહારૂ કામ સરળ થઇ પડે જે ગ્રાહક અક વિ પિ થી મગાવે છે તેમને મોકલવામા આવે છે જેમણે ગ્રાહક નજ થવુ હોય તેમણે કૃપા કરીને પત્રથી જણાવવુ અગર પાછુ મોકલવુ ગ્રાહક થઈ અકો રાખ્યા પછી લવાજમ ન મોકલવુ, અને બ્રાહ્મણના ધર્માદા કાર્યમાં નુક્સાન પહોચાડવુ એ ધર્મ કાર્યથી ઉલટુ ગણાય માટે તે ઉપર દરેક બધુ ધ્યાન આપશે એવી આશા છે માસિકનું લવાજમ મોકલવામા તેમજ અન્ય સર્વ પત્રવ્યવહારમા માસિક ઉપર લખાતો નબર લખવાની કૃપા કરવી જેથી અમને રજીસ્ટરમાથી નામ ખોળવામાં હરકત નડે નહીં.

વ્યવસ્થાપક—ગુર્જર બ્રાહ્મણ ઑફીસ,
સરખેજ—અમદાવાદ પાસે.

# गुर्जर ब्राह्मण.


ॐ। सहनाववतु । सहनौभुनक्तु । सहवीर्यं करवावहै । तेजस्विना वधीतमस्तु माविद्विषावहै ॥

उपनिषद्

य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः — उपनिषद्.

અર્થ:—( તે બ્રહ્મ ) અમારૂં બન્નેનું સાથે રક્ષણ કરો. અમારૂં બન્નેનું સાથે પોષણ અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારૂં અધ્યયન કરેલું તેજસ્વી થાઓ અને અમે દ્વેષ ન કરીએ.

ઉપનિષદ્‌માં જે ધર્મ કહ્યા છે તે મારામાં હો. તે મારામાં હો.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ


વર્ષ ૧, અંક ૩. [ માસિક. ] બીજો શ્રાવણ, સંવત ૧૯૬૫.


## માતૃસ્તવન.

### ( અષ્ટપદી. )

માતા ગુરુસ્નેહ થકી વંદન હું કરૂં છું,
ઉપાસ્ય એક બનતાં વળી વંદું શું !
[1]આત્માજ પ્રિય જગમાં નવ કાંઇ બીજું,
એવું વદે [2]બૃહદમાં મુનિ યાજ્ઞવલ્ક્ય.

[3]મૈત્રેયિનો મધુર પ્રશ્ન હૃદે ધરૂં છું,
મુનિ યાજ્ઞવલ્ક્ય વચનો મનમાં સ્મરૂં છું;
તે [4]શબ્દથી હૃદયમાં પ્રગટ્યો પ્રકાશ,
તેથી કરૂં હું નિજ આત્મ મહીં નિવાસ[5].

'છે પુત્ર પ્રિય જગમા નહી આત્મમાટે,
ને આત્મથી જ પ્રિય માત સુપુત્રને છે,
તે સ્નેહથી જ ધર્યો નવ માસ ગર્ભે,
ઉછેરીયો અતીવ કષ્ટ ધરી ઉછંગે ૩

પાળી સુપ્રેમ થકી યત્ન મહાન્ કીધો
ને સ્વાર્થ આત્મજની ઉન્નતિ માહીં દીધો,
તે યત્નનુ ફળ કદાપિ મહાન્ થાય,
તો કીર્તિ માત તુજ આ જગમા સુહાય ૪

વિદ્યા ભણાવી વિધ વિધ પ્રકાર કેરી,
આપી સ્વધર્મ મહીં પ્રિત મ્હને અનેરી,
જેથી પથો સતત કર્મ તણા જણાયા,
એ મૃત તત્ત્વ પથ શ્રેષ્ઠ ખરે જણાયા ૫

સસારના સકળ કર્મ સ્વધર્મ માહીં,
આત્મોન્નતિ પથ વિષે સહધર્મચારી,
[7]ચારે પદાર્થ જગના કરવા સુઆહ્ય,
ત્હેં કીધ માત મુજ તાત તણી સહાય. ૬

સ્નેહી કુટુંબી સૌનું સન્માન કીધુ,
જ્ઞાતિ વિષે યશ લઈ ઘણુ માન લીધુ,
એવા અનેક જગનાં બહુ કર્મ બીજાં,
કલ્યાણ થાય પરના સહુ ત્હેં જ કીધા ૭

[8]આ દેહ રે', કદી પડે, વળી અન્ય થાય,
સનાતમ એક બની (સ) બધ કદી ન જાય,
તે બન્ધનથી વળી નમી સહ અષ્ટ અગ,
આ આત્મ તંત્ર તુજ ચર્ણ મહીં પતંત ૮

'धर्मपथ प्रवासी'

---

६. नत्रा अरे पुत्राणा कामाय पुत्रा. प्रिया भवन्त्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति. बृ. उ.

૭ આપણા ધર્મ ગ્રંથ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ ઇત્યાદિ પ્રતિપાદક મનુષ્ય જીવનના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ

८. बहु निमेष्यतीतानि, जन्मानितवचार्जुन ।

# બ્રાહ્મણોત્કર્ષ.

## ( સંવાદ રૂપે. )

( અનુસંધાન પ્રષ્ટ ૨૩ થી )

બીજે દિવસે પતિને ભોજન કરાવી, પોતાના ગૃહ કાર્યથી પરવારી, પતિને આનંદમાં બેઠેલા જોઈ પત્નિએ પ્રશ્ન કર્યું

પત્ની—હે પ્રિય પતિ! આજ આપ સંસ્કાર વિષે મને સમજ પાડવા કૃપા કરશો

પતિ—આ સૃષ્ટિમા જે જે પદાર્થો, પ્રાણીઓ, અને વનસ્પતિ સૃષ્ટાએ ઉત્પન્ન કર્યાં છે, તેઓને શાસ્ત્ર ગુરૂદ્વારા તથા ઇશ્વિરે આપેલી બુદ્ધિવડે ઉત્તમ સ્થિતિમા આણવા, તેમા મનુષ્યોને જ્ઞાન આપવુ તે ક્રિયાને સંસ્કાર કહે છે ( સં=ઉત્તમ+કાર=કૃતિ ) તે પ્રમાણે મનુષ્ય પ્રાણી ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત થાય અર્થાત્ આ જગતમા તેનુ જીવિત્વ જીવે ત્યા સુધી નિરોગી, સુદૃઢ, સતેજ, દીર્ઘાયુ રહે અને ઉત્તમ ગુણ તથા જ્ઞાનને પામીને સુખથી અને નિર્વિઘ્નપણે વ્યાવહારિક અને પારમાર્થિક કામ સાધે, તેટલા માટે વેદોએ વિવાહાદિ ષોડશ સંસ્કાર ( સમ્યક્ નિયમિત આચાર ) દર્શાવી આપ્યો છે, અને તે સર્વેનું સ્પષ્ટીકરણ પ્રત્યેક વેદના ગૃહ્યસૂત્રાદિ ગ્રંથોમા સારી રીતે કરેલુ છે અને તે જ પ્રમાણે પૂર્વના આર્યલોક સર્વ કર્મ આચારતા હતા. અને શરીર નિરોગી, સુદૃઢ, સતેજ, અને દીર્ઘાયુષી રહેતા હતા, તથા ઉત્તમ ગુણ જ્ઞાનને પ્રાપ્ત થઈ નિર્વિઘ્નપણે વ્યાવહારિક અને પારમાર્થિક કર્મો કરી આનંદમા રહેતા હતા

પત્ની—એવા કર્મો કરવામા દ્રવ્ય, સમય અને શ્રમનો વ્યય આવા સમયમા બધા લોકોથી કેમ બને ?

પતિ—હે સતિ! ગરીબથી તે શ્રીમંત સુધી યથાશક્તિ એક સરખી રીતે થઈ શકે એવા તે કર્મો હતા

પત્ની—આવુ છતા તે સંસ્કારોનો લોપ શા માટે થયો હશે ?

પતિ—મુખ્ય કારણ તો પુરોહિત અને યજમાને અરસ પરસ એક બીજાનું હિત ઇચ્છવાની અને રક્ષણ કરવાની શ્રદ્ધા છોડી, અને તેથી બેઉ આવી દુર્ઘટ સ્થિતિમા પડી કર્મ ભ્રષ્ટ થયા

ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવાનો હેતુ રાખનાર સર્વે બ્રાહ્મણોએ આ વેદોક્ત સંસ્કારો અવશ્ય કરવા ઉચિત છે સંતતિ ઉત્તમ ઉત્પન્ન કર્યાથી અને તેને સુશિક્ષા, વિદ્યાધ્યયન, બ્રહ્મચર્ય અને સત્સંગ ઇત્યાદિ નિયમિત સદાચરણમા રાખીને પછી તેનો યથોક્ત કાળે વિવાહ કર્યાથી સ્ત્રી પુરુષ શરીરબળ અને બુદ્ધિબળનો સર્વોત્કૃષ્ટ સુદૃઢ થાય છે તે માટે સર્વે બ્રાહ્મણોએ યોગ્ય ધર્મોક્ત પ્રકારે આચરણ કરીને, સ્ત્રીપુરૂષને વેદોક્ત સંસ્કારો વડે અત્યંત લાભ આપવો, એવી વેદ ભગવાનની હિતકારક આજ્ઞા છે

પત્ની—હે સ્વામીનાથ આવી વેદ ભગવાનની આજ્ઞા તથા આવો લાભ છતાં બ્રાહ્મણો તે પ્રમાણે વર્તન કરતા નથી તો શું તેમનો સ્વભાવ ધર્મ પંથમાં ચાલવાનો નહિ હોય ?

પતિ—ના તેમ નથી. બ્રાહ્મણોનો મૂળ સ્વભાવ ભક્તિપુરઃસર ધાર્મિકપણું છે–અને પરધર્મ વિષે સહન શિલતાવાળો છે.

પત્ની—હે પતિ ! વેદ ભગવાને જે ષોડશ સંસ્કારો બ્રાહ્મણાદિને માટે કહ્યા છે, તે આપના જાણવામાં હશે.

પતિ—હા વેદોક્ત સંસ્કાર નામનું પુસ્તક મેં જોએલું છે, તે પરથી એ સંસ્કારોની વાત તને કહીશ.

પત્ની—હે પ્રાણપતિ ત્યારે મને પ્રથમ વિવાહસંસ્કારવિધિની વાત કહો.

પતિ—વેદોક્તવિવાહસંસ્કારવિધિની વાત શ્રવણ કરવામાં તું એક ચિત્ત થજે. જો સાંભળ.

## વિવાહસંસ્કારવિધિ.

વિવાહ એટલે ઐહિક અને પારલૌકિક સુખની પ્રાપ્તિ અર્થે સ્ત્રી પુરુષે એકત્ર અને એક વિચારે રહેવાને યથા વિધિ કરેલો જે ઠરાવ તે વિવાહ જાણવો.

પત્ની—વિવાહ ક્યા સ્થળમાં અને ક્યા સમયમાં થાય ?

પતિ—એ સંસ્કારની યોજના ઘણી ખરી ઘર બહાર મંડપ સ્થાનમાં જ કરવી. અને તેનો મુખ્ય કાળ ઉત્તરાયણનો શુક્લપક્ષ જાણવો.

પત્ની—ઉત્તરાયણનો કાળ કયો ?

પતિ—ઉત્તરાયણ એટલે મકર સંક્રાંતિથી તે કર્ક સંક્રાંતિ લગીનો ૭ માસનો કાળ. જેમાં સૂર્ય મકર વૃતથી ઉત્તરે જાય છે તે, એ ૭ મહિનામાંના કોઈ પણ એક મહિનામાં પ્રતિપદાથી પૂર્ણિમા લગીનો કોઈ શુભ નક્ષત્ર યુક્ત દિવસ લેઇને તે દિવસે આ સંસ્કાર થાય.

પત્ની—એવાં શુભ નક્ષત્રો કયાં છે ?

પતિ—ઉત્તરા, હસ્ત, ચિત્રા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, ઉત્તરાભાદ્રપદ, રેવતી, અશ્વિની, સ્વાતી, મૃગશીર્ષ અને રોહિણી એ જાણવાં. અને વિવાહ આદિ સર્વ શુભ સંસ્કાર ઉપર કહેલા નિયુક્ત દિવસે પ્રાતઃકાલેજ કરવા.

પત્ની—વધૂવરની વય કેટલી જોઇએ.

પતિ—વરની વયનું પ્રમાણ વધૂની વય કરતાં દોઢીથી બમણી સુધીનું હોવું જોઇએ. વય ઓછામાં ઓછી (૨૦) વર્ષની અને વધારેમાં ૨૫ વર્ષની હોવી જોઇએ.

પત્ની—એવું પ્રમાણ રાખવાનું કારણ શું ?

પતિ—આઠ વર્ષની ઉમરે ઉપવીત સંસ્કાર થાય તે પછી ૧૨ બાર વર્ષ બ્રહ્મચર્ય પાળે, એટલે ઓછામાં ઓછાં ૨૦ વર્ષ વરને માટે તો અવસ્ય જોઇએ. અને જો પાંચ વર્ષ વિશેષ અભ્યાસ કરે તો (૨૫) વર્ષે તે પુરુષ સર્વ અંગે સંપૂર્ણ થાય છે. માટે (૨૫) વર્ષે

પુરુષનું લગ્ન થાય તે સર્વોત્તમ છે, અને ૨૦ વર્ષે થાય તે મધ્યમ છે. એથી ઓછી ઉમરના વરનું લગ્ન કરવું તે તો અધમમાં અધમ છે.

પત્ની—વધૂની ઉમર વિવાહ સમયે કેટલી જોઇએ?

પતિ—સોળ વર્ષે સુંદરી કહેવાય છે, એથી નાની ઉમરની વધુ સર્વ અંગે સંપૂર્ણ હોતી નથી માટે સોળ વર્ષની વધૂનુ લગ્ન ઉત્તમ ગણાય છે. અને ૧૪ વર્ષની વધૂનું મધ્યમ અને તેથી નાનીનું તો અધમમાં અધમ ગણાય છે.

પત્ની—એ પ્રમાણે વર ૨૫ વર્ષનો અને કન્યા ૧૬ વર્ષનીનું લગ્ન ઉત્તમ ગણવામાં કાંઈ શાસ્ત્રનું પ્રમાણ છે?

પતિ —पंचविंशे ततो वर्षे पुमान्नारीतु षोडशे ॥ એટલે પચીસ વર્ષનો વર અને સોળ વર્ષની વધુનો વિવાહ ઉત્તમ છે, એમ સુશ્રુત વગેરેમાં આજ્ઞા છે.

પત્ની—કેટલાક લોકો ૮—૯ -૧૦—૧૧ વર્ષની કન્યાનાં લગ્ન તેવડાજ વર સાથે કરે છે. અને તેટલી નાની કન્યાને ગૌરી, રોહીણી, કન્યા વગેરે નામોથી કન્યાદાન દેવામાં પોતાની મોટાઈ અને ધર્મ માને છે તેનુ શું કારણ હશે.

પતિ—મુખ્ય તો પુરોહિત અને યજમાનનુ અજ્ઞાન, લોભ અને નિર્દયતા એ કારણો છે. પણ કેટલાક લોકો એમ કહે છે કે, આ આર્યદેશમાં મુસલમાનો આવ્યા તેમાંના કેટલાક જુલમી પાદશાહો થયા. તેઓ આર્યલોકોની કુંવારી કન્યાઓનુ હરણ કરતા હતા એવા ત્રાસને લીધે નાની નાની દીકરીઓ અને દીકરાઓનાં લગ્ન કરવાની આવશ્યકતા પડેલી, ને તેવા સમયમાં તેવા ગ્રંથો પણ બન્યા હશે. એ સમય એવો હતો કે, મુસલમાનોના હાથમાં અમારી દીકરી જશે એવા ભયથી કેટલાક ક્ષત્રી તથા બ્રાહ્મણો પોતાની પ્રિય દીકરીઓને દૂધ પીતી કરતા કે મારી નાંખતા હતા. તેવા સમયથી બાળ લગ્નનો માઠો ચાલ દેશમાં દાખલ થયોછે. કણબીની કેટલીક ઉંચા કુળની કન્યાઓનો પણ તે સમયમાં એવા કારણથી જ ઘાત થતો હતો. તેઓ તો જન્મેલી કે પેટમાં રહેલી કન્યાઓનાં ને દીકરાઓનાં લગ્ન કરતા હતા.

( અપૂર્ણ. )

---

# બ્રાહ્મણ.

બ્રાહ્મણ એ શબ્દનો ઉચ્ચાર કેવા વિવિધ વિચારો આપણા હૃદયમાં પ્રદીપ્ત કરે છે! એ શબ્દનો અર્થ તે શબ્દથી ઉદ્‌ભુત થતા ગુણો અને તે શબ્દ જે સમાજને, જે વ્યક્તિઓને ઉદ્દેશીને વાપરવામાં આવતો તેમનું સ્મરણ, તેમનાં ચરિત્રોનું સ્મરણ અને તેમના પ્રતિ અન્ય સર્વ પ્રજાની ભાવનાઓનું સ્મરણ આ શબ્દ આપણને કરાવે છે. તેની સાથે આ શબ્દથી ઓળખાતા હાલના સમયના આપણા બંધુઓના અસ્તોદયનો વિચાર પણ કેવી ત્વરાથી આપણા હૃદયપટ પર આવી ખડો થાય છે, અને પ્રાચીન અને અર્વાચીન સમાજની તુલના અને તેથી

અનેક ઐતિહાસિક પ્રશ્નો તથા કર્તવ્ય બુદ્ધિવાળાના અનેક સંસ્કારી વિચારો પણ તરત જ આપણા મનમાં આવ્યા વગર રહેતા નથી. આટલા વિચાર કરી હવે આપણે જોઇએ કે આ શબ્દ પ્રાચીન સમયમાં કેવા અર્થમાં વપરાતો હતો, જે સમાજને આ નામ આપવામાં આવતું હતું તે સમાજ કેવા ગુણેઅલંકૃત હતો, અને તેની પ્રવૃત્તિ કેવાં કર્મ તરફ થતી હતી. તેમના વાસ્તે તે સમયમાં સમાજમાં શી ભાવનાઓ હતી, આ ભાવનાઓ શા કારણથી ક્ષીણ થતી ગઈ, પછીના સમયમાં તેમની પ્રકૃત્તિની દિશાઓ કયા ક્ષેત્ર તરફ વળી અને તેથી હાલની સ્થિતિ થઈ. અને આ પછી આપણે જોઇશું કે પ્રાચીનસ્થિતિ પ્રાપ્ત કરવાનો સંભવ છે કે નહીં, અને છે તો તેને વાસ્તે કેવા કેવા પ્રયાસોની આવસ્યકતા છે, અને તે કેમ યોજાવા જોઇએ.

આપણને શ્રુતિ સ્મૃતિ, ઈતિહાસ, પુરાણ, નાટક, કાવ્ય આદિ અનેક આપણા ધર્મ શાસ્ત્રના ગ્રંથો ઉપરથી માલૂમ પડે છે કે બ્રાહ્મણ શબ્દ ઘણી જ ઉત્તમતાને માટે વપરાતો. આ શબ્દ ब्रह्मन् ઉપરથી થયેલો છે, અને જે બ્રહ્મ ઇશ્વિરને ઓળખે જાણે તેને જ બ્રાહ્મણ કહેવો એમ પ્રમાણ છે. ब्रह्म जानन्ति ब्राह्मणाः બ્રહ્મને જાણે તેજ બ્રાહ્મણ આવી ઉચ્ચતા વાળાને જ માટે આ શબ્દ વપરાતો હતો. અને એમાં કાંઈ પણ સંદેહ નથી કે આવા પુરુષોને માટે પ્રજામા મહાન ઉચ્ચ માનતી ભાવના હોય. સૃષ્ટિના મહાન નિયમો જાણી તેમના ઉપર પોતાની સત્તા બેસારી ઇશ્વિર પરાયણ થઈ આ સૃષ્ટિ ઉપર વિચરે તેવા પુરુષોને માટે भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिना बुद्धि जीविनः । बुद्धिमत्सुनरा: श्रेष्ठानरेषु ब्राह्मणाः स्मृताः ॥ मनुस्मृति १। ९६ વળી धर्मं तो ब्राह्मणः प्रभुः એવી ભાવનાઓ હોય એ સ્વાભાવિક જ છે. હાલમાં પણ આપણી પ્રજામા તેમજ અન્ય કોઈ પણ પ્રજામાં આવી રીતે વિચરતા પુરુષો માટે ઉચ્ચ ભાવના કયા પુરુષને નહિ હોય? હશે જ. ત્યારે તે સમયમાં પણ બ્રાહ્મણને માટે જે ભાવના હતી તે તેમનાં જ્ઞાન અને કર્મને લીધે જ હતી, અને અત્યારે પણ ભાવના તો તેની તે જ છે પણ એવા બ્રાહ્મણોનો જ અભાવ છે.

હવે ત્યારે આપણે જોઇએ કે આવા બ્રાહ્મણો પાછળના સમયમાં કેમ થયા નહિ. અને આનાં અનેક કારણમાંનાં કેટલાકનો વિચાર આપણે કરીશું, અને પછી હાલમાં પણ આવા બ્રાહ્મણો થાય એવો સંભવ છે કે નહિ તેનો આપણે વિચાર કરીશું.

આમ થવાનાં અનેક કારણો છે એ નિઃસંદેહ છે. કેટલાકનુ કહેવું એમ છે કે આમ થવાનું કારણ એ છે કે, પાછલા કેટલાક સમયથી આપણા ભારતવર્ષમાં પરધર્મીઓનું રાજ્ય થયું તેથી આ સંબંધમાં બ્રાહ્મણોને આશ્રય મળ્યો નહીં અને તેથી તેઓ પોતાના કર્તવ્યમાં રહી શક્યા નહીં. આ કારણ પણ અક્ષરશઃ સત્ય જણાય છે. વળી બીજા કેટલાકનું એમ માનવું છે કે, આપણામાં કેટલાક સમય પછી વર્ણ અને આશ્રમની વ્યવસ્થા સારી સ્થિતિમાં જળવાઈ રહી નહીં તેથી આપણી આવી અધમ દશા થઈ. આવાં ઘણાં કારણો આપવામાં આવે છે, અને તે દરેકમાં ઘણું સત્ય હોય છે, પણ મને જે કેટલોક વિચાર કર્યા પછી કારણો જણાયાં છે તે હવે આપણે જોઇએ, અને તે પછી અન્ય બંધુઓના વિચારથી આમાંનું સત્ય જોવા આપણે સમર્થ થઈશું. આવા બ્રાહ્મણો પાછળના સમયમાં થયા નહીં અને તેને લીધે પહેલાંની આ સમાજને માટેની ઉચ્ચ ભાવનાઓ પ્રજામાંથી નષ્ટ થઈ ગઈ અને થતી જાય છે તેનાં ત્રણ કારણો પ્રતીત થાય છે.

(૧) પહેલું અને ઘણું જ અગત્યનું કારણ તો એ જ છે કે આપણો સમાજ જે પહેલા કર્મ અને ગુણ એ બે ઉપર જ બંધાયો હતો તે ધીમે ધીમે જન્માનુસાર થઈ ગયો તેથી આપણો સમાજ જે પહેલા જન્મથી નહીં પણ કર્મ અને ગુણથી યુક્ત થઈ કેટલાક મહાન્ પુરુષોથી પોષાયો રહેતો હતો તે આ બાજુથી વિમુખ રહ્યો અને તેથી પોતાનામાંથી આવાના અભાવે અને અન્ય વર્ણમાં થતા આવા પુરુષોના અન્ય દિશાઓમાં થતા પ્રયાસને લીધે આપણા બ્રાહ્મણ કહેવાતા સમાજની શક્તિ ક્ષીણ થતી ચાલી અને અંતે આપણી આ સ્થિતિ થઈ. આ વિષયમાં આપણા ધર્મના ગ્રંથોમાં ઘણા દૃષ્ટાંતો મળી આવે છે. વાલ્મિક, પરાશર, વિશ્વામિત્ર, જાબાલ આદિ ઘણા પ્રાચીન મુનીઓ અન્ય વર્ણમાંથી પોતાના કર્મથી ઉચ્ચ વર્ણને પ્રાપ્ત થયા હતા. અને જો તેવી જ વ્યવસ્થા ચાલુ રહી હોત તો અર્વાચીન કબીર, નામદેવ, રોહીદાસ તથા અન્ય અસંખ્ય મહાન્ જ્ઞાની અને ભક્ત પુરુષો પણ બ્રાહ્મણ વર્ગમાં જ ગણાયા હોત જેથી બ્રાહ્મણ સમાજ બળીષ્ઠ જ રહ્યો હોત અને આવાના પ્રયાસો પણ તે સમાજને અવલંબીને જ થયા હોત

વળી આપણા ધર્મશાસ્ત્રના ગ્રંથો ઉપરથી પણ આપણને જણાય છે કે, તે સમયમાં પણ जन्मना जायते शूद्रः संस्काराद्द्विज उच्यते । विद्याभ्यासात् विप्रत्वं त्रिभिः श्रोत्रिय उच्यते ॥ જન્મથી દરેક મનુષ્ય શુદ્ર જ ગણાતો અને તેને અમુક પ્રકારના સંસ્કાર કરી વિદ્યા પ્રાપ્ત કરાવવામાં આવે ત્યારે જ તે વિપ્રની ગણનામાં ગણાતો આ ઉપરાંત આવા ઘણા દૃષ્ટાંત આપી શકાય પણ આપણને આટલા જ બસ થશે આ ઉપરથી પ્રતીત થાય છે કે, આપણી આ દશા થવામાં તથા પાછલા સમયમાં બ્રાહ્મણની સંખ્યા ઓછી થવામાં તથા સમાજ બળહીન થવામાં આપણી જન્માનુસાર વ્યવસ્થા જ આડી આવી છે.

(૨) આ પછી બીજું કારણ એ જણાય છે કે આપણો સમાજ નિરંકુશ બની ગયો. અને આ નિરંકુશતાને લીધે ધર્મના પાલનમાં શિથિલતા આવી ગઈ આ નિરંકુશતાને લીધે અને ધર્માચરણના પાલનમાં ક્ષિણતા જોવાથી મનુ ભગવાને બ્રાહ્મણો ઉપર કેટલાક અંકુશ મુક્યા આપણને આપણા ધર્મગ્રંથ ઉપરથી જણાય છે. જન્મથી બ્રાહ્મણ જ હોય અને તેને અંકુશથી ધર્મ પથમાં જ ચલાવવામાં આવે તો તે અવશ્ય ઉત્તમ સ્થિતિએ પહોંચી ચારે પદાર્થ પ્રાપ્ત કરી શકે પરંતુ આ નિરંકુશતાને લીધે કાળબળે આપણો સમાજ અનિશ્ચિત્ત બનાવી દીધો, અને અવ્યવસ્થા એટલી બધી થઈ પડી કે અત્યારે જ્ઞાતિબળ આદિનો ઉપયોગ લઈ આવા અંકુશ આણવાનું કોઇને સુઝતું નથી એટલું જ નહીં, પરંતુ એવા પ્રયાસ કરનારાઓ ફાવતા પણ નથી. કારણ કે ઘણા સમયના અભ્યાસથી નિરંકુશપણે વર્તેલાને આવા અંકુશ ઘણા આકરા પડે છે. અને આપણે આગળ જણાવી ગયા તેવા કારણોને લીધે આવા નિરંકુશ પુરુષોની સંખ્યા પણ ઘણી વધી ગઈ છે, અને વધતી જાય છે આ નિરંકુશતા ટાળીને સમાજ ઉપર યોગ્ય અંકુશની ઘણી જ જરૂર છે. આવા ઉદ્દેશથી જ પૂજ્યપાદ આદ્ય શંકરાચાર્યે મહારાજે ચાર મઠ અને તેના ચાર ત્યાગી સન્યાસી આચાર્યોની યોજના કરેલી છે. પરંતુ કાળબળથી અન્ય ધર્મના રાજ્યો થવાથી તેમની સત્તા પછી નિરંકુશ થઈ ગઈ. જો કે કેટલાક ઘણા જ ઉત્તમ પણ હોય છે પણ કહેવું જ જોઇએ કે એવા મહાત્માઓ પણ સંગીન ફેરફાર કરી શકતા નથી તેથી પૂર્ણ નિવૃત્તિમાં વિરામી જાય છે. આ નિરંકુશતા જ્યાં સુધી ટળશે નહીં ત્યાં સુધી આપણા સમાજનો સંગીન ઉત્કર્ષ આપણે કરી શકવાના નથી

અને તેથી અન્ય વર્ણોનો ઉત્કર્ષ પણ જોઇએ એવો થવાનો નથી માટે આપણા સમાજના કલ્યાણ ઇચ્છનાર દરેક વિચારવંત પુરુષે આ વિષય ધ્યાનમા લઈ તેને વાસ્તે યોગ્ય ઉપાય લેવા જોઇએ

(૩) આ પછીનુ ત્રીજુ અને છેલ્લુ પણ મહાન્ અગત્યનુ કારણ એ જણાય છે કે, પ્રાચીન સમયમા જે વર્ગ બ્રાહ્મણના નામથી ઓળખાતો તે વર્ગ હાલના તે જ નામથી ઓળખાતા સમાજના જેવો **વિષયાનુરાગી** નહોતો વિષયાનુરાગી એટલે વિષયમા જ પ્રીતિવાળો આ જરા વધારે સ્પષ્ટ કરીએ વિષય અને રાગ એ બે શબ્દનો અર્થ બરોબર સમજાય એટલે આ શબ્દનો પૂર્ણ અર્થ આપણે સમજી શકીશુ વિષય એટલે ઇંદ્રિયોના માર્ગે ઇંદ્રિયો જે જે વસ્તુઓ તરફ ખેંચાય છે અને તેમનુ ખરૂ કર્તવ્ય મુકી દઈ અવળે માર્ગે વળે છે તે સર્વે વિષય કહેવાય અને રાગ એટલે પ્રીતિ માટે વિષયાનુરાગ એટલે ઇંદ્રિયોના અવળા માર્ગ તરફના વલણ તરફ પ્રીતિ આપણા વેદાંત શાસ્ત્રમા આપણા શરીરના બે મુખ્ય વિભાગ પાડવામા આવ્યા છે પ્રકૃતિ અને પુરુષ પ્રકૃતિ એટલે સ્થૂળ માયિક પદાર્થોનુ બનેલુ સ્થૂલ સૂક્ષ્મ કારણ અને મહાકારણ એવા ચાર દેહવાળુ પુતળુ (ક્ષેત્ર) અને પુરુષ તે આ સર્વથી અલક્ષ્ય સાક્ષીરૂપે વિચરતો આત્મા (ક્ષેત્રજ્ઞ)[1] આત્મા જ પોતાની ઇચ્છાથી જગતરૂપે વિલસી રહ્યો છે અને આ સર્વ વ્યવહાર રૂપે જણાતુ જગત્ [2]પાચ કર્મેંદ્રિય [3]પાચ જ્ઞાનેંદ્રિય, [4]પાચ વિષય મન, બુદ્ધિ અને શ્રદ્ધા મા આત્મા સહિત ચાલી રહ્યુ છે અને આપણા શરીરમા રહેલો શરીરી આત્મા વિષયોને પાચ જ્ઞાનેંદ્રિય અને છઠ્ઠા મન સહિત સેવે છે[5] આટલુ જાણ્યા પછી હવે આપણે જોઇએ કે ત્યારે આ સર્વે ઇન્દ્રિયોનો ઉપયોગ શુ છે ભક્ત શિરોમણી કબીર એક ભજનમા કહે છે કે—

---

૧ જુઓ ૧૩ તથા ૧૫ અધ્યાય ભ ગી

इदं शरीर कौन्तेय क्षेत्र मित्यभिधीयते ।
एत द्योवेत्ति त प्राहु क्षेत्रज्ञ इति तद्विद ॥
१३ २ भ गी

અર્થ—હે કુતીના પુત્ર આ શરીરને (તેના ત્રણ ગુણ તથા ચાર દેહ સહિત) ક્ષેત્ર એવુ નામ આપવામા આવે છે અને જે આને જાણે છે તે આમા નિવાસ કરનારને જ્ઞાનિ પુરુષો ક્ષેત્રજ્ઞ એવુ નામ આપે છે

૨ હાથ, પગ, ગુદા ઉપસ્થ અને વાણી

૩ કાન, આખ, નાક, જીવ્હા અને ત્વચા (જેથી સ્પર્શ થાય તે ઇન્દ્રિયો)

૪ શબ્દ, રૂપ, ગધ, રસ અને સ્પર્શ

५ श्रोत्र चक्षु स्पर्शन च रसन घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चाय विषयानुपसेवते ॥
१५, ९ भ. गी.

તે (આત્મા) કાન, આખ, ત્વચા, જીવ્હા અને નાકમા રહી મનથી વિષયોને ભોગવે છે

" રામ ભજનકું દીયા કમલ, મુખ હરિભજનકું દીયા. "

ઉપર વાણીના ઉપયોગ વિષે કહ્યું તે જ પ્રમાણે દરેક ઇન્દ્રિયને જ્ઞાન મેળવવા સાધન રૂપે તેના જ ઉપયોગથી છેવટ બ્રહ્મચિંતન કરવાનું કહ્યું છે. અને આ ઇન્દ્રિયોનું દમન કરી ઉંધે રસ્તેથી જતી અટકાવી શનૈઃ શનૈઃ ઉચ્ચ માર્ગમાં બ્રહ્મચિંતનમાં લાવવાને અને તેથી બ્રહ્મજ્ઞાન પામી ઉપરામ મેળવવાને ઇન્દ્રિય નિગ્રહનો ઉપદેશ આપણા ધર્મશાસ્ત્રમાં સ્થળે સ્થળે કરવામાં આવ્યો છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ અર્જુનને શ્રી કૃષ્ણ પરમાત્મા સ્થળે સ્થળે વિષય જીતવાનુ કહે છે આ વિષય તરફ વૃત્તિ કામ ઇચ્છાથી થાય છે માટે પરમાત્મા અર્જુનને કહે છે કે, આ કામનામના શત્રુને તું યોગ વડે જીત, તો જ તું સુખ પામીશ. આ ઇન્દ્રિયો અભ્યાસથી એટલી બળવત્તર થએલી હોય છે કે તે મનુષ્યને મહા બળવાન શત્રુની પેઠે ઘણી અધમ દશામાં લાવી મુકે છે. અને જો તેમને જીતી તેમનો ઉત્તમ ઉપયોગ કરતાં આવડે તો તેઓ મહાન માર્ગમાં આપણને જવામાં સહાય આપી એક ઉત્તમ જ્ઞાની મિત્ર જેવો ગુણ આપે છે.[૧] આ વિષય ઉપર કઠોપનિદ્‌માં એક ઉત્તમ મંત્રમાં આ શરીરને રથની ઉપમા આપી છે. તે મંત્રમા કહ્યુ છે કે —આત્માને રથી ( રથમા બેસનારો રથનો ધણી ) જાણ, અને શરીરને રથ જ જાણ. બુદ્ધિને સારથી જાણ, અને મનને લગામ જાણ. ઇન્દ્રિઓને અશ્વ ( ઘોડા ) કહે છે અને વિષયોને તેમને વિષે ગોચર ( માર્ગ ) કહે છે. વિદ્વાનો દેહ, મન અને ઇન્દ્રિયોથી યુક્ત આત્માને ભોક્તા કહે છે. "+

આટલા વિવેચનથી વિષયાનુરાગ શુ તે આપણે જાણ્યુ હવે આ વિષય તરફ પહેલાં બ્રાહ્મણોને રાગ ન હોતો તે તથા હાલનો વધતો જતો રાગ તે વિષે થોડોક વિચાર કરીએ. આગળના પ્રાચીન સમયમાં રૂષિ મુનિયો અરણ્યમા રહે અને મન વિષયોમાં દોરાય જ નહીં માટે વિષયોથી દુર રહેતા એટલુ જ નહીં પણ ભોજન, શૌચ વગેરેમા એવા સુક્ષ્મ વિચાર કરી પોતાનું જીવન ગાળતા કે વિષય તરફ તેમના મનની વૃત્તિ જ દોરાય નહીં. આહારમાં સાત્વિક એવો ઉત્તમ જ ખોરાક લેતા તેમ જ શૌચમાં પણ બ્રાહ્મ તેમ જ આંતર બન્ને પ્રકારનું ઉત્તમ શૌચ જાળવતા, તેમ જ આ બન્ને કરતા પણ વધારે ઉપયોગી જે મનોભાવ

---

१ को शत्रवः सन्त निजेन्द्रियाणि ।
तान्येव मित्राणि जितानि कानि ॥

૧ આપણો શત્રુ કોણ થાય છે? આપણી પોતાની ઇન્દ્રિયો, અને તેને જીતી તો તેમના જેવો મિત્ર પણ કોણ છે?

\+ आत्मानं रथिनं विद्धि शरीरं रथमेवतु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेवच ॥
इन्द्रियाणि हयानाहु विषयाँस्तेषुगोचरान् ।
आत्मेन्द्रिय मनोयुक्तं भोक्ते त्याहुर्मनीषिणः ॥

कठ. १।३।३,४.

ભાવનાનો વિષય તેમાં પણ તેઓ બહુ જ ઉત્તમ રીતે વર્તતા. સદાકાળ વૃત્તિ આરૂઢ રહેતા મન જરા પણ બ્રહ્મચિંતનથી ખસ્યું એટલે તેને રોકીને ધીમે ધીમે તેને ઉત્તમ માર્ગમાં જ સતત રહે એવો યોગ સતત સાધતા. તેમ જ ઉપનિષદ્‌માં કહેલા ધર્મ પ્રમાણે ચાલતા અને તેમાંના મંત્રોમાં બતાવેલી ભાવનાઓમય પોતાનુ જીવન બનાવવા પ્રયાસ કરતા. આ ભાવનાઓ તેમની સમક્ષ સદા રહે એટલા માટે તે મંત્રોનું હમેશાં પઠન અને મનન કરતા.×

ઘણી જ અફસોસની વાત છે કે, આપણા સમાજનું આ વિષય તરફ તદ્દન દુર્લક્ષ જ છે એટલું જ નહીં, પણ કેટલાક એકલું ઇંગ્રેજી શિક્ષણ પામેલા અને આપણા ધર્મશાસ્ત્રના જ્ઞાનથી તદ્દન અજ્ઞાત રહેલા બંધુઓ તો તે વિષે કાંઈ પણ જોયા, જાણ્યા, વિચાર્યા વિના એકદમ બધું એકત્ર કરવાના અને તે પણ વિષયોના રાગ તરફ જ વધારે પ્રવૃત્તિ થાય એવા ઉપાયોથી આપણા સમાજનો ઉત્કર્ષ થશે એવુ ઇચ્છે છે. પોતાના શરીરના સુખના સાધન તરીકે ગમે તેતું અને ગમે તેવી રીતે તૈયાર થયેલુ અશૌચ એવું ભોજન લેવામાં જ પોતાના સમાજનો ઉત્કર્ષ સમાયો છે એવું તેમના જેવા કેળવાએલા તરફથી મનાય એ ખરેખર આપણી ઉચ્ચ બ્રાહ્મણ તરીકેની ભાવનાઓને હીણપત આપનારૂં છે નિઃસંશય છે કે, આપણો સમાજ અત્યારે ઘણો જ વિષયાનુરાગી બની ગયો છે. મોટા હોદ્દા મેળવવો, પુષ્કળ ધન મેળવવુ, અનેક પ્રકારનાં ધન વગેરેથી થતાં વિષયનાં સુખો મેળવવાં આથી ઉચ્ચ તેમની જીજ્ઞાસા હોતી નથી, અને હોય છે તો તે કંઇક દેશની બંગાલથી થતી જાગૃતિના સંબંધમાં પોતાના દેશની નિર્ધનતા વગેરેની સ્થિતિનુ કંઈક ભાન થાય છે પરંતુ જે બ્રાહ્મણ આપણે આગળ બતાવી ગયા તેવા કેમ થવું. અને તેવા થઈ દેશોદયમાં સમાજ ઉદયમાં કેમ યોજાવું આવા વિચાર ભાગ્યે ક્યાંક જોવામાં આવે છે. બ્રાહ્મણ બંધુઓ જ્યાં સુધી આ દૃષ્ટિબિંદુ તરફ દૃષ્ટિ નહીં રાખે અને વિષયના રાગનો ત્યાગ જ્યાં સુધી નહીં કરે ત્યાં સુધી કદી પણ તેઓ પોતાનુ વર્ણાના બ્રાહ્મણો ગુરુ એ પદ પ્રાપ્ત કરી શકવાના નથી. ઉપર જણાવેલાં ત્રણ કારણોને લીધે જ આપણા બ્રાહ્મણ સમાજની આવી દુર્દશા થઈ છે. અને આપણા હાલના કહેવાતા બ્રાહ્મણોમાંના ઘણાની જો દિનચર્યા આપણે જોઇએ અને તેમની સાંસારિક, વ્યાવહારિક, આર્થિક, અધ્યાત્મિક વગેરે સ્થિતિઓનું સૂક્ષ્મ અવલોકન કરીએ તો જરૂર આપણને શંકા થયા વિના રહે જ નહીં કે આ બ્રાહ્મણ તે પૂર્વના કહેવાતા ઋષિ મુનિયોનાં સંતાન હશે કે નહીં ? અને આપણને આ સમાજને પૂર્વ કાળના બ્રાહ્મણ સમાજના જેવી સ્થિતિ એ લાવવાનો પ્રયાસ તે તદ્દન આકાશ પુષ્પવત જ જણાય તો પણ, આવી સ્થિતિમા પણ બ્રાહ્મણો આ દેશમાં નથી એમ કહી શકાય નહીં. આવી સ્થિતિ હોવા છતાં પણ કોઈ પ્રકારનો આશ્રય ન હોવા છતાં કીર્તિલોભ, દ્રવ્યલોભ આદિ સર્વ પ્રકારના લોભરૂપી એષણાઓનો ત્યાગ કરેલો તથા પૂર્વ કાળના બ્રાહ્મણોમાં બતાવ્યા તેવા ગુણોથી અલંકૃત બ્રાહ્મણો આજે પણ ઓળખવા બેસે તો આ દેશમાં મળી આવે છે. પરંતુ સમાજની આ સ્થિતિ

---

× આ વિષે જે બંધુને વિશેષ જાણવું હોય તેમણે દરેક વેદના શાંતિપાઠનું પઠન તથા મનન કરવું. આ મંત્રોમાં અપૂર્વ શક્તિ છે અને તે તેમની ભાવનાઓનું આપણા જીવનમાં ભળી જવું થયેથી આપણે અનુભવીએ છીએ.

હોવાથી અને કાળબળ પ્રબળ હોવાથી તેવા બ્રાહ્મણો એક નિર્જન સ્થાનમાં કે વસ્તીમાં રહેતા હોય તો પણ વસ્તિથી અજ્ઞાન રહીને પોતે બ્રહ્મચિંતનમાં જ નિમગ્ન રહે છે.

ત્યારે હવે આપણા બ્રાહ્મણ સમાજમાંથી પણ ઉછરતી પ્રજામાંથી આવા બ્રાહ્મણ નિપજાવવાને આપણે શાં શાં સાધનો જોઇએ તથા તે મેળવી તેવા બનાવવાને શા શા પ્રયાસો આરંભવા જોઇએ તેનો હવે આપણે વિચાર કરીએ. પ્રથમ તો આ વિચારના એકત્ર બંધુઓએ સમભાવથી એકત્ર થઈ વિચાર કરવા જોઇએ, અને આવા પુરુષોને ખૂણામાંથી કે પર્વતની ટેકરી પરથી ગમે ત્યાંથી ખોળી કાઢવા જોઇએ. અને તેમને રહેવાને તથા ખાવા પિવાને કોઈ પ્રકારની અડચણ ન આવે એવી યોજના કરવી જોઇએ. તે પછી તેમને કર્મયોગમાં પ્રવૃત્ત થવાનું વિનવવું જોઇએ, અને તેમની ઇચ્છા થાય તો તેમના હાથ તળે ઉત્તમ બ્રાહ્મણ બાળકોને મુકી તેમને એક આશ્રમ બનાવી આપવો જોઇએ. અને આ આશ્રમમાં સંસ્કારયુક્ત થઈ બ્રહ્મચારી વ્રતમાં સ્થિત બ્રાહ્મણ બાળકો વેદાધ્યાયન તથા હાલના સમયને ઉપયોગી એવા બ્રાહ્મણ થવાને, અન્ય સર્વ વિદ્યા તથા શાસ્ત્રોનું અધ્યયન કરે એવી યોજના કરી આપવી જોઇએ. આ જ પ્રમાણે બ્રાહ્મણ બાલિકાઓને માટે કેવી યોજના થવી જોઇએ એ વિષય આપણે અન્ય પ્રસંગે વિચારીશું. આ વિષયમાં તો બ્રાહ્મણ કહેવાતા આપણા હાલના સમાજમાંથી ઉત્તમ પૂર્વકાળના બ્રાહ્મણ કેમ થાય તેનો વિચાર કરી એવી યોજના કરી, આવો આશ્રમ કાઢવામાં આવે તો જ આપણે તેનાં ફળ જોઇએ ત્યારે પૂર્વકાળની આપણા સમાજ પ્રત્યેની ભાવનાઓ અત્યારે પણ સજીવન થતી જોઇ શકીએ; અને તે દ્વારાએ જ આપણા દેશની ભાવી પ્રજાની ઉન્નતિ આપણે કરી શકીએ. આ કાર્ય થવામાં સમસ્ત ગુર્જર બ્રાહ્મણોએ એકત્ર થવું જોઇએ. અને આ વિચારમાં કેટલાક બંધુઓ એકત્ર થશે અને તે કાર્યમાં પ્રવૃત્ત થવા ઉત્સુકતા જણાવશે એવી ઇશ્વિર પ્રત્યે પ્રાર્થના કરી આ વિષય આપણે આટલેથી સમાપ્ત કરીશુ.

રામશંકર હરજીવન ત્રિપાઠી.

---

# વિપ્રવિદ્યાર્થી આશ્રમ-એક પત્ર.

મહેરબાન રા. રા. 'ગુર્જર બ્રાહ્મણ'ના તંત્રી સાહેબ—

નીચેનો પત્ર આપના માસિકમાં યોગ્ય જણાય તો લેશો ને તે માટેનો આપનો અભિપ્રાય જણાવી આભારી કરશો.

આપનું માસિક હું હમેશાં ધ્યાનપૂર્વક વાંચુ છું ને તેમાં ચર્ચાતા વિષયોથી મારા મનમાં પણ બ્રાહ્મણોની ઉન્નતિ માટે ઘણા વિચારો આવે છે ને મને કર્તવ્ય આરૂઢ થવા બોધે છે. આ વિચારોમાંનો એક વિચાર મને વખતને અનુકૂળ જણાયાથી અત્રે આપવાની રજા લઉ છું.

આજકાલ સર્વ નાતમાં, જાતમાં, દેશમાં, સભાઓમાં, કાંઈ કાંઈ ઉહાપોહ મચી રહેલ છે. જૈન લોકો માસિકો કાઢે છે. સભાઓ, કોન્ફરન્સો ભરે છે. શાળાઓ, દરિપતાળો જૈન-

કામ લઈ લીધું; ને આપણે આપણી ફરજમાંથી વિમુખ થયા તેમાં આપણા આ હાલ થયા: માટે બંધુઓ એકઠા થઈ આવાં કામ કરવા માંડો નહીં તો આથી પણ અધોગતિ થશે. મુક્તિફોજના દેડામાં નીતિનાં તથા પ્રભુને ઓળખવાના ગુણ તથા ઉદ્યોગ પરાયણતા હશે તેટલી પણ બ્રાહ્મણમાં નહીં રહે, અને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ એટલે લેને ગઈ પુત ને ખો આઇ ખસમ જેવું થશે. માટે કર્તવ્ય પરાયણ થાઓ.

આટલો મારો વિચાર બ્રાહ્મણ બંધુઓ આગળ મુકી તેનું શું પરિણામ આવે છે તે જોઉં છું, ને આ કાર્ય મારા મનમાં આવ્યું છે તો વિચાર ને સર્વ વ્યાપીપરમેશ્વર માની આ વિચારો સર્વમાં રમી રહ્યા હશે એમ માની હુ કર્તવ્ય આરૂઢ થવાને પુરુષપ્રયત્નમાં જોડાઉં છું. હજુ બીજા ઘણા વિચારો છે, બાલિકાશ્રમ, વનિતા વિશ્રામ વગેરે પણ તે વિચાર એકનો અમલ થતાં શું થાય છે તે જાણ્યા પછી જણાવવાની રજા લઈશ.

નગીનાવાડી,
તા. ૨૧-૭-૦૯.
'કર્त्तव्य.'

આ પત્ર અમને પ્રસિદ્ધ કરતાં આનંદ ઉપજે છે ને તે ચર્ચાવા, તેના ઉપર વિચાર કરવાને કાંઈ વિશેષ દર્શાવવા બ્રાહ્મણ સમસ્ત આગળ રજુ કરીયે છીયે. દરેક બ્રાહ્મણોની નાતમાથી નાતના પ્રમાણમાં પેનસનરોની સંખ્યા બ્રાહ્મણોના શુભ માટેના કાર્યમા પોતાનો ઉત્તરાવસ્થાનો લાભ આપી કર્તવ્ય પરાયણ થાય તો કેવું સારૂ ! કોઇને પણ આ વિષયમાં વિશેષ ચર્ચા યોગ્ય લખી મોકલવી હશે ને તે ટુકામાં લખાઈ હશે તો અમે યોગ્ય જણાયે લઇશુ ને તેની પૂર્ણ ચર્ચા થઈ રહ્યા પછી અમારો વિચાર જણાવીશું. અમારો આવો આશ્રમ બ્રહ્મચારીયો માટે જ નહીં પણ પરણેલ કે વગર પરણેલ દરેક બ્રાહ્મણ વિદ્યાર્થી માટે ખુલ્લો મુકવો એવો છે તેમ કેટલીક બાબતમાં મળતાપણું કે જુદાપણું છે તે આ વિષય પૂર્ણ ચર્ચાઈ રહ્યા પછી લખીશું માટે સર્વ સમજુ વિદ્વાન બ્રાહ્મણોને આ માસિકમાં પોતાના વિચારો જણાવવાને નમ્ર પ્રાર્થના કરી વિરમીયે છીયે.

તંત્રી.

---

# વિવિધ વર્તમાન.

**નાહાનામાં નહાની અને ટુંકામાં ટુંકી ન્યાતના નાપાલ બ્રાહ્મણોની હકીકત.**

આણુંદ પાસે આવેલા મોગરી ગામથી ગ. ગોર નાથારામ ગરબડે તેમની જ્ઞાતિના નાપાલ બ્રાહ્મણની હકીકત લખી મોકલી છે. તેમની મોકલેલી હકીકત બોમ્બે ગેઝેટીયરમાં આપેલી હકીકતને મળતી આવે છે. ગ. નાથારામ લખે છે કે—"નાપાલ બ્રાહ્મણને કોઈ ઓળખતુ નથી."

આ બ્રાહ્મણો વિષે સરકારી ગેઝેટીયરમા આપેલી હકીકત નીચે પ્રમાણે છે —" નાપાલ જેમની વસ્તી ૩૪૯ (૧૮૯૧ પ્રમાણે) મનુષ્યોની છે તે ખેડા જીલ્લામા મળી આવે છે. તેમનુ નામ ખેડા જીલ્લામા આવેલા બોરસદ પાસે આવેલા એક નહાના નાપા નામના ગામડા પ થી પડેલુ છે તેમાના ઘણા ખેડુત છે, અને કહે છે કે તેઓ મૂળ ઔદિચ્યમાથી જુદા પડેલા છે "

તેમની હાલની વસ્તી વિષે ના નાથારામ નીચેનો દોહરો લખી મોકલે છે,—

દોહરા.

કન્યાયો પન્નચાવની, ઘણી જુજમા જુજ,
વર પરણ્યા વધુ છે ઘણા, નીચે બતાવુ હુ જ ૧

હસવા જેવી વાત છે, સૌ કરશો હાસી
કન્યાઓ તો નવ છે, વર છે એકાશી ૨

ઈશ્વિન પ્રત્યે અરજતો, વીપ્ર પુત્ર તો દીન
નમ્ની આના દાન આશ છે, વળશે ક્યારે દીન ? ૩

ઉપરના દોહરામા બતાવેલી હકીકત ઉપર દરેક વિચારવત બધુએ ખાસ ધ્યાન આપવુ જોઇએ અને નહાના, નહાના વર્તુન થઈ જવાથી નહાના વર્તુનવાળાની શી દુર્દશા થાય છે તેનો પુરતો ખ્યાલ આ હકીકત ઉપરથી આવી શકે છે આજ પ્રમાણે બીજી જ્ઞાતિઓમા પણ છે, અને આપણી બ્રાહ્મણ શિવાયની અન્ય પણ બીજી જ્ઞાતિઓમા પેટા ન્યાતોવાળાની આવી સ્થિતિ છે, આ નાતિઓ જો એકત્ર થઈ જાય અને જેમને ભોજનનો વ્યવહાર છે એવી જ્ઞાતિઓમા કન્યાનો વ્યવહાર પણ ચાલુ થઈ જાય તો ઘણી જ્ઞાતિઓનુ કલ્યાણ થાય, તેથી જ્ઞાતિબળ વધે, સમાજનો ઉત્કર્ષ થાય અને દેશોદય થવામા પણ ઘણી મદદ મળી ત્વરા થઈ શકે દરેક વિચારવત બધુ આવી સમારિક સ્થિતિ વાળાઓના કલ્યાણનો વિચાર કરશે જ અને કઈ કાર્ય કરવા પણ માગશે જ એવી અમે આશા રાખીએ છીએ

**કડોળીયા બ્રાહ્મણ કૉન્ફરન્સ**

કડોળીયા બ્રાહ્મણોની વસ્તી વડોદરા રાજ્ય તથા કાઠીયાવાડમા છે એક વખત તેમની વસ્તી અઢાર હજારની મનાતી પણ હાલ ઘટતા ઘટતા ૧૭૪૮ ની રહી છે કાઠીયાવાડમા ઝાલાવાડ પ્રાન્તમા થાણા નજીક કડોળ ગામ ઉપરથી કડોળીયા બ્રાહ્મણ નામ પડેલુ છે તેઓનો મુખ્ય ધધો કપોળ તથા સોરઠીયા વાણીયાઓમા જજમાન વૃત્તિનો છે

આ બધુઓની કૉન્ફરન્સ ગોર કલ્યાણજી રતનજીની વિધવા બાઈ નદુબાઇએ રૂપિયા દશ હજાર ખર્ચી ગાયત્રી પુરુશ્ચરણ ગયા ચૈતર શુદમા માગરોળ બદર (કાઠીયાવાડ) મુકામે કરેલ તે પ્રસગે ભરવામા આવી હતી

આ કૉન્ફરન્સનો ઉદ્દેશ જ્ઞાતિ બાઇઓને એકત્ર કરવાનો તેમ જ કટલાક ભારે પડતા રીવાજોમા સુધારો વધારો કરવાનો અને કન્યા વિક્રય નાબુદ કરવાનો હતો જે સર્વ ઠરાવો

કામ લઈ લીધું; ને આપણે આપણી ફરજમાંથી વિમુખ થયા તેમાં આપણા આ હાલ થયા: માટે બંધુઓ એકઠા થઈ આવાં કામ કરવા માંડો નહીં તો આથી પણ અધોગતિ થશે. મુક્તિફોજના ઢેડામાં નીતિનાં તથા પ્રભુને ઓળખવાના ગુણ તથા ઉદ્યોગ પરાયણતા હશે તેટલી પણ બ્રાહ્મણમાં નહીં રહે, અને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ એટલે લેને ગઈ પુત ને ખો આઇ ખસમ જેવું થશે. માટે કર્તવ્ય પરાયણ થાઓ.

આટલો મારો વિચાર બ્રાહ્મણ બંધુઓ આગળ મુકી તેનું શું પરિણામ આવે છે તે જોઉં છું, ને આ કાર્ય મારા મનમાં આવ્યું છે તો વિચાર ને સર્વ વ્યાપીપરમેશ્વર માની આ વિચારો સર્વમાં રમી રહ્યા હશે એમ માની હું કર્તવ્ય આરૂઢ થવાને પુરુષપ્રયત્નમાં જોડાઉં છું. હજુ બીજા ઘણા વિચારો છે, બાલિકાશ્રમ, વનિતા વિશ્રામ વગેરે પણ તે વિચાર એકનો અમલ થતાં શું થાય છે તે જાણ્યા પછી જણાવવાની રજા લઈશ.

નગીનાવાડી,
તા. ૨૧-૭-૦૭. } 'कर्त्तव्य.'

આ પત્ર અમને પ્રસિદ્ધ કરતાં આનંદ ઉપજે છે ને તે ચર્ચાવા, તેના ઉપર વિચાર કરવાને કાંઈ વિશેષ દર્શાવવા બ્રાહ્મણ સમસ્ત આગળ રજુ કરીયે છીયે. દરેક બ્રાહ્મણોની નાતમાંથી નાતના પ્રમાણમાં પેનસનરોની સંખ્યા બ્રાહ્મણોના શુભ માટેના કાર્યમાં પોતાનો ઉત્તરાવસ્થાનો લાભ આપી કર્તવ્ય પરાયણ થાય તો કેવું સારૂં ! કોઇને પણ આ વિષયમાં વિશેષ ચર્ચા યોગ્ય લખી મોકલવી હશે ને તે ટુકામાં લખાઈ હશે તો અમે યોગ્ય જણાયે લઇશું ને તેની પૂર્ણ ચર્ચા થઈ રહ્યા પછી અમારો વિચાર જણાવીશું. અમારો આવો આશ્રમ બ્રહ્મચારીયો માટે જ નહીં પણ પરણેલ કે વગર પરણેલ દરેક બ્રાહ્મણ વિદ્યાર્થી માટે ખુલ્લો મુકવો એવો છે તેમ કેટલીક બાબતમાં મળતાપણું કે જુદાપણું છે તે આ વિષય પૂર્ણ ચર્ચાઈ રહ્યા પછી લખીશું માટે સર્વ સમજુ વિદ્વાન બ્રાહ્મણોને આ માસિકમાં પોતાના વિચારો જણાવવાને નમ્ર પ્રાર્થના કરી વિરમીયે છીયે.

તંત્રી.

---

# વિવિધ વર્તમાન.

**નાહાનામાં નહાની અને ટુંકામાં ટુંકી ન્યાતના નાપાલ બ્રાહ્મણોની હકીકત.**

આણંદ પાસે આવેલા મોગરી ગામથી ગ. ગોર નાથારામ ગરબડે તેમની જ્ઞાતિના નાપાલ બ્રાહ્મણની હકીકત લખી મોકલી છે. તેમની મોકલેલી હકીકત બોમ્બે ગેઝેટીયરમાં આપેલી હકીકતને મળતી આવે છે. ગ. નાથારામ લખે છે કે-" નાપાલ બ્રાહ્મણને કોઈ ઓળખતું નથી."

કામ લઈ લીધું; ને આપણે આપણી ફરજમાંથી વિમુખ થયા તેમાં આપણા આ હાલ થયા: માટે બન્ધુઓ એકઠા થઈ આવાં કામ કરવા માંડો નહીં તો આથી પણ અધોગતિ થશે. મુક્તિફોજના દેશમાં નીતિનાં તથા પ્રભુને ઓળખવાના ગુણ તથા ઉદ્યોગ પરાયણતા હશે તેટલી પણ બ્રાહ્મણમાં નહીં રહે, અને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ એટલે લેને ગઈ પુત ને ખો આઇ ખસમ જેવું થશે. માટે કર્તવ્ય પરાયણ થાઓ.

આટલો મારો વિચાર બ્રાહ્મણ બન્ધુઓ આગળ મુકી તેનું શુ પરિણામ આવે છે તે જોઉ છું, ને આ કાર્ય માગ મનમાં આવ્યું છે તો વિચાર ને સર્વ વ્યાપીપરમેશ્વર માની આ વિચારો સર્વમાં રમી રહ્યા હશે એમ માની હું કર્તવ્ય આરૂઢ થવાને પુરૂષપ્રયત્નમાં જોડાઉ છું. હજુ બીજા ઘણા વિચારો છે, બાલિકાશ્રમ, વનિતા વિશ્રામ વગેરે પણ તે વિચાર એકનો અમલ થતાં શું થાય છે તે જાણ્યા પછી જણાવવાની રજા લઈશ.

નગીનાવાડી,

તા. ૨૧-૭-૦૮.

'કર્ત્તવ્ય.'

હીંદુસ્તાનમાં હાલ આખી દુનિયાં સમક્ષ પ્રજામાં નવું જીવન આવવા માંડયું છે. અને જે પુરૂષોને ઇશ્વરે વિચાર અને નિરિક્ષા કરવાની શક્તિ આપી છે તેઓ આ દેશમા ચાલતી અનેક પ્રવૃત્તિઓ અને તેમાં વપરાતી શક્તિઓ તેનાં સાધનો અને તેના માર્ગો જોઇ તથા વિચારી શકે છે. × ×

પરંતુ પ્રજાનું જીવન જ્યાં સુધી ચાતુર્વર્ણ્યની પ્રાચીન વ્યવસ્થા બરોબર સજીવન નહીં થાય ત્યા સુધી પ્રફુલ્લ થવાનું નથી. પ્રજાનાં જીવનમાં ચારે વર્ણની ઉન્નતિની જરૂર છે. બ્રાહ્મણના જીવનમાં અધ્યાત્મિક જ્ઞાન, વિદ્યા અને ઉચ્ચ ઓજસ મેળવવાના પ્રયાસો સજીવન થવા જોઇએ. × ×

ક્ષત્રિયના જીવનમા નૈતિક અને શારિરિકબળ, કિર્તિ લોભ અને યુદ્ધ વાસ્તે પ્રેમ અને કુશળતા, તેજ, જાતિઅભિમાન ઔદાર્ય અને હૃદયનું બળ સજીવન થવાં જોઇએ વૈશ્ય જીવનમાં ઉદ્યોગ, સાહસ, કરકસર ચપળતા વ્યાપારની કુશળતા ઔદાર્ય અને ક્રયવિક્રયનું ઉત્તમ જ્ઞાન સજીવન કરવાં જોઇએ. અને શુદ્ર જીવનમાં સાદાઇ ઉપયોગીપણું, પ્રમાણિકપણું ધાર્મિક શ્રદ્ધા અને પ્રજા જીવન માટે સેવા કરવાની ઉત્સુકતા સજીવન થવા જોઇએ જ્યારે ચાતુર્વર્ણ્યનો નાશ થાય છે ત્યારે પ્રજા વર્ણસંકર થઇ જાય છે અને તેથી પ્રજામાં સંકરતિ (ભેળસેળ) થઇ જાય છે. આપણા દેશમા ક્ષાત્રબળ અને વૈશ્યબળનો લોપ થયો. ફક્ત બ્રાહ્મણ અને શુદ્રથીજ આપણી પ્રજા ટકી શકી છે. અને બ્રાહ્મણ પણ ધીમે ધીમે પોતાની શકિત ખોવા લાગ્યા અને તેમનો સમાજ પણ શુદ્ર સમાજને મળતો થવા લાગ્યો છે. × × ×

માટે આપણે સત્ય યુગ લાવવાને પ્રથમ બ્રહ્મતેજ સજીવન કરવું જોઇએ, અને આ બ્રહ્મતેજનો બહોળો વિસ્તાર થવો જોઇએ, કારણ કે બ્રહ્મતેજ તેજ બીજાં સર્વ તેજનું આધાન (આધારભૂતસ્થાન) છે અને સત્ય યુગમા તેનો વિસ્તાર થયો હોય છે અને પ્રજાનું જીવન તેના ઉપરજ રહેલું હોય છે × ×

બ્રાહ્મણમાં ધર્મ, જ્ઞાન, વિદ્યા અને નીતિ એ ઉચ્ચ પ્રકારે અને ઘણા પ્રમાણમા હોવા જ જોઇએ. × × ×

'कर्मयोगिन्'

---

ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ—અમદાવાદ.

REGISTERED No. B. 891.

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मंत्रस्समितिः समानी ।
समानं मनस्सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मंत्रये वः । समानीव आकूति
समाना हृदयानिवः ॥ समानमस्तु वो मनो यथा वस्सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થઃ—બંધુઓ! એકત્ર થાઓ; વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો. તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો. તમારા વિચાર સમાન હો. તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો. એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારાં મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો. ઋગ્વેદ.

વર્ષ ૧; અંક ૪. [ માસિક. ] ભાદ્રપદ, સંવત્ ૧૯૬૫.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ.

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલું લખાણ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી લવા કૃપા કરવી. અને આ લખાણ જો માસિકમાં લેવામાં નહીં આવે તો અમે તે મોકલવા બંધાતા નથી.

૩ માસિકનો આ ચોથો અંક આવેથી લવાજમ મનીઓર્ડરથી મોકલવા વિનંતિ જેથી અમારૂં વ્યવહારૂ કામ સરળ થઇ પડે. જે ગ્રાહક અંક વિ. પિ. થી મંગાવે છે મોકલવામાં આવે છે. જેમણે ગ્રાહક નજ થવું હોય તેમણે કૃપા કરીને પત્રથી અગર પાછું મોકલવું ગ્રાહક થઈ અંકો રાખ્યા પછી લવાજમ ન મોકલવું અને ધર્માદા કાર્યમાં નુકસાન પહોંચાડવું એ ધર્મ કાર્યથી ઉલટું ગણાય માટે તે ઉપર ધ્યાન આપશો એવી આશા છે. માસિકનું લવાજમ મોકલવામાં તેમજ અન્ય સર્વ વ્યવહારમાં માસિક ઉપર લખાતો નંબર લખવાની કૃપા કરવી જેથી અમને લીસ્ટમાંથી ખોળવામાં હરકત નડે નહીં.

વ્યવસ્થાપક—ગુર્જર બ્રાહ્મણ ઓફીસ.
સરખેજ—અમદાવાદ પાસે.

## લઘુભારત.

આ ભારત મહાભારતના આદર્શરૂપ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સ્પષ્ટ હસ્તામલકવત્ ભારતનો ઇતિહાસ પ્રત્યક્ષ કરનારૂં અને ભારતવાસીઓને અનેક રોધ પૂર્વ સ્થિતિનું ભાન કરાવી ઉન્નતિનો માર્ગ દર્શાવનારૂં છે. પૂર્વાપર કાવ્યરૂપ આવા ગુજરાતને મોટી ખોટ હતી તે પૂરવાનો આ પ્રયત્ન છે; જે, તે વાંચેથી પ્રતીત થશે. અને મહાભારતની મહત્તાથી વિદ્વાનો સુવિદિત છે, એટલે વિશેષ જણાવવાની જરૂર માટે આ ગ્રંથના સુગમતા માટે પાડેલા ભાગમાં સમાવેલાં પર્વ તથા પ્રત્યેક ભાગની નીચે પ્રમાણે જણાવું છું:—

૧. ભાગ ૧ લોઃ—આદિસભાપર્વ. કી. રૂ. ૨-૦-૦, પો. વી. પી. સાથે રૂ.
૨. ભાગ ૨ જોઃ—વનપર્વ. કી. રૂ. ૧-૪-૦. પો. વી. પી. સાથે રૂ. ૧-૭-૦.
૩. ભાગ ૩ જોઃ—વિરાટઉદ્યોગ પર્વ. કી. રૂ. ૧-૧૪-૦, પો. વી. પી. સાથે રૂ.
૪. ભાગ ૪ થોઃ—ભીષ્મ પર્વથી સ્ત્રી પર્વ સુધી પર્વ ૬. કી. રૂ. ૨-૮-૦ પો. વી. સાથે રૂ. ૨-૧૩-૦.
૫. ભાગ ૫ મોઃ—શાંતિ પર્વથી સ્વર્ગારોહણ સુધી પર્વ ૭. કી. રૂ. ૧-૮-૦ પો. વી. સાથે રૂ. ૧-૧૩-૦.

ઉપર પ્રમાણે પાંચ ભાગમાં ૧૮ પર્વ છે. પાંચ ભાગ સામટા મગાવનારને આઠ આનામાં, અને ઊંચા ધોરણના અભ્યાસીઓ તથા રૂ. ૧૫) અંદરના મહેનાજીઓને કીંમતમાં અર્ધો છે; પણ પો. વી. પી. જુદું ગણાશે. ઈચ્છા હોય તેમણે ચોખે અક્ષરે નામ ઠામ જણાવવાં.

ચાર ભાગ કે. ખા. માં ઇનામ લાઇબ્રેરીઓ માટે મંજુર થયા છે. પાંચમો પ્રસિદ્ધ થાય છે, તે પણ મંજુર થવા આશા છે; કેમકે ભારતનો ખરો તત્વાર્થ તેમાં

| અમદાવાદ—રાયપુર | (કવિ) ગણપતરામ રાજારામ ભટ્ટ |
|---|---|
| હનુમાનની ખડકી. | પ્રતાપ નાટક આદિના કર્તા. |

# ગુર્જર બ્રાહ્મણ.

ॐ। सहनाववतु। सहनौभुनक्तु। सहवीर्यं करवावहै। तेजस्विनावधीतमस्तु माविद्विषावहै ॥

उपनिषद्.

य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥

ॐ शान्ति शान्ति शान्ति — उपनिषद्.

અર્થઃ—( તે બ્રહ્મ ) અમારૂ બન્નેનુ સાથે રક્ષણ કરો. અમારૂ બન્નેનુ સાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારૂ અધ્યયન કરેલુ તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ

ઉપનિષદ્‌મા જે ધર્મ કહ્યા છે તે મારામા હો તે મારામા હો

ॐ શાન્તિ શાન્તિ શાન્તિ

વર્ષ ૧, અંક ૪. [ માસિક. ] ભાદ્રપદ, સંવત્ ૧૯૬૫.

## સંસારયાત્રા.

( લાવણી. )

મેં જોયુ સઘળે ફરી, ચક્ષુ સ્થિર કરી
દુઃખમય ભાસ્યુ (૨)
આ જગત્ તિમિર મહી ડુબી, અંધ બની ધાતુ ૧

બાલ્યાવસ્થાને રમતો,
હુ આનંદે વિચરતો,
તૃણ માત્ર દુઃખને ગણતો,
હૃદયથી જ્યા ત્યા ફરતો.

તે ગયા દિન સૌ આજ, ઘેરી પૂર્ણ માથે ચિંતાની;
વિદ્યા ભણવાને માટ, બાળની રમત મટી તજવાની ૨

તો પણ આનંદે ભણતો,
પોપટજી પેઠ હું પઢતો,
ગુરુજીને ધાકથી ગણતો,
હું મસ્ત બનીને ફરતો.

તે ગયા દિન સૌ આજ, ધુંસરી પડી પેટ ભરવાની;
દ્રવ્યોપાર્જનને માટ, જ્ઞાનની મોજ સહુ ત્યજવાની. ૩

તે છતાં ધિરજને ધરતો,
હુ હરિને નિશદિન સ્મરતો;
સતોષે સુખને ગણતો,
સંસારનાવમા ફરતો

તે બુડયુ નાવ, હું બુડયો સમુદ્રની માંહે;
મુજ ચક્ષુ ઉઘડતા વાર, દીઠું મેં ત્યાહે. ૪

સસારી સાગર તરવા,
જીવન આનંદી કરવા,
પ્રીતિ ફેગ ધ્વજને ધરવા,
એ ઉત્તમ માર્ગ વિચરવા.

મે જાણ્યુ તેથી આજ, દુઃખ સૌ નાસે,
જો હોય પ્રીતિનો મન્ત્ર, આપણી પાસે ૫

તે માટ યુગ્મમા ફરજો,
ઉજ્વલ માગ વિચરજો,
સ્થૂળ સૂક્ષ્મ એકતા ધરજો,
જીવ એક દેહ દ્રય કરજો.

કરી ઐક્ય, યુગ્મ થઇ પછી સમુદ્રે ધાજો,
આ વિચિત્ર ભવ સંસાર, ત્વરિત તરી જાજો. ૬

૧૧–૬–૦૯. } 'બ્રહ્મજ્યોતિ'

# બ્રાહ્મણોત્કર્ષ.

## ( સંવાદ રૂપે. )

( અનુસન્ધાન પૃ૪ ૩૭ થી. )

પત્ની—માયાળુ ઈંગ્રેજ સરકારનું રાજ આવ્યાને એક સૈકું થયું છે. તેમણે સતી થવાનો અને કન્યાઓને દૂધ પીતી ( મારી નાંખવાનો ) કમકમાટ ઉપજે તેવો ચાલ બંધ કર્યો છે, એટલે રાજનો કે કોઈ વાતનો એ બાબતમાં બળાત્કાર નથી, તો પછી હવે એવી નાની નાની ઉમરવાળાં વધુવરને લોકો શા માટે વગવે છે?

પતિ—સાતમો આઠમો વર્ષ ભરતખંડમાં મુસલમાનોનુ રાજ્ય રહ્યું તેટલી લાંબી મુદતનો અભ્યાસ થતાં લોકો અજ્ઞાની થયા. અને તેવા સમયમાં ગ્થાએલાં પુસ્તકો પર શ્રદ્ધા રાખી, ધનની લાલચે, કુળવાનમાં ખપવા સારૂ પોતાના પ્રિયબાળકોનાં બાળલગ્ન કરીને તેમને મહા કષ્ટમાં રીબાતાં જુએ છે એ શોચનીય વાત છે.

પત્ની—આવું અજ્ઞાન અને નિર્દયપણું હવે કયા સુધી રહેશે?

પતિ—હાલમાં દેશમાં ધર્મ, નીતિ અને વ્યવહાર સંબધી જાગૃતિ આવી છે, તેથી પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી બ્રાહ્મણો ૧૬ વર્ષની વધૂ અને ૨૫ વર્ષના વરનાં લગ્ન કરવામાં ધર્મ, નીતિ કે વ્યવહાર સંબધી હરકત નથી, એમ સમજતા નહિ થાય ત્યાંસુધી.

પત્ની—વધૂ વર કેવા કુળનાં જોઇએ?

પતિ—વધૂ વરનાં પરસ્પર કુળ જેમ દૂર સબંધનાં હોય તેમ વધારે સારૂ. પિતૃ-ગોત્રનાં કે માતાપિતાની ૬ પેઢીની અંદરનાં પરસ્પર સગપણવાળાં વધૂવર હોવાં ન જોઇએ.

પત્ની—કુળવાનને કન્યા દેવી એમ લોકો કહે છે તો કુળવાન કોને કહેવો?

પતિ—જે વેદોક્ત સંસ્કાર કરે, વેદ વગેરે વિદ્યા ભણે, તપસ્વી હોય, દ્રવ્યવાન્ એટલે ખાતો પીતો હોય, સત્યવાદી હોય, શીલવ્રતવાળો હોય, જેના કુટુંબમાં કન્યાવિક્રય થયો ન હોય તેવા વરને કુળવાન્ જાણવો. અને એવા ગુણને લીધે જ કેટલાંક કુટુંબ કુળવાન્માં ગણાય છે. પણ એવાં લક્ષણો જેમનામાં ન હોય તે તો નામના જ કુળવાન્ સમજવા.

પત્ની—વધૂવર કયા સ્થાનમાંથી પસંદ કરવાં?

પતિ—વધૂવર બેઉ દૂર દેશનાં હોય તેમ વધારે ઉત્તમ જાણવાં.

પત્ની—વધુવરનાં લક્ષણ કેવાં જોઇએ?

પતિ—વધુવરનાં લક્ષણો સમાન જોઇએ. ઉભય જ્ઞાનવાન્ હોવાં જોઇએ. વિદ્યાવાન્ વધૂએ વિદ્વાન્ વર કરવો. અર્થાત્ સમાન ગુણ, સમાન શીલ સ્વભાવનાં, સમાન બુદ્ધિ અને સમાન આચાર, એવાં સર્વે સમાન લક્ષણનાં વધૂ વર હોવાં જોઇએ. અહિંસક, સત્યપ્રિય

અને હિતકર બોલનારાં, નમ્ર, કૃતજ્ઞ, દયાળુ, નિરહંકારી, નિર્મત્સરી, ઉત્તમ બુદ્ધિમાન, દેશ સુધારણાર્થે વિદ્યા શીખવવામાં અને સદુપદેશ કરવામાં સમર્થ અને ઉત્સુક, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, શોક, દ્વેષ, કપટ અને ખોટી સ્પર્ધા ઇત્યાદિ દુર્ગુણરહિત એવાં જિતેંદ્રિય વધુવર બ્રાહ્મણમાં જોઇએ. એવી આર્યલોકની વર્ણવ્યવસ્થા છે કે, સમાન ગુણકર્મનાં વધુવરનો પરસ્પર વિવાહ થવો જોઇએ.

પત્ની—વધૂવરનાં શરીર અને પ્રકૃતિમાન વિષે શાસ્ત્રમાં શું કહ્યું છે?

પતિ—સમૃદ્ધિવાળાં હોય તોપણ દશ કુળ વર્જ કરવાનાં છે તે સાંભળોઃ

૧ હીનક્રિય એટલે જેના કુળમાં ક્રિયા રહિત પુરુષ હોય તે.
૨ નિષ્પુરુષ એટલે જેના કુળમાં પુરુષાર્થી પુરુષ ન હોય તે.
૩ નિશ્છન્દો એટલે જેના કુળમાં વેદ વગેરે વિદ્યા ન હોય તે.
૪ જેના કુળમાં શરીરપર મોટા મોટા વાળ હોય તે.
૫ જેના કુળમાં ખવાશીરનો રોગ હોય તે.
૬ જેના કુળમા ક્ષય કે દમનો રોગ હોય તે.
૭ જેના કુળમાં આમવાતનો રોગ હોય તે.
૮ જેના કુળમાં મૃગીનો રોગ હોય તે.
૯ જેના કુળમાં શ્વેત કુષ્ટ ( સફેત કોઢ ) હોય તે.
૧૦ જેના કુળમાં ગળત કુષ્ટ ( ગળત કોઢ ) હોય તે.

એવા દશ દોષ જેના કુળમાં હોય તે કુળનો ત્યાગ કરવો. અર્થાત્ જેનાં માતા પિતા એવા રોગથી યુક્ત હોય તેનો ત્યાગ કરવો. વળી શ્વેત વર્ણ (કોઢ જેવી સફેત જેની ચામડી ) અને શ્વેત કેશ (જેના વાળ સફેત) એવાં વર કન્યાને વર્જવાં, તથા અધિકાંગી એટલે જેનું શરીર વરથી ઊંચું, જાડું, રોગનુ ભરેલું અને અત્યંત વાળવાળુ, કે તદન વાળ વિનાનુ હોય એવી કન્યાને તથા અત્યંત બકવાદ કરનારી, પીળાં નેત્રવાળી કન્યા હોય તેને પણ વર્જ કરવી.

અર્થાત્ સ્ત્રીનું શરીર પુરુષની ખાંધ બરોબર ઉંચું અને પુરુષના સ્થૂળથી કાંઇક નીચું હોવું જોઇએ એવી રીતે સમાન લક્ષણ યુક્ત યોગ્યતા જોઇને વધુવરે વિવાહ યથોક્ત કાળે કરવો.

પત્ની—વધૂના અભ્યંતર લક્ષણની પરીક્ષા કરવાનો શાસ્ત્રમાં કાંઈ વિધિ હોય તો કૃપા કરી કહો.

પતિ—હે સતિ! તે દૈવી પરીક્ષાનો વિધિ શાસ્ત્રમાં છે, તે સાંભળ.

૧ વર્ષમાં બે વાર ધાન્ય પાકે એવા ખેતરની, ૨ ગૌશાળાની, ૩ યજ્ઞકુંડની, ૪ પાણીથી સદાતર રહેનારી જમીનની, ૫ દ્યૂતસ્થાનની (જુગાર રમવાની જગાની), ૬ વાંઝણી

જમીનની (જેમાં બીજ નાંખેલું ઉગે નહિ તેની), ૭ ચતુષ્પથની (ચાર રસ્તાના ચકલાની), અને ૮ શ્મશાનભૂમિની એવી આઠ જગાની આઠ પ્રકારની મૃતિકા આણીને તેના જુદા જુદા આઠ પિંડ સમાન આકૃતિના કરવા; તે પછી તે સર્વ પિંડ હાથમાં લેઇને વધૂની આગળ મૂકવા તે સમયે—

ॐ ऋतमग्रे प्रथमं जज्ञ ऋते सत्य प्रतिष्ठितं ।
यदियं कुमार्यभिजाता तदियमिह प्रतिपद्यतां यत् सत्यं तद्दृश्यताम् ॥

આ મંત્ર બોલવો, અને પછી વધૂનું નામ સીતા હોય તો ॐ सीते एषां मेकं गृहाण એમ બોલવું અને બીજું કાંઈ નામ હોય તો તે પણ તે જ પ્રમાણે સીતાની જગાએ બદલીને બોલવું. પછી વધૂએ તે પિંડમાંથી એક પિંડ ઉંચકવો. તે ઉંચકેલો પિંડ ઉપર જે આઠ પ્રકારની માટી કહી તેમાંના પેહેલા ચાર પ્રકારની માટીમાંથી એક જાતની માટીનો જો તે હોય, તો તે વધૂને વરવી. પણ પાછલી ચાર પ્રકારની માટીમાંની કોઈ માટીનો તે હોય તો તે વધુ વર્જ કરવી.

એ પ્રત્યેક મૃતિકાપિંડ ગ્રહણ કરવામાં જે જુદું જુદું ફળ દર્શાવેલું છે, તે નીચે પ્રમાણે છેઃ—

૧ ખેતરની માટીનો પિંડ લે તો તે વધૂને સંતતિ થાય અને તે સંતતિ ધાન્ય સંપન્ન થાય. ૨ કહોડની માટીનો પિંડ લે તો તે વધૂ ગાય ઢોરની ધણીઆણી થાય. ૩ યજ્ઞકુંડની માટીનો પિંડ લે તો તે વધૂ બ્રહ્મતેજને પ્રાપ્ત થાય. ૪ પાણીથી સતત રહેનારી જમીનની માટીનો પિંડ તે લે, તો તે સર્વ સંપત્તિમાન્ થાય. ૫ જુગાર સ્થાનની માટીનો પિંડ લે તો તે વ્યભિચારીણી થાય. ૬ ચકલાની માટીનો પિંડ લે તો તે સ્વચ્છંદી અને દુર્વ્યસની નીવડે. ૭ જો વાંઝણી જમીનની માટીનો પિંડ લે, તો તે વાંઝણી અને દુર્ભાગ્ય રહે. ૮ જો શ્મશાનની માટીનો પિંડ લે તો તે પતિઘ્ની એટલે પતિનો નાશ કરનારી વિધવા થાય.

*સ્ત્રી—હે સ્વામીનાથ! આપે જે વધૂવરનાં વય, કુળ, સ્થાન, લક્ષણ, શરીર અને* પ્રકૃતિમાન વગેરેનું વર્ણન કર્યું, તેવાં સર્વ ગુણસંપન્ન વધૂવર આ સમયમાં મળે ?

પતિ—હે પ્રાણપ્રિયા! જ્યારે આર્યલોકો ઉત્તમ સ્થિતિમાં હતા, અને ધર્મ, નીતિ તથા વ્યવહારમાં કુશળ હતા, તેવા સમયમાં જ એ નિયમો ઘડાએલા છે; અને તે સમયે એવાં શુભગુણસંપન્ન વધૂવરને જોઈ વિચારીને જ તેમનો વિવાહ થતો હતો; અને તેવાં અનેક વધૂવરો વિવાહ કરી આનંદમાં કાળ ગાળી ઐહિક અને આમુષ્મિક સુખ સંપાદન કરતાં.

(અપૂર્ણ.)

# બ્રાહ્મણ અને ભીખ.

હાલના વખતમાં આર્યાવર્તની પડતી આપણી દૃષ્ટિએ પડે છે. પડતીનાં કારણ અનેક છે. દારિદ્રયે દેશમાં વાસ પૂર્યો છે. તેની મદદગાર સહચરી ભીખ પણ પોતાનો વાવટો ચોમેર ફરકાવી રહી છે. " ઉલટી વર્ણ અઢાર વેરાગીને વેશે "—આ કૃષ્ણારામ મહારાજના શબ્દો ઉપરની વાતને પુષ્ટિ આપતા જણાય છે. લોકો પોતાના જીવનનો આધાર બીજા પર જેમ જેમ રાખતા જાય છે, તેમ તેમ ભીખનું પ્રાબલ્ય વધે છે, અને દારિદ્રમાં અદકે ઉમેરણ થાય છે, અને દેશ અવનતિની પરાકાષ્ઠાએ પહોંચતો જાય છે. આ પરિણામ સ્વાભાવિક છે.

જ્યારે આર્યોનો દેશ આ સ્થિતિએ પહોંચ્યો છે, ત્યારે તેમના નેતા—બ્રાહ્મણો તરફ આપણે લગાર દૃષ્ટિ કરીશું. તેઓ તો ભીખને પોતાની કુળદેવી ગણતા હોય તેમ જણાય છે. "બ્રાહ્મણનો કુળ ધર્મ છે, તેમાં ભીખતાં શી લાજ!"—આ સૂત્રને શ્રુતિ રૂપ ગણતા હોય તેમ તેઓ જણાય છે. અયાચકવ્રતની ઉત્તમતા અવિવાદિત છે. સુદામાજી એના અવતારરૂપ છે. એમના મુખમાંથી યાચનનિંદાના પ્રસંગે નીકળતા શબ્દો " નથી માગતાં પ્રત્યવાય " સાબીત કરી આપે છે કે, જો કે ભીખ ન માગવી તે સારૂં છે, પણ માગવામાં કાંઈ પણ દોષરૂપ દૃષ્ટિએ પડતું નથી. ત્યારે શું બ્રાહ્મણોને ઈશ્વરે ભીખ માગવા જ સરજાવ્યા છે? જેણે પોતાની વિદ્યા, તપ અને જ્ઞાનથી આર્યોમાં અગ્રપદ મેળવ્યું છે; પ્રત્યેક વર્ણને સુમાર્ગે ચલાવવાને જેણે દુનિયાને આશ્ચર્ય કરે તેવા પ્રાચીન સમયથી સુનિયમો બાંધ્યા છે, તે બ્રાહ્મણો શું " બાઈ કલ્યાણી રૂડો વાર " એ જ પોતાની આજીવિકાનો રસ્તો ગણે છે? ભીખ માગવી એ જ પોતાનો કુળધર્મ ગણવો તે શું યોગ્ય છે? આ બાબતમાં સત્યતા કેટલી છે? આ વાતનો આપણે નિર્ણય કરવો જોઈએ.

પૂર્વકાળમાં બ્રાહ્મણો નેતા—ગુરુ હોવાને લીધે સમસ્ત પ્રજા તરફથી પૂર્ણ માન પામતા હતા. રાજાઓ પણ તેમને અધીન રહેતા હતા, જો કે આર્ય પ્રજામાં તેમની સ્થિતિ અને દરજ્જો આ હતા; પણ ઇજીપ્તના બ્રાહ્મણવર્ગ સાથે સરખાવતાં આપણને માલૂમ પડે છે કે, તેમણે વનવાસ તથા ગરીબાઈ ગ્રહણ કરી અયોગ્ય લાભ મેળવ્યો નથી. તેમણે નિઃસ્વાર્થપણે આર્યપ્રજાને મદદ કરવી તે જ પોતાનું કર્તવ્ય ગણ્યું હોય તેમ જણાય છે. એ સમયમાં આપણે તેમનાં મુખ્ય ૭ કર્મ—ભણવું, ભણાવવું; યજ્ઞ કરવા, કરાવવા; દાન લેવું અને આપવું જોઇએ છીએ. હવે આપણે જોઇએ કે આ ૭ કર્મમાંથી કયાં કયાં કર્મ ભિક્ષાને બ્રાહ્મણનો કુલધર્મ પ્રતિપાદન કરે છે.

ભણવું—આ કર્મ બ્રહ્મચર્ય પાળી, ગુરુને ઘેર રહી કરવાનું છે. જે ઋષિ ૧૦,૦૦૦ વિદ્યાર્થીને ભણાવે અને તેમનું પાલન પોષણ કરે તેમને કુલપતિ કહેવામાં આવતા. જો આ પ્રમાણે હોય તો વિદ્યાર્થીના પાલનપોષણનો જુમ્મો ગુરુને માથે રહે છે, અને વિદ્યાર્થીને ભિક્ષા માગવાની જરૂર રહેતી નથી; પણ જો ગુરુ ગરીબ હોય તો વિદ્યાર્થીએ ગુરુને બોજારૂપ ન થઈ પદાય માટે ભિક્ષા માગવાની છે. હવે હાલના સમય તરફ દૃષ્ટિ કરતાં ગુરુને ઘેર રહી ભણવાનો ચાલ નીકળી ગયો છે; એટલે ગુરુને અગવડતામાં મૂકવાનું કાંઈ પણ રહ્યું નથી. જ્યારે ગુરુને અગવડ ભોગવવાની રહી નથી તો ભિક્ષા નિષ્પ્રયોજન છે.

પણ આપણે આમ હોવા છતાં ન્હાના બ્રાહ્મણના બાળકોને "વિદ્યાર્થીના આશીર્વાદ" કહેતા વખતે ગોલૈયામાં જમી આવતા અને વિદ્યાર્થીના નામને બદનામ કરતા જોઇએ છીએ. આથી વધારે શોકજનક તો એ જ છે કે, જેઓ પોતાને વિદ્યાર્થી કહાવે છે તેઓ સ્વાર્થી ભિક્ષાર્થી જ હોય છે, અને વિદ્યાદેવીનું આરાધન કોઈ પણ વખત કરતા ન હોવાને લીધે તેમના અભ્યાસમાં આમળા જેવું મીંડું જ જોવાય છે. આમ થવામાં ભૂલ જો ગણીએ તો બાળકોનાં માતપિતાની છે; કારણ કે, તે પોતાના બાળક પર ન્હાનપણમાં આવા નઠારાં સંસ્કાર પાડે છે. પરિણામે તેઓ લુચ્ચા, જુઠ્ઠા, ઢોંગી, આળસુ, ભટકેલ, બ્રાહ્મત્વ વગરના બ્રાહ્મણ થાય છે. આ પ્રમાણે જોતાં હાલના વખતમાં ભણવાને ભિક્ષા કરવાની જરૂર છે નહિ, અને જે કરવામાં આવે તેમાં મોટભાગે ખોટી, ભણવાનું ખોટું બહાનું કહાડી માબાપની કમાણીના સમાધાન રૂપ હોય છે.

બીજું કર્મ ભણાવવાનું તે છે. આ કર્મમાં તો ભિક્ષા માગવાની છે જ નહિ. આ કર્મ પરથી ભિક્ષાનું પ્રતિપાદન થઈ શકતું નથી. ગુરુદક્ષિણા તે કાંઈ ભિક્ષા નથી.

"नाहंविद्याविक्रय शासनशतेनापि करोमि"

એટલે—"હું સોનો પગાર મળશે તોપણ વિદ્યાનો વિક્રય નહીં કરૂં." પંચતંત્રમાંનું આ વાક્ય કુલપતિના ધર્મ બતાવી આપે છે કે, બ્રાહ્મણો આ રસ્તે દ્રવ્ય ઉપાર્જન કરવાને ઇચ્છતા જ નહોતા, તો પછી આ કર્મને ભિક્ષા સાથે કાંઈ પણ સંભવે જ કેમ?

ત્રીજું કર્મ યજ્ઞ કરવા રૂપ છે. આ કર્મને પણ ભિક્ષા સાથે કાંઈ પણ સંબંધ સંભવતો નથી, તો તે વિષે પણ વિવેચન કરવા જેવું કાંઈ પણ છે જ નહિ.

ચોથું યજ્ઞ કરાવવારૂપ જે કર્મ છે તેમાં આપણે લગ્નાદિક ક્રિયાઓ કરાવવાનો પણ સમાવેશ કરીશું. આ પ્રમાણે કર્મ કરાવતાં જે કાંઈ મેળવવામાં આવે છે તેને ભિક્ષારૂપ ગણી શકાય જ નહિ. આ પ્રમાણે છે, તોપણ આવી ક્રિયામાં આપણા ગોર મહારાજો યજમાન રાજાની પાસેથી પૈસા કઢાવવાને કનડતા જણાય છે. "યજમાનોથી રીસ કરીને દાપું લેતા" એ જો કે ભીખ નથી, તોપણ ભીખ કરતાં અતિ ત્રાસદાયક આચરણ છે; તો આ નિન્દકર્મનો પણ ત્યાગ કરવો ઉચિત છે.

દાન લેવા રૂપ પાંચમું કર્મ છે. અમુક ક્રિયાઓ બ્રાહ્મણો કરાવતા ત્યારે આપવામાં આવતાં દાન વિષે તો આપણે કહી ગયા છીએ, માટે તે વિષે કાંઈ પણ વિવેચન કરવાની જરૂર રહેતી નથી. કોઈ પણ પ્રસંગ વિના દાન આપવામાં આવતું તે પર આપણે વિચાર ચલાવવાનો છે. આ પ્રમાણે આપવામાં આવતા દાનના બે વિભાગ પાડીશું: બ્રાહ્મણને ઘેર બોલાવીને આદર સત્કાર સહિત જે આપવામાં આવે છે તે, અને ઘેર ઘેર ભટકી યાચના કરી લેવામાં આવે છે તે. પહેલાંના વખતમાં જ્યારે બ્રાહ્મણો તપાદિક કરતા, વનવાસ સેવતા, વિદ્યા ભણાવવા વગેરે પરોપકારના કામમાં પોતાનું જીવન ગાળતા, ત્યારે લોકો તેમને આદર સત્કાર સાથે બોલાવીને દાનાદિક આપે તો તેમાં કાંઈ નવાઈ જેવું નથી. કુલપતિ વગેરેના ધર્મ વિચારીએ તો જણાય છે કે, જે તેમને દ્રવ્ય મળતું તે પણ બીજાઓના ઉપયોગ માટે તેમનાથી વપરાતું. વળી તપાદિકથી પુણ્યનો સંચય પણ સારો કરતા હતા, તેમજ આત્મબળ

સારી પેઠે વધારતા હોવાને લીધે, જે લોકો દાન આપતા તેમનું પણ પોતાના પુણ્યનો ભાગ આપી જ્ઞાન સમજાવી, કલ્યાણ કરી સારો બદલો વાળી આપતા હતા. જ્યાં લગી યોગ્ય બદલો ન વાળી શકાય ત્યાં લગી કાંઈ પણ લેવાની તેઓ ના પાડતા એમ માલમ પડે છે. યાજ્ઞવલ્ક્ય અને જનકના સંવાદરૂપ નીચેની શ્રુતિ પણ આ વાતને ટેકો આપે છે.

हस्त्यृषभ९ सहस्रं ददामीति होवाच जनको वैदेहः
स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥

**ભાવાર્થ:**—જનક વૈદેહે કહ્યું: હજાર ઉત્તમ હાથી જેવી ગાયો આપીશ. યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યો—મારા પિતાનુ કહેવું એ પ્રમાણે છે કે, બરાબર ઉપદેશ આપ્યા વિના કંઈ પણ લેવું નહિ. બૃ. ઉ.

આ પ્રમાણે સામો માણસ રાજીખુશીથી દાન આપે તો તેમાં પણ વિવેક રાખવાનો સૂચવાય છે.

હવે બીજો પ્રકાર જે યાચના કરી લેવાનો છે. આપણે વિચાર કરી જોઈશું તો તે અધમ જ માલૂમ પડશે. પૂર્વના દાખલા પરથી આપણને જણાશે કે કોઈ વખતે યાચના કરી બ્રાહ્મણો જે જોઈએ તે મેળવતા, પણ એમ કવચિત્ કાંઈ પણ કાર્ય પરત્વે કરવામાં આવતું હોય તેમ જણાય છે. યોગ્ય આપી શકે તેવા પુરુષ પાસે યાચના કરવામાં આવતી. દ્રોણાચાર્યે આખા ગામમાં ભટકી ગાય લીધા વિના પાછા ફરે છે; કારણ કે, જો પોતે કોઈ માણુમની ગાય લે તો તે માણસને ગાય વિના અગવડ ભોગવવી પડે. વ્યાસ નારાયણ તો યોગ્ય પુરુષ ખોળી કાઢવો એ પણ મુસ્કેલ છે, તેમ દ્રોણાચાર્યના દૃષ્ટાન્તથી સૂચવતા જણાય છે. સહાધ્યાયી, બાળમિત્ર, વચનથી બંધાયલો દ્રુપદ રાજા જ્યારે આચાર્ય તેની પાસે જાય છે ત્યારે તિરસ્કારપૂર્વક કાઢી મૂકે છે, અને પરિણામમાં પરસ્પરનો વિનાશ થાય છે. જો યોગ્ય પુરુષ શોધી કાઢવો આટલું બધુ મુસ્કેલ છે, તો યાચના કરીને લેવું ઠીક નથી. ભિક્ષા માગવી સામાન્ય રીતે પણ જોતાં નિંદવા યોગ્યજ કર્મ ગણવું જોઇએ. તેટલાજ માટે સુદામાજી યાચકનાં ચિહ્ન વગેરે ગણાવે છે, ને કહે છે કે:—

"જોડવા પાણી દીન બોલવી વાણી, થાય વદન પીળું વરણ;
એ ચિહ્ન છે જાચક તણાં, જાચવાથી રૂડું મરણ."

વળી જાચકપણું કેવું નિંધ છે, અને મહત્વને હાનિ પહોંચાડનાર છે તે નીચેના શ્લોકો પરથી જણાશે:—

याचना हि पुरुषस्य महत्त्वं नाशयत्यखिलमेव तथा हि ।
सद्य एव भगवानपि विष्णुर्वामनो भवति याचितुमिच्छन् ॥
अनुसरति करिकपोलं भ्रमरः श्रवणेन ताड्यमानोऽपि ।
गणयति न तिरस्कारं दानान्धविलोचनो नीचः ॥
द्वारे द्वारे परेषामविरलमटति द्वारपालैः करालै-
र्दण्डैर्यो ऽप्याहतः सन्रणति गणयति स्वापमानं तु नैव ।

क्षन्तु शक्नोति नान्य स्त्वदशमितरागारमप्याश्रयन्त
श्राम्यत्यात्मोदरार्थे कथमहह शुना नो समो याचकः स्यात् ॥

**અર્થ:**—યાચના કરવાથી માણસના મગળા મહત્વનો નાશ થાય છે. જેમકે વિષ્ણુ ભગવાને જ્યારે યાચનાની ઇચ્છા કરી ત્યારે તે પણ એમદમ વામન થઈ ગયા.

ભ્રમરને કાન વડે તાડન કરવામાં આવે છે, તોપણ હાથીના ગંડસ્થળ પાછળ ભમ્યા કરે છે, તે જ પ્રમાણે દાનથી અંધ થઈ ગઈ છે આંખો જેની તેવો નીચ માણસ તિરસ્કારને પણ ગણતો નથી.

દૂર દ્વારપાળે જોવાયેલો તાડન કરાયેલો પારકે ઘેરે ઘેર ભટકે છે, પણ ગણગણ્ય કર્યા કરે છે અને પોતાના અપમાનને સહન કરે છે, બીજાને પારકે બારણે પોતાની પેઠે આશ્રય મળતો હોય તે પણ સહન કરતો નથી, અને પોતાના ઉદરને ખાતર શ્રમથી થાકી જતો એવો યાચક, અરેરે ! શું કુતરા જેવો નથી ?

ઉપરના શ્લોકોના ભાવ જોતા ભિક્ષા માગવી અતિ નિન્દ્ય કર્મ છે તો તેનો ત્યાગ કરવો ઉચિત જ છે. પણ જ્યારે ભિક્ષા સતાવણીના રૂપમા ફરવાઈ જાય છે ત્યારે તેને માટે શું કહેવુ ? તે સુઝતું નથી. માનાણુ વગેરેને જે સતાવણી કરવામા આવે છે તે ભિક્ષાના અતિ નિન્દ્ય સ્વરૂપને બતાવે છે.

હવે આપણે છેલ્લા કર્મ વિષે કાંઈ પણ બોલવાનું નથી, કારણ કે દાન આપવું તેમા ભિક્ષા લેવા સબન્ધી કાંઈ કહેવાનુ હોઈ શકે જ નહિ

આ પ્રમાણે આપણે બ્રાહ્મણના બધા કર્મ તપાસી જોયા. એના સાર રૂપ એ જ જણાય છે કે ભિક્ષા માગવી એ અતિ નિન્દ્ય કર્મ છે. આપણે એ વિષે ભક્ત કવિ નરભેરામના નીચેના છપ્પા મૂકી આ બાબત સમાપ્ત કરીશું —

'કોઈ કહેશે એમ, હાથ તો શિવને ધરિયે;
હાથ ધર્યે છવાય, નહિ તો પેટ ન ભરિયે.
ધરિયે નહિ જો હાથ, નવસ્ત્રાં કેમ કરાય;
હાથ ધર્યા પરતાપ, ટાઢ કે તડકો જાય.
જે હાથ ધર્યા વણ મહેનતે, જીવવું તે તો ઠીક છે,
જન નરભે તો નિશ્ચય કર્યું, હાથ ધર્યામાં ધિક છે.
વગર મહેનતે ખાય, પારકર માગી મેવા,
વગર મહેનતે ખાય, હરાયા સાંઢો જેવા.
જીવે પારકું ખાઇ, એહ અવતાર ન સારો.
જોતો નથી વિચારો, લાભ લૂંટાયે મારો.
જે માલ પારકો ખાઇને, મૂર્ખ હૈયે હરખાય છે;
કહે નરભો લાભ બધો ખુએ, નાગો શું લૂંટાય છે.

**ગોવિંદરામ ગણપતરામ ભટ્ટ.**

# આપણી સ્થિતિ અને તે વિષે વિચાર.

પ્રવૃત્તિના ભણકારા સર્વત્ર સંભળાય છે દરેક જ્ઞાતિ પોતાનો ઉદય કરવા માટે યથાશક્તિ પ્રયત્ન આદરે છે. દેશોદયની ધુમ સર્વત્ર ફેલાઈ રહેલી છે. ટુંકામાં આપણે હાલ પ્રવૃત્તિના વાતાવરણમાં છીએ હજુ પોતાની ઉંધમાથી જાગ્યા નથી એમ કહીએ તો પણ ચાલે. જ્ઞાતિમાં ઘણા દુર્દશા ઉત્પન્ન કરનાર ચાલો—અધમ, ક્રૂર ચાલો, જોઈ કયા સુજ્ઞ પુરૂષનું હૃદય શોકની લાગણીથી ઉભરાઈ નહિ જતું હોય? તથાપિ ઘણાકનો શોક તો ફક્ત ફળ વિનાનો જ છે. જ્ઞાતિમા ખરાબ ચાલ છે એમ જોઈ તેઓ દીલગીર તો થાય છે પરંતુ "હમે શું કરી શકવાના હતા, હમારા મતાનુયાયી કંઈ બધા નથી" એવી લાગણીથી શાંત ચિત્તે બેસી રહે છે અને પ્રયત્ન કરતા નથી. આવી આપણી ખરાબ સ્થિતિ જોઈ જ્ઞાતિના ગૃહસ્થોને અને સંસ્કાર પામેલા પુરૂષોને ઘટે છે કે તેમણે જ્ઞાતિની ઉન્નતિ માટે પોતાના પ્રયત્ન આદરવા. જ્ઞાતિની ઉન્નતિમા આપણુ શ્રેય છે, તેની ઉંચી સ્થિતિમા આપણુ બળ છે.

આવી સ્થિતિ જોઈ મારી અલ્પમતિ પ્રમાણે નીચે પ્રમાણે કરવુ યોગ્ય લાગે છે

(૧) બહુધા કરીને આપણા જ્ઞાતિના લોકો મધ્યેનો મોટા ભાગ પુરૂપાર્થ સાધવામા પ્રબળ નથી એમ મારૂં માનવુ છે. તે સબધી દેશ કાળાનુસાર વિચાર કરતા અનુમાનથી આપણી જ્ઞાતિની હાલત માટે અને તેમાથી સડો કાઢી નાખવા માટે સુધારા આવશ્યક છે.

(૨) કેળવણીની અગત્ય અતિશય છે, પરંતુ આપણામાનો મોટો ભાગ સાધનહીન હોવાથી ઉંચી કેળવણી આપી શકતો નથી ઘણામા ઘણુ તો ગુજરાતી સાત ચોપડીઓ ભણાવે છે. હાલમા તો અગ્રેજી ભાષાની અગત્ય ઘણી છે અને તે ભાષાથી મગજમા ઉત્તમ સંસ્કાર પડે છે માટે આપણી જ્ઞાતિના ગરીબ બાળકો નિર્વિઘ્ને અગ્રેજી કેળવણી લે તેને માટે ફંડ ઉઘાડવા પ્રયત્ન કરવો.

(૩) મરણ સમયે, લગ્ન સમયે, અને અનેક મંગલોત્સવ વખતે અઘટિત અને બીનજરૂરી ખર્ચ કાઢી નાખવો અને તેવા સમયે જ્ઞાતિ ફંડમા યથાશક્તિ રકમ ભરવી જ્ઞાતિ ભોજન ફક્ત એક જ વખત પેટમા ટકરો પણ જેઓએ ફંડથી કેળવણી લીધી હશે તેઓ ફંડમા નાણા ભરનારાઓનો અહર્નિશ ઉપકાર માનશે અને તેમનુ આખુ જીવન ઉન્નત દિશાએ પહોચશે

(૪) સ્ત્રી કેળવણી ઉત્તેજન અપાવવુ જોઇએ આજની બાળાઓ તે ભવિષ્યની માતાઓ છે. તેઓ જો અભણ હશે, તેમના ઉપર સારા સસ્કાર પડ્યા નહિ હોય અને તેઓ જગત્ પ્રવૃત્તિથી અજાણ્યા રહ્યા હશે, તો તેમની સતતિ પણ તેવા જ પ્રકારની ક્ષુદ્ર-નિર્માલ્ય અને નીતિહીન થશે. માટે બંધુઓ! ભવિષ્યની પ્રજાની સુધારણાર્થે, તમારો ભવિષ્યનો વંશ દેદિપ્યમાન થાય તેને માટે, છેવટે દેશની હાલત સુધારવા માટે તમારી ફરજ છે કે, સ્ત્રીઓને કેળવણી આપવી. ગૃહમા માબાપોએ સ્ત્રીઓ ઉપર નૈતિક અને ધાર્મિક સંસ્કારો પાડવા જેથી તેમનુ જીવન પણ સારૂ રહે. તેઓને ગૃહકાર્યનો અનુભવ અપાવવો અથવા આપવો, બાળકોની માવજત કેવી રીતે કરવી તે શીખવાડવુ.

(૫) સૌથી વધારે અનિષ્ટકારક બાળલગ્નનો રીવાજ કાઢી નાંખવો. મારા કેળવણી પામેલા બંધુઓને સુચના કરૂં છું કે તેઓએ પોતાના ગૃહથી જ, નિર્ભયે આગલ શરૂ કરવો જોઇએ. કારણ કે "Example is better than precept" હાલમાં વિદ્યાવસ્થા અને ગૃહસ્થાશ્રમ બે ભેગાં થઈ ગયાં છે. તેથી એક પણ ધર્મ સારી રીતે પરિપૂર્ણ કરી શકાતો નથી, માટે બાળલગ્નનો ચાલ દૂર કરી જ્ઞાતિની ઉન્નતિ માટે એક રીતે બંધુઓ અને ગૃહસ્થો રસ્તો ખુલ્લો કરશે એમ આ લખનારની નમ્ર ઇચ્છા છે.

(૬) બની શકે તો આપણી સમાજનું કોન્ફરન્સ બોલાવવું અને શા શા ઉપાયો આપણી સમાજના સુધારણાર્થે યોજવા તે વિષે સવિસ્તર વિવાદ ચલાવવો અને સમસ્ત મંડળને જે યોગ્ય લાગે તે પ્રમાણે વર્તન ચલાવવુ.

(૭) અંતિમે, આપણે આપણા સ્વાર્થને કોરાણે મુકી જ્ઞાતિ હિતાર્થે બનતા પ્રયત્ન કરવા ખરાબ ચાલ દૂર કરાવવામાં પુષ્ટિ આપવી, વિઘ્ન કર્તાને સમજાવી આપણા મતાનુયાયી કરવા, દરેક બંધુ તરફ સદ્‌ભાવ રાખી જોઈતી મદદ આપવા પ્રયત્ન કરવો અને સર્વ શક્તિમાન પ્રભુ આપણા યત્નો ફલીભૂત કરે અને જ્ઞાતિ સુધારણા નિર્વિઘ્ને આગળ વધારે એવી હમેશાં પ્રાર્થના કરવી.

**ચંદુલાલ માધવલાલ ત્રિવેદી.**

---

# વિવિધ વર્તમાન.

**ભાવનગરથી એક રાજ્ઞ બંધુનો પત્ર.**

એક ભાવનગર નિવાસી વિદ્વાન્ બંધુએ એક પત્રદ્વારા પોતાના નિચે મુજબ વિચારો "ગુર્જર બ્રાહ્મણમાં" પ્રકટ કરવાને લખી મોકલવા શ્રમ લીધો છે. તે અત્રે ઉપકાર સાથે આપું છું:—

૧. "બ્રાહ્મણ" પૃ. ૩૯ મે નિરંકુશતા વિષે છે. ખરેખરો અંકુશ માત્ર ધર્મનો જ છે, ને ધર્મને માટે જે શ્રદ્ધા જોઇએ તે જ્ઞાન અને શિષ્ટાચરણ ઉપર આધાર રાખે છે. અને એ બંનેનું સાધન કેળવણી છે. એ કેળવણી તે માત્ર આર્થિક નહિ, પણ બાળપણથી જ સંધ્યા વંદનાદિક છોકરાઓ પાસે કરાવવાના તેમનાં માબાપોના આગ્રહની છે. ને જો વડિલો પોતે સંધ્યા વંદનાદિક કરવાનો નિયમ રાખે અને તે છોકરાઓના જોવામાં આવે તો જ તેઓ અનુકરણ કરે એ સામાન્ય રીતે જ બાળકનો સ્વભાવ છે. હાલ તો અંકુશ જે છે ને થોડો ઘણો મનાય છે, તે જ્ઞાતિબંધારણનો જ છે, ને તે અંકુશ ઠીક છે. તે દરમ્યાન જ જ્ઞાતિદ્વારાએ જ શ્રી શંકરાચાર્ય મહારાજને, એ અંકુશનું આધિપત્ય અખ્ત્યારીથી સોંપાય તો વ્હેલે મોડે જ્ઞાતિનું બંધારણ ઢીલું થવાનો સંભવ આવે, ત્યારે શ્રી શંકરાચાર્ય મહારાજનો અંકુશ વધારે દૃઢ થએલો કાયમ થવાની આવશ્યકતા છે.

દક્ષિણમાં શ્રી શ્રૃંગેરી મઠના શંકરાચાર્ય મ્હારાજની સ્વારીમાં તે તે વિભાગના પ્રતિષ્ટિત બ્રાહ્મણો અવાર નવાર હાજર રહી યાને હાજરી આપીને સામાન્ય વર્ગ ઉપર જે છાપ પાડે છે, તેવું .આ ભાગમાં કાંઈ જોવામાં આવતુ નથી. માટે આ ભાગમાં વૈષ્ણવો અને જૈનો સારે પ્રસંગે તેમના આચાર્યોની પધરામણીઓ કરે છે, ને ઘાટો પરિચય રાખે છે, તેવું યથાનુકૂળ અનુકરણ કરી શ્રી શંકરાચાર્ય મહારાજ સાથે બ્રાહ્મણોનો પરિચય વધારવાની આવશ્યકતા છે. અને તેમ થવાને સારૂ જ્યારે વિદ્યાર્થીઆશ્રમની શરૂઆત થાય ત્યારે તેમના હસ્તક થઈ તેમ જ દેખરેખ રહેવાથી એ વાતને અનુકૂળતા થવા સંભવ છે.

૨. લેખકના ઉત્સાહથી ઉભરાતો " વિપ્ર વિદ્યાર્થી " આશ્રમ વિષેનો પત્ર વાંચીને ઘણો આનંદ થાય છે વસ્તુ માત્ર પોતપોતાના સમયની રાહ જુએ છે.

હાલમાં આપણે ઘણી બાબતોનો સાક્ષાત્ અનુભવ લેઇએ છીએ તેની વાતો જ થોડાં વર્ષો પહેલાં દેવતાઈ જેવી ગણાતી હતી ને કેટલીક તો અશક્ય જ મનાતી હતી.

એવા આશ્રમની વાત હાલનો સમય જોતાં કેવળ અરણ્યરૂદન જેવી જ લાગે છે, કારણ પ્રથમ તો નાણાંનો વાંધો છે. ને બીજો વાંધો એ આશ્રમમાં રહેવા બાળકોનો જ છે. જૈન કોમમાં ઘણા ગ્રહસ્થો છે, ને તેમાંના ઘણા બહુ ધનાઢ્ય છે, ત્યારે બ્રાહ્મણમાં ગણાતા ભિક્ષુક જ છે, ને થોડાક ગ્રહસ્થો છે. તેમાં જૈન જેવા બહુ ધનાઢ્ય તો કદાચ કોક હોય તો હોય. અને સાર્વજનિક કાર્ય પરત્વે ગમે તેટલે છેટે વસનારા જૈનોનું ઐક્ય છે, ને બ્રાહ્મણમાં તો એવા ઐક્યની વાત જ ન હોય. અને પ્રેતાન્ન જમવું નિષિદ્ધ છે, તે વાત સૌ જાણે છે, છતાં તેવા વગ બંધ કરવામાં બેસુમાર મુસ્કેલી આવે છે, તદુપરાંત બંધ થાય તો તેનાં બચતાં નાણાં કે કોઈ પણ નિયમિત ફાળાની રકમ એવો આશ્રમ કે કોઈ શ્રેયાર્થ કાર્યમાં સઘળા બ્રાહ્મણો આપે એ વાત શંકાશીલ જોવામાં આવે છે.

દશ વર્ષની નજીકની આસપાસની ઉમરવાળાં બાળકોને એવા આશ્રમમાં સાચવવાની સરળતા થાય ખરી. પણ તેથી ઘણી વધારે ઉમર સુધી ઘેર રહેલાંને સંબંધમાં આવનાર સામાન્ય વર્ગની ચિત્ર વિચિત્ર રીત ભાતની છાપો પડ્યા પછી તો તેમને એવા આશ્રમમાં રાખવાં શરૂ થવાથી તેમને સાચવવાની મુસ્કેલીઓ બેસુમાર છે. અને એટલી ન્હાની ઉમરથી બાળકોને એવા આશ્રમમાં મોકલવાનુ હાલનાં માબાપોનુ મનોબળ નથી જ એમ કહીએ તો ચાલે તેવું છે.

ઉપર પ્રમાણે લખી, એ ગૃહસ્થે પોતાનું નામ જણાવવા ના પાડી છે એ જ તેમની નમ્રતા અને ઉદાત્તતાનાં ચિન્હ છે.

તેમણે જે બાબતોની સૂચના કરી છે તેનો ખુલાસો અમે નીચે આપીએ છીએ.

૧. આમાં તેમણે જે વિચાર જણાવ્યો છે તે વાતને અમે મળતા છીએ.

આપણા ધર્મશાસ્ત્રમાં ચાર પ્રકારના દંડ વર્ણવેલા છે. રાજ્યદંડ, આચાર્યદંડ, જ્ઞાતિદંડ યમદંડ આમાંનો યમદંડ તો સર્વ કોઈને સમય આવે લાગુ પડે છે. બાકી ધર્મના પાલનમાં રાજ્યદંડ પરધર્મી રાજ્ય હોવાને લીધે પ્રવર્તતો નથી. અને આ કારણને લીધે આચાર્યદંડ

પણ નિર્બળ છે. ફક્ત એક જ્ઞાતિદંડ રહ્યો છે, અને તેનું બળ પણ અનેક કારણોને લીધે ઘટી નામનું જ રહ્યું છે. કારણ કે અજ્ઞાનનું અંધારૂં સર્વત્ર ફેલાઈ રહ્યું છે એટલે અજ્ઞાની જ્ઞાતિ પરેશાનું બળ કેવા પ્રકારનું હોય તે સહજ જ સમજાય એવું છે. અને શ્રીમત્ શારદા પીઠના શંકરાચાર્ય મહારાજ પોતાની મહાનુશાસન પત્રિકામાં પણ જણાવે છે કે "ધર્મ વિષયમાં દંડનો અધિકાર મુખ્યત્વે કરીને આચાર્યનો છે. પરંતુ તે રાજાવલંબી હોવા થકી અને હાલના સમ્રાટ્ ભિન્નધર્મી હોવા થકી અપ્રાપ્ત છે. બાકી આચાર્ય અને જ્ઞાતિ એઓનો સંયુક્ત દંડ રહ્યો. પરંતુ તે વિષયમાં જ્ઞાતિએ પણ ઔદાસીન્ય સ્વીકારેલું હોવાથી આચાર્યદંડ પ્રવૃત્ત થવાનું સાધન નિર્બલ થયું."

૨. આ બાબતમાં તે બંધુની જણાવેલી અડચણો અક્ષરશઃ અમને સત્ય જણાય છે. અને તે પત્રના અંતમાં ટીકા કરતાં જ અમે આ વિષય આગળ ઉપર ચર્ચીશું એમ જણાવ્યું છે. સમય જોતાં તથા લોકોની જાગૃતિ જોતાં આવો આશ્રમ થવો એ તદ્દન અરણ્ય રૂદન જેવું જ છે એવું અમને લાગતું નથી ફક્ત આવો પ્રયાસ કરનાર કાર્યવાહકો ઉત્તમ પ્રકારનાની જ ખામી છે. જો આ ખામી પૂર્ણ થાય તો નિ સંદેહ આશ્રમ તેમ જ બોર્ડીંગ બન્ને થોડા સમયમાં જ સંભવિત થાય. અને આશા છે કે બંધુ "કર્તવ્ય" ઉક્ત વિદ્વાન બંધુની અનુભવપૂર્વક લખેલી અડચણોનો વિચાર કરશે અને કાર્ય થતાં પહેલાં તેમની વિવિધ સૂચનાઓ ઉપર પુરતું લક્ષ આપશે.

**શ્રીયુત્ આત્મારામ મનસુખરામ ત્રવાડી મેવાડા વિદ્યાર્થી આશ્રમ.**

આ નામનું એક બોર્ડીંગ હાઉસ અમદાવાદમાં ખોલવામાં આવ્યું છે, અને તેને ખુલ્લું મુકવાની ક્રીયા તા. ૨૮-૯-૦૯ ને રોજ રા. બા. મનસુખરામ મૂળજીના પ્રમુખપદ નીચે કરવામાં આવી હતી. મકાન સારંગપુરમાં બન્નગોવિંદ વૈદ્યની ખડકીમાં રાખવામાં આવ્યું છે, અને ત્યાં ગમે તે લાઈનનો અભ્યાસ કરનાર વિદ્યાર્થિને રાખવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. આ સંસ્થા સ્થાપવામાં રા. બા. મનસુખરામ મુળજીએ રૂ. ૨૦૦૦ ની રકમ આપેલી છે માટે તેમનો ત્રવાડી મેવાડાસમાજે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવો જોઇએ. ખેદની વાત છે કે આવાં કામમાં બ્રાહ્મણો યોગ્ય ઉત્સાહ બતાવતા નથી.

આ બોર્ડીંગમાં વિદ્યાર્થિઓની સંખ્યા ઘણી જ ઓછી છે. અમે આશા રાખીએ છીએ કે આ સંખ્યામાં પુરતો વધારો થશે, અને ત્રવાડી મેવાડા બાળકો આ સંસ્થાનો યોગ્ય લાભ લઈ પોતાના સમાજનો ઉત્કર્ષ સાધવામાં સાધન રૂપ થઈ પડશે.

**અમદાવાદ તપોધન બ્રાહ્મણ મંડળ.**

આ મંડળ સ્થપાયલું છે; અને તે પોતાની જ્ઞાતિનો ઐક્યદ્વારા ઉત્કર્ષ સાધવા પ્રયત્નશીલ છે. એવું તેમની હીલચાલ સંબંધી આવતા રીપોર્ટ ઉપરથી જણાય છે, ઇશ્વર એમને સર્વ પ્રકારની અનુકૂળતા આપે એવી અમે તેમને માટે શુભ પ્રાર્થના કરીએ છીએ.

**સસ્તુ સાહિત્ય વર્ધક મંડળ.**

આ નામનું એક મંડળ પરોપકાર પરાયણ સ્વામી શ્રી ભીક્ષુ અખંડાનંદજીના સંકલ્પથી લગભગ બે ત્રણ વર્ષ થયાં મુંબઈમાં સ્થાપવામાં આવ્યું છે. આ મંડળનો આશય કેટલો ઉચ્ચ અને ઉપકારી છે, તે તે મંડળના નામથી જ સ્પષ્ટ થઈ શકે એમ છે. આપણો દેશ ઘણો જ નિર્ધન છે, અને તેવા દેશમાં જ્ઞાન વધારી સુખ પ્રાપ્તિ કરવાના સાધન રૂપ જે વાંચન છે, તે જ્યાં સુધી થોડા પૈસામાં મળી ન શકે ત્યાં સુધી તેનો બહોળો પ્રચાર થઈ શકે નહિ. આથી જનહિતકારી પ્રસિદ્ધ ધર્મ, જ્ઞાન અને નીતિનાં પુસ્તકો પડતર કીંમતે વેચાય તો તેનો લાભ સામાન્ય વર્ગના લોકો પણ લઈ શકે, આવા ઉદ્દેશથી આ મંડળ સ્થપાયું છે. સ્વામીજી પોતે તેમના "સસ્તા વાંચનની સૂચના' નામના લેખમાં જણાવે છે કે, "આ મંડળના સભાસદો કાંઈ પૈસાવાળા કે નામીચા માણસો નથી, તેમ જ તેમનો હાલનો આશય પણ વિશેષે કરીને શારીરિક અને માનસિક મહેનતથી જ સિદ્ધ થઈ શકે તેવો હોવાથી યત્નપૂર્વક શ્રીમંત સજ્જનોની સામેલગિરી મેળવવાનુ હાલ તુરત ઝાઝું ઉપયોગી ધારવામાં આવ્યું નથી.

પુસ્તકો છપાવવાથી માંડીને વેચી આપવા સુધીનુ સર્વ કામ કોન્ટ્રાક્ટથી કે કમીશનથી પણ તે બાબતના અનુભવી મારફતે કરાવી શકાય, પણ વિલાયતની પેઠે એવું કામ કરે એવા માણસો અહીં જોઈતા મળે તેમ ન હોવાથી તેમ જ અનુભવથી જણાયલી બીજી પણ અડચણોને લીધે એ પ્રકાર હાલ તુરત માટે ઉપયોગી જણાયો નથી; તેથી કરીને આ મંડળની મુનસફી પર જે જે પુસ્તકોની વ્યવસ્થા સોંપાયલી છે, તથા સોંપાય તે માટે માણસ અને સ્થળની સગવડ તેની જરૂર રહે ત્યાં સુધીને માટે આ મંડળે પોતાના હાથ નીચે જ કરી છે, અને તે સ્થળ આ મિત્રમંડળના કાર્યાલય (ઓફીસ) તરીકે અથવા "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય" એ નામથી ઓળખાશે.

પુસ્તકોની સર્વ પ્રકારની વ્યવસ્થા એટલે કે પુસ્તકો શુદ્ધ કરવાં, પ્રુફ જોવાં, છપાવવાં, પૂઠા બંધાવવાં, અને તૈયાર થએથી તેની જાળવણી કરવી, પ્રસિદ્ધિ આપવી અને વેચાણ કરવું ઈત્યાદિ સર્વ પ્રકારનુ કામ આ કાર્યાલયમા જ આ મંડળના સભાસદોની નિષ્કામ જાતિ મહેનત અને દેખરેખ નીચે લેવામાં આવે છે. અને તેથી કરીને તે સર્વ વ્યવસ્થા સ્વભાવિક રીતે જ થોડા ખર્ચમાં, વખતસર અને ઉત્તમ પ્રકારની થઈ શકે છે. આ કાર્યાલય મારફતે બજાવવામાં આવતા કામકાજનો રિપોર્ટ તેમ જ હિસાબ પણ આ મિત્ર મંડળ તરફથી દર વખતે પ્રસિદ્ધ કરતા રહેવાનો નિયમ રાખવામાં આવેલો છે. સસ્તાં પુસ્તકો ફેલાવવાના ઉત્સાહી સજ્જનોને દરેક રીતે નચિંતપણું સમજાય તેટલા સારૂ તેઓને જે કાંઈ પ્રતિકૂલતા આ બાબતમાં દેખાતી હશે, તે વિશે બનતો ખુલાસો કરી તેઓને અનુકૂળ પડતો માર્ગ દર્શાવી આપવામાં આવશે."

આ ઉપરથી આ મંડળ કોણ છે, તે શું કામ કરે છે, અને તે કેવી રીતે કામ [illegible] છે તે આપણી જાણમાં આવે છે. વળી આ મંડળ પાસે સસ્તું સાહિત્યવર્ધકફંડ એ ના[illegible] એક રૂ. ૫૦૦ નુ ફંડ છે. જેમાંથી તેઓ પુસ્તકો છપાવે છે, અને પૈસા વસુલ થયે [illegible]

ફંડમાં સોંપી દે છે. આ પ્રમાણે કામ કરતાં આ મંડળે લગભગ બે વર્ષની ટુંક મુદતમાં ધાર્મિક પુસ્તકોનો ફેલાવો ગુજરાતી ભાષા જાણતી પ્રજામાં કરી દીધો છે. તેમના છપાવેલાં પુસ્તકો ધર્માદા તરીકે આપવાના કામમાં પણ પુષ્કળ લેવાય છે. પરંતુ જેમ દેશમાં અન્ય કાર્યમાં પણ લોકોની મદદ જોઇએ તેવી મળતી નથી તેમ જ આ મંડળના કાર્ય વિષે પણ છે. આ મંડળ તરફથી બહાર પડેલાં પુસ્તકોની બીજી આવૃત્તિ બહાર પડી છે. અને તેમાં નીચેના પુસ્તકો બહાર પડ્યાં છે.

| | | |
|---|---|---|
| ૧. શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ મૂળ સહિત ગુજરાતી ભાષાંતર. | | ૦—૬—૬ |
| ૨. શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ ગુજરાતી ભાષાંતર. | સાદા પૂંઠાના. | ૦—૯—૦ |
| | સોનેરી પૂંઠાના. | ૦—૧૧—૦ |
| ૩. શ્રીમદ્ યોગવાસિષ્ટ રામાયણનાં વૈરાગ્ય અને મુમુક્ષુ પ્રકરણ. | પાકા પૂંઠાના. | ૦—૭—૦ |
| | સોનેરી પૂંઠાના. | ૦—૮—૦ |
| ૪. શ્રીમદ્ ભગવદ્ગીતા સરલ ગુજરાતી અર્થ સહિત. | સાદું પૂંઠું. | ૦—૨—૦ |
| | પાકું પૂંઠું. | ૦—૩—૦ |
| | સોનેરી પૂંઠું. | ૦—૪—૦ |

ઉપર પ્રમાણે પુસ્તકો બહાર પડી ચુક્યા છે, અને બીજાં પણ બહાર પડશે. અમારા સુજ્ઞ વાચકોને અમે આ મંડળને સર્વ પ્રકારની સહાય આપવાનું તથા તેમના ઉત્તમ પ્રયાસનો લાભ લેવાનું અને સ્નેહી સબંધીઓને લાભ આપવાનું સૂચવીએ છીએ. આવા આવા કાર્યને સહાય આપવી એ દરેક આર્યવંશીનો ધર્મ છે. અને અમે ઇચ્છીએ છીએ કે સ્વામીજી જેવા અન્ય ઘણા પરોપકારી પુરૂષો આ દેશના ઉદ્ધારના સતાવધિ ઉપાયોમા યોજાય. આ પુસ્તકો તથા મંડળ સંબંધી માહીતી "સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ ઠે. પીકેટ રોડ, મુંબઈ નં. ૨" એ શિરનામેથી મળશે.

---

# શ્રીમદ્ ભગવદ્ગીતા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૬ થી. )

આ લોક વિષે મહાન્ તપ, બળ, તેજ અને શક્તિવડે સંપન્ન તથા બધી વિદ્યાઓના સમુદ્ર, તથા સંપૂર્ણ સર્વજ્ઞોના ભૂષણ રૂપ તથા સાક્ષાત્ નારાયણ રૂપ, તથા પરમ કૃપાળુ એવા જે શ્રી વ્યાસ ભગવાન્ છે, તે વ્યાસ ભગવાન્ આગળ ઉત્પન્ન થવાના અધિકારીઓની બુદ્ધિની ન્યૂનતા જોઇને તે અધિકારી જનોને માટે ધર્માદિક સર્વ પુરૂષાર્થની પ્રાપ્તિ કરાવવાને વાસ્તે, પુરૂષાર્થની પ્રાપ્તિના સાધનોને કહેનારા વેદોના ભંડારના, ઋગ, યજુષ, સામ, અથર્વણ એમ ભાગ કરીને ચાર પ્રકારના વિભાગ કરતા હવા. તથા તે ઋગાદિ ચારે વેદોને વિષે

રહેલાં જે ઐતરેયાદિક અનેક શાખાઓ છે, તે શાખાઓ વિષે એક એક શાખાને, પોતાનાં પૈલ, વૈશંપાયનાદિક શિષ્ય પ્રશિષ્યદ્વારા વધારતા ગયા. એ પ્રકારે ઋગાદિ વેદોના પ્રવૃત્ત થવાથી પણ તે વેદોના અર્થ ઘણા સૂક્ષ્મ છે, તથા અત્યંત ગૂઢ છે, તથા અત્યંત દુર્વિજ્ઞેય (દુઃખે કરીને જણાય એવું) છે. એટલા માટે તે વેદોના અર્થને જાણવામાં જે અધિકારી પુરૂષોની બુદ્ધિ સમર્થ નથી એવા અધિકારી પુરૂષ ઉપર અનુગ્રહ કરીને તે શ્રી વેદવ્યાસ ભગવાન્ તે અધીકારીને માટે ધર્માદિક સર્વ પુરૂષાર્થની પ્રાપ્તિ કરવાને વાસ્તે તે ધર્માદિક સર્વ પુરૂષાર્થનાં સાધનોને કહેનારી તથા શત સહસ્ર (એક લાખ) શ્લોકવડે યુક્ત એક મહાભારત નામે સંહિતાને રચતા હવા. અને જેમ બધાં નક્ષત્રોની માળાઓના મધ્યને વિષે ચંદ્ર મંડળ રહેલું છે, તે પ્રમાણે તે ભારતસંહિતાના મધ્યમાં તે શ્રી વ્યાસ ભગવાન્ કેવળ મુમુક્ષુ જનોને માટે, કાર્ય પ્રપંચ સહિત અનાદિ અવિદ્યાની નિવૃત્તિદ્વારા વિદેહ કૈવલ્યરૂપ ફળની પ્રાપ્તિ વાસ્તે, જીવ બ્રહ્મના અભેદને પ્રતિપાદન કરનારી તથા શ્રી કૃષ્ણ ભગવાન્ અને અર્જુનના સંવાદ રૂપ તથા અદ્વૈત રૂપ અમૃતનો વર્ષાદ વરસાવનારી તથા સપ્તશત (સાતસો) શ્લોક રૂપ ગીતા ઉપનિષદ્ નામે બ્રહ્મવિદ્યાની સ્થાપના કરતા હવા.

અજ્ઞાન સહિત સર્વ પ્રપંચના અભાવ રૂપ, તથા સતચિદ્ આનંદ સ્વરૂપ, તથા જીવોથી અભિન્ન, અદ્વિતિય બ્રહ્મરૂપ મોક્ષ જ આ ગીતા રૂપ બ્રહ્મવિદ્યાનું પરમ પ્રયોજન છે. તે અદ્વિતીય બ્રહ્મરૂપ મોક્ષને શાસ્ત્રોને વિષે વિષ્ણુનું પરમ પદ કહ્યું છે. અને તે અદ્વિતીય બ્રહ્મરૂપ મોક્ષની પ્રાપ્તિ વાસ્તે સૃષ્ટિના આદિ કાળને વિષે સર્વજ્ઞ ઇશ્વરે કર્મ, ઉપાસના, અને જ્ઞાન એ ત્રણ કાંડોએ કરીને ઋગાદિ વેદ ઉત્પન્ન કર્યા છે. અને આ અષ્ટાદશ (અરાઢ) અધ્યાય રૂપ ભગવદ્ગીતા પણ ઋગાદિ વેદ રૂપ છે; તેટલા માટે આ ભગવદ્ગીતા પણ છ છ અધ્યાય રૂપ ત્રણ પટકો (છકડા) વડે અનુક્રમ પ્રમાણે કર્મ ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડરૂપ છે. તેમાં છ અધ્યાય રૂપ પ્રથમ પટક વિષે તો કર્મનિષ્ઠા કહી છે, અને છ અધ્યાય રૂપ બીજા પટકમાં તો ભગવદ્ ભક્તિનિષ્ઠા રૂપ ઉપાસના કથન કરી છે. અને છ અધ્યાય રૂપ ત્રીજા પટકમાં તો જ્ઞાનનિષ્ઠા કહેલી છે. તેમાં મધ્યેના પટકમાં રહેલી જે ભગવદ્ ભક્તિનિષ્ઠા છે, તે ભગવદ્ ભક્તિનિષ્ઠા કર્મનિષ્ઠાની પ્રાપ્તિ વિષે તથા જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ વિષે પ્રતિબંધક જે પાપ રૂપ વિઘ્ન છે, તે સર્વ વિઘ્નોને નાશ કરનારી છે, તેથી તે ભગવદ્ ભક્તિ નિષ્ઠા કર્મનિષ્ઠા વિષે તથા જ્ઞાનનિષ્ઠા વિષે એઉને વિષે રહેલી છે. એ કારણથી તે ભગવદ્ ભક્તિનિષ્ઠા કર્મમિશ્રા (કર્મમાં ભળેલી) શુદ્ધ જ્ઞાન મિશ્રા એ ભેદો વડે કરીને ત્રણપ્રકારની છે. માટે આ ગીતાના પ્રથમ પટકાર વિષે રહેલી તે ભગવદ્ ભક્તિનિષ્ઠા કર્મમિશ્રા કહેવાય છે. અને બીજા પટકાર વિષે રહેલી તે ભગવદ્ ભક્તિનિષ્ઠા શુદ્ધા કહેવાય છે. અને ત્રિજા પટક વિષે રહેલી તે ભગવદ્ ભક્તિનિષ્ઠા જ્ઞાનમિશ્રા કહેવાય છે. તેમાં કર્મનિષ્ઠા સાથે ભળેલી ભગવદ્ ભક્તિનિષ્ઠાનું નામ કર્મમિશ્રા છે, અને જ્ઞાનનિષ્ઠા સાથે ભળેલી ભગવદ્ ભક્તિનિષ્ઠાનું નામ જ્ઞાનમિશ્રા છે, અને કેવળ ભગવદ્ ભક્તિનિષ્ઠાનું નામ શુદ્ધા છે.

આ માસિકમાં દરેક વિદ્વાનબંધુને પોતાની વિદ્યાથી ધનિકને પોતાના ધનથી અને બીજી કોઈ પણ અન્ય શક્તિવાળાને પોતાની તે શક્તિ અનુસાર મદદ કરવાની વિનંતિ છે. જે વિદ્વાનબંધુઓ, શાસ્ત્રીઓ, ગ્રેજ્યુએટો, કાવ્ય રસિકો, કવિયો તથા અન્ય લેખકો તથા માસિકોનો તંત્રી સંપાદકો વગેરેને પોતાની વિદ્યાદ્વારા અમને લેખથી મદદ કરવાની ઇચ્છા હોય તેમણે કૃપા કરીને આ પત્રના નિયમો ખાસ ધ્યાનમાં રાખવા કારણ કે દરેક આવા વિષયમાં અમુક નિયમ કરવાજ જોઇએ જેથી કાર્ય નિયમીત રીતે નિયમી શકાય.

---

## લવાજમની પહોંચ.

| | | | | |
|---|---|---|---|---|
| ૭૫૬ | રા. રા | શંકરલાલ બુલાખીદાસ દવે | અમદાવાદ | રૂ. ૧ |
| ૧૭૮ | „ | લલ્લુભાઇ બાપુરામ | આમોદ | |
| ૧૭૯ | „ | મુળજીભાઈ માધવરામ | „ | |
| ૫૭૬ | „ | ગીરધર રામશંકર જાની | અમદાવાદ | |
| ૬૧૧ | „ | રાઘાભાઈ જયશંકર | વાસણા કોળીયા | |
| ૧૫૪ | „ | રા. સા. ગણુપતરામ ગૌરીશંકર શાસ્ત્રી | સુરત | |
| ૧૦૬૫ | રા. રા. | રેવાશંકર ગણપતરામ ભટ્ટ બાળવૈદ્ય | કરાંચી | |
| ૩૩૫ | „ | ઉત્તમરામ વિદ્યારામ | વીરમગામ | |
| ૩૪૫ | „ | ઇશ્વરલાલ નવનીતલાલ પટેલ | મોતા | |
| ૧૦૩૩ | „ | અમૃતલાલ ઉમેદરામ | મુંબાઇ | |
| ૧૭૩ | „ | બુહરે વિદ્યારામ | વઢવાણ કેમ્પ | „ |
| ૪૦૩ | „ | ત્રીભોવન વિઠુલ દવે | ભાવનગર | „ |
| ૧૪૩ | „ | મગનલાલ તાપીશંકર | ભરૂચ | |
| ૩૬૫ | „ | ગીરજાશંકર જેચંકર વજેશંકર દેસાઇ | ભાવનગર | „ |
| ૫ | „ | મગનલાલ નરસીંહરામ ત્રિપાઠી | સરખેજ | „ |
| ૭૩ | „ | મહાશંકર પ્રાણજીવન ત્રિપાઠી | અકે વાળીયા | „ |
| ૧૨૮ | „ | સોમનાથ કુબેર ત્રિપાઠી | સરખેજ | „ |
| ૧૦૬૪ | „ | નારણજી અમરજી આચાર્ય દાક્તર સાહેબ | કરાંચી | „ |
| ૯૯ | „ | બાપુજી જગન્નાથ | અમદાવાદ | „ |
| ૫૯૮ | „ | ગૌરીશંકર માધવજી | ધુર્જ. | „ |
| ૪૧૮ | „ | મોહનલાલ મણીલાલ | „ | |
| ૧૪૯ | „ | દાક્તર સાહેબ પુરષોત્તમ દયાશંકર | દ્વારકા | „ |
| ૭૫ | „ | હરીલાલ પ્રાણજીવન ત્રિપાઠી | પેટલાદ | „ |
| ૩૮૪ | „ | દયારામ અંબારામ ભટ્ટ | ભાવનગર | „ |
| ૪૧૯ | „ | કેશવલાલ મગનલાલ ત્રિવેદી સર્વાધિકારી | શારદામઠ | „ |
| ૯૨૦ | „ | વજેશ્વર ગોવિંદરામ મરાઠે | „ | „ |
| ૫૩ | „ | પ્રાણશંકર દલસુખરામ ત્રવાડી | અમદાવાદ. | |
| ૬૬૭ | „ | ખંડુભાઇ નાગરજી દેસાઇ | વડોદરા. | |

---

રહેલા જે ઐતરેયાદિક અનેક શાખાઓ છે, તે શાખાઓ વિષે એક એક શાખાને પોતાના પૈલ, વૈશંપાયનાદિક શિષ્ય પ્રશિષ્યદ્વારા વધારતા ગયા એ પ્રકારે ઋગાદિ વેદોના પ્રવૃત્ત થવાથી પણ તે વેદોના અર્થ ઘણા સૂક્ષ્મ છે, તથા અત્યંત ગૂઢ છે, તથા અત્યંત દુર્વિજ્ઞેય (દુઃખે કરીને જણાય એવું) છે એટલા માટે તે વેદોના અર્થને જાણવામાં જે અધિકારી પુરુષોની બુદ્ધિ સમર્થ નથી એવા અધિકારી પુરુષ ઉપર અનુગ્રહ કરીને તે શ્રી વેદવ્યાસ ભગવાન્ તે અધીકારીને માટે ધર્માદિક સર્વ પુરુષાર્થની પ્રાપ્તિ કરવાને વાસ્તે તે ધર્માદિક સર્વ પુરુષાર્થના સાધનોને કહેનારી તથા શત સહસ્ર (એક લાખ) શ્લોકવડે યુક્ત એક મહાભારત નામે સંહિતાને રચતા હવા અને જેમ બધા નક્ષત્રોની માળાઓના મધ્યને વિષે ચંદ્રમંડળ રહેલું છે, તે પ્રમાણે તે ભારતસંહિતાના મધ્યમાં તે શ્રી વ્યાસ ભગવાન્ કેવળ મુમુક્ષુ જનોને માટે, કાર્ય પ્રપંચ સહિત અનાદિ અવિદ્યાની નિવૃત્તિદ્વારા વિદેહ કૈવલ્યરૂપ ફળની પ્રાપ્તિ વાસ્તે જીવ બ્રહ્મના અભેદને પ્રતિપાદન કરનારી તથા શ્રી કૃષ્ણ ભગવાન્ અને અર્જુનના સંવાદ રૂપ તથા અદ્વૈત રૂપ અમૃતનો વર્ષાદ વરસાવનારી તથા સપ્તશત (સાતસો) શ્લોક રૂપ ગીતા ઉપનિષદ્ નામે બ્રહ્મવિદ્યાની સ્થાપના કરતા હવા

અજ્ઞાન સહિત સર્વ પ્રપંચના અભાવ રૂપ, તથા સત્ચિદ્ આનંદ સ્વરૂપ, તથા જીવોથી અભિન્ન, અદ્વિતીય બ્રહ્મરૂપ મોક્ષ જ આ ગીતા રૂપ બ્રહ્મવિદ્યાનું પરમ પ્રયોજન છે તે અદ્વિતીય બ્રહ્મરૂપ મોક્ષને શાસ્ત્રોને વિષે વિષ્ણુનું પરમ પદ કહ્યું છે અને તે અદ્વિતીય બ્રહ્મરૂપ મોક્ષની પ્રાપ્તિ વાસ્તે સૃષ્ટિના આદિ કાળને વિષે સર્વજ્ઞ ઈશ્વરે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડોએ કરીને ઋગાદિ વેદ ઉત્પન્ન કર્યા છે અને આ અષ્ટાદશ (અઢાર) અધ્યાયરૂપ ભગવદ્ગીતા પણ ઋગાદિ વેદ રૂપ છે, તેટલા માટે આ ભગવદ્ગીતા પણ છ છ અધ્યાય રૂપ ત્રણ પટકે (ષટ્કો) વડે અનુક્રમ પ્રમાણે કર્મ ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડરૂપ છે તેમાં છ અધ્યાય રૂપ પ્રથમ ષટ્ક વિષે તો કર્મનિષ્ઠા કહી છે, અને છ અધ્યાય રૂપ બીજા ષટ્કમાં તો ભગવદ્ ભક્તિનિષ્ઠા રૂપ ઉપાસના કથન કરી છે અને છ અધ્યાય રૂપ ત્રીજા ષટ્કમાં તો જ્ઞાનનિષ્ઠા કહેલી છે તેમાં મધ્યેના ષટ્કમાં રહેલી જે ભગવદ્ ભક્તિનિષ્ઠા છે, તે ભગવદ્ ભક્તિનિષ્ઠા કર્મનિષ્ઠાની પ્રાપ્તિ વિષે તથા જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ વિષે પ્રતિબંધક જે પાપ રૂપ વિઘ્ન છે, તે સર્વ વિઘ્નોને નાશ કરનારી છે, તેથી તે ભગવદ્ ભક્તિ નિષ્ઠા કર્મનિષ્ઠા વિષે તથા જ્ઞાનનિષ્ઠા વિષે બેઉને વિષે રહેલી છે. એ કારણથી તે ભગવદ્ ભક્તિનિષ્ઠા કર્મમિશ્રા (કર્મમાં ભળેલી) શુદ્ધ જ્ઞાન મિશ્રા એ ભેદો વડે કરીને ત્રણપ્રકારની છે. માટે આ ગીતાના પ્રથમ ષટ્કાર વિષે રહેલી તે ભગવદ્ ભક્તિનિષ્ઠા કર્મમિશ્રા કહેવાય છે અને બીજા ષટ્કાર વિષે રહેલી તે ભગવદ્ ભક્તિનિષ્ઠા શુદ્ધા કહેવાય છે અને ત્રિજા ષટ્ક વિષે રહેલી તે ભગવદ્ ભક્તિનિષ્ઠા જ્ઞાનમિશ્રા કહેવાય છે તેમાં કર્મનિષ્ઠા સાથે મળેલી ભગવદ્ ભક્તિનિષ્ઠાનું નામ કર્મમિશ્રા છે, અને જ્ઞાનનિષ્ઠા સાથે મળેલી ભગવદ્ ભક્તિનિષ્ઠાનું નામ જ્ઞાનમિશ્રા છે અને કેવળ ભગવદ્ ભક્તિનિષ્ઠાનું નામ શુદ્ધા છે

# गुर्जर ब्राह्मण.

संगच्छध्वं संवदध्वं संवो मनांसि जानताम् । समानो मन्त्रस्समितिः स्समानं समानं मनस्सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानी व आकूतिः स्समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થ:—બંધુઓ! એકત્ર થાઓ; વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો તમારાં સમાજનું કર્તવ્ય અને કાર્ય સંપન્ન હો; તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચા સમાન હો, તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન રો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારાં મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો. ઋગ્વેદ.

[illegible] અંક ૫. [ માસિક. ] આશ્વિન સંવત્ ૧૯૬૫

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, સહીવાળા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલુ લખાણુ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી મોકલવા કૃપા કરવી અને આ લખાણુ જો માસિકમા લેવામાં નહીં આવે તો અમે તે પાછું મોકલવા બંધાતા નથી.

૩ માસિકનો આ પાચમો અંક આવેથી લવાજમ મનીઑર્ડરથી મોકલવા વિનંતિ છે જેથી અમારૂં વ્યવહારૂ કામ સરળ થઇ પડે. જે ગ્રાહક અંક વિ. પિ થી મગાવે છે તેમને મોકલવામાં આવે છે. જેમણે ગ્રાહક નજ થવુ હોય તેમણે કૃપા કરીને પત્રથી જણાવવુ અગર પાછું મોકલવું ગ્રાહક થઇ અંકો રાખ્યા પછી લવાજમ ન મોકલવુ અને બ્રાહ્મણના ધર્માદા કાર્યમા નુકસાન પહોંચાડવુ એ ધર્મ કાર્યથી ઉલટુ ગણાય માટે તે ઉપર દરેક બંધુ ધ્યાન આપશો એવી આશા છે. માસિકનું લવાજમ મોકલવામા તેમજ અન્ય સર્વ પત્રવ્યવહારમાં માસિક ઉપર લખાતો નંબર લખવાની કૃપા કરવી જેથી અમને લીસ્ટમાંથી નામ ખોળવામા હરકત નડે નહીં એક બે મહીના વાટ જોતા જેના લવાજમની માસીકમાં પહોંચ ન આવી હોય તેણે લખી જણાવવું.

વ્યવસ્થાપક—ગુર્જર બ્રાહ્મણ ઑફીસ,
સરખેજ—અમદાવાદ પાસે.

# લઘુભારત.

આદ્યાન્ત મહાભારતના આદર્શરૂપ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સ્પષ્ટ સમજાવનારૂં હસ્તામલકવત્ ભારતનો ઇતિહાસ પ્રત્યક્ષ કરનારૂ અને ભારતવાસીઓને અનેક બોધદાયી હોઇ પૂર્વ સ્થિતિનુ ભાન કરાવી ઉન્નતિનો માર્ગ દર્શાવનારૂ છે. પૂર્વાપર કાવ્યરૂપ આવા ગ્રંથની ગુજરાતને મોટી ખોટ હતી તે પૂરવાનો આ પ્રયત્ન છે, જે, તે વાંચેથી પ્રતીત થશે કર્તાથી અને મહાભારતની મહત્તાથી વિદ્વાનો સુવિદિત છે, એટલે વિશેષ જણાવવાની જરૂર નથી, વળી આ ગ્રંથના સુગમતા માટે પાડેલા ભાગમા સમાવેલાં પર્વ તથા પ્રત્યેક ભાગની કીમત નીચે પ્રમાણે જણાવુ છુ:—

૧ ભાગ ૧ લો—આદિસભાપર્વ કી. રૂ. ૨–૦–૦, પો વી. પી સાથે રૂ. ૨–૪–૦
૨ ભાગ ૨ જો—વનપર્વ કી રૂ. ૧–૪–૦. પો. વી પી. સાથે રૂ. ૧ ૭–૦.
૩ ભાગ ૩ જો—વિરાટઉદ્યોગ પર્વ. કી. રૂ ૧–૧૪ ૦, પો. વી. પી. સાથે રૂ. ૨–૨–૦
૪. ભાગ ૪ થો—ભીષ્મ પર્વથી સ્ત્રી પર્વ સુધી પર્વ ૬. કી' રૂ. ૨–૮–૦ પો. વી પી સાથે રૂ ૨–૧૩–૦
૫ ભાગ ૫ મો—શાંતિ પર્વથી સ્વર્ગારોહણ સુધી પર્વ ૭ કી. રૂ. ૧–૮–૦ પો. વી પી સાથે રૂ. ૧–૧૩–૦.

ઉપર પ્રમાણે પાંચ ભાગમા ૧૮ પર્વ છે પાચ ભાગ સામટા મગાવનારને આઠ રૂપિઆમા, અને ઉંચા ધોરણના અભ્યાસીઓ તથા (રૂ. ૧૫) અંદરના મહેતાજીઓને પોણી કીમતમા મળશે, પણ પો. વી પી. ખર્ચ ગ્રાહકે ઇચ્છા હોય તેમણે ચોખે અક્ષરે પોતાનાં નામ ઠામ જણાવવા.

ચાર ભાગ કે. ખા. માં ઇનામ લાઇબ્રેરીઓ માટે મંજુર થયા છે પાચમો ભાગ પ્રસિદ્ધ થયા છે, તે પણ મંજુર થવા આશા છે, કેમકે ભારતનો પગે તત્વાર્થ તેના છે

**અમદાવાદ-રાયપુર** | **(કવિ) ગણપતરામ રાજારામ ભટ્ટ,**
હનુમાનની ખડકી. | પ્રતાપ નાટક આદિના કર્તા.

# गुर्जर ब्राह्मण.


ॐ। सहनाववतु। सहनौभुनक्तु। सहवीर्यं करवावहै। तेजस्विना वधीतमस्तु मा विद्विषावहै ॥

उपनिषद्

य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः उपनिषद्.

અર્થઃ—( તે બ્રહ્મ ) અમારૂં બન્નેનું સાથે રક્ષણ કરો. અમારૂં બન્નેનું સાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારૂં અધ્યયન કરેલું તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ.

ઉપનિષદ્‌માં જે ધર્મ કહ્યા છે તે મારામાં હો. તે મારામાં હો.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ


વર્ષ ૧, અંક ૫. [ માસિક. ] આશ્વિન સંવત્ ૧૯૬૫.


## भागीरथी स्तोत्र.

( वसन्ततिलका. )

भागीरथी ! भव विषे भटकी भमुं छुं,
पुण्योदके पुनित गात्र थवा मथुं छुं;
तारा तरङ्ग तनताप सहू शमावी,
मारा मनोभ मनमांथी दूरे हठावी. १

दे छे प्रति दिन दिले कंइ दिव्य शान्ति,
भागे ज जेथी मम मानस-केरी भ्रान्ति;
कान्ताकटाक्ष कुतरङ्ग हरे न आवे,
तारा तीरे तरल लोभ जरी न फावे. २

क्रोधी कुभाडी कलुषि कुविचार दोष,
अन्योप्रति विषम द्वेष जनित रोष,
सर्वे दिसे गलितगर्व समान नष्ट,
अतर्बहिर् मलिन शुद्ध थता समस्त. ३

आ मद मद सुमामिर सुगधी वाय,
पक्षी समूह सुसरोदथी गान गाय,
ते गान सान भूलवी मनने डुलावे,
ने दिव्य ध्वनीज तणु भान मने करावे ४

ऊगो पणे रवि सुरश्मि सहस्र साथे,
भागीरथी जळ महीं रमता निराते,
ते रम्य बिंब मुज अतर माही पेठु,
ने दिव्य ज्ञान झळकावी प्रकाशी कीधु. ५

हरद्वार.
जेष्ठ शुद ११ सवत् १९६४ } 'ब्रह्मज्योति'.

---

## कहो ते ब्राह्मण शानो ?

સ્નાન અને સધ્યાદિક કર્મો, દયાદ્રષ્ટિ કે દાનો,
અઘાટ વેચાણુ એ સૌ આપ્યા, કહો તે બ્રાહ્મણુ શાનો ? १
ગુરૂવચન કે ગાયત્રીના, કરે નહિ જે ગાનો,
શ્રદ્ધા નહિ સનાતન ઊપર, કહો તે બ્રાહ્મણુ શાનો ? २
કક્કાને જે ફુગી મારે, અનુસ્વાર કે કાનો,
ઓળખાણુ નહિ બ્રહ્મ અક્ષરની, કહો તે બ્રાહ્મણુ શાનો ? ૩
આદર સત્કાર કરે ન કોનો, ન પોષાય મ્હેમાનો,
એકસપેરો રોજ ગ્હે છે, કહો તે બ્રાહ્મણુ શાનો ? ४
હમ્મેશા હોટલે જાયે, બિસ્કુટ પાઉં ક્યાનો,
હોશ ધરીને હાથ ધરે છે, કહો તે બ્રાહ્મણુ શાનો ? ५
અનિષ્ટ કૃત્ય દિસે છે જેના, ધિક્કારે વિદ્વાનો,
તેઓની સોબત જઇને કરશે, કહો તે બ્રાહ્મણુ શાનો ? ६

પત્નીનુ પોષણ કરવાનો, વળી ન કાંઈ ઠાનો;
પિયરમાં રહી પેટ ભરે છે, કહો તે બ્રાહ્મણ શાનો? ૭
ગૌવિક્રય કે કન્યાવિક્રય, ધન લઇ વેચે જહાંનો;
અધર્મ ને અન્યાયનો ચારી, કહો તે બ્રાહ્મણ શાનો? ૮
રંગ પાણી કે ચિરૂટ ફેરો, મેળવિયો પરવાનો;
એમ ધારીને અમલ કરે છે, કહો તે બ્રાહ્મણ શાનો? ૯
વિનય વિવેક વિદ્યા પર પ્રીતિ, ન હોય રૂપિયે આનો;
ભિક્ષા વૃત્તિમાં છે પૂરો, કહો તે બ્રાહ્મણ શાનો? ૧૦
કઠણ વચનથી કહિએ પણ, ન ચઢે પાવૈને પાનો,
ધર્મતણો જે મર્મ ન જાણે, કહો તે બ્રાહ્મણ શાનો! ૧૧
કેવળરામ કહે કર જોડી, મહેર કરીને માનો
માને નહિ તેને કેમ કહિએ, શુધ બ્રાહ્મણ તે શાનો? ૧૨

**કેવળરામ દયારામ બાવળાકર.**

---

# મનુષ્યજીવન.

મનુષ્ય સૃષ્ટિમા એક પ્રાણી છે, અને અન્ય સર્વ જગતનો તે નેતા અને ભોક્તા છે. આ સૃષ્ટિ પહેલાં ક્યારે અને કેમ ઉત્પન્ન થઈ અને તેમાં મનુષ્યો ક્યારે ઉત્પન્ન થયાં આ પ્રશ્ન આપણા વિષય બહારનો હોવાથી આપણે અત્ર તેની ચર્ચા કરીશુ નહિ. આપણે ફક્ત એટલું જ કહીશું કે કર્તાએ સર્વ જગત ઉત્પન્ન કર્યા પછી તે સર્વેનો ભોક્તા અને જ્ઞાતા એવો મનુષ્ય ઉત્પન્ન કર્યો, અને તે પછી આ સૃષ્ટિ મનુષ્યોથી ઉભરાતી ચાલી. આ મનુષ્યો સૃષ્ટિમાં ક્રમે ક્રમે પથરાતાં ચાલ્યાં, અન્ય અન્ય દેશોમાં વસ્યાં અને છેવટે દેશો, પ્રજાઓ અને રાજ્યો સ્થપાયાં.

આ ક્રમ પ્રમાણે મનુષ્ય પ્રાણીનો વિકાસ થયો, અને જેમ જેમ જરૂરીઆતો વધતી ચાલી તેમ તેમ તેવા સાધનો પ્રાપ્ત કરવાના પ્રયાસો આરંભાયા. મનુષ્યની જરૂરીઆતોનો હજુ પણ અંત આવ્યો નથી અને આવે એવો સંભવ પણ જણાતો નથી. થોડાંક વર્ષો ઉપર મનુષ્ય જીવનની જરૂરીઆતો જુદા પ્રકારની હતી. તેમાં કાળ બળે ફેરફાર થયો. જ્યારે મનુષ્યો એક દેશથી બીજે દેશ પગે ચાલીને જતા ત્યારે પણ તેમનું જીવન વ્યતીત થતું, તે પછી ગાડીઓ થઈ, તે પછી અગ્નિના બળથી ચાલતી ગાડીઓ થઈ, અને તેથી પણ મનુષ્યની જરૂરીઆતોનો અંત આવ્યો નહિ. અગ્નિના બળ કરતાં વિદ્યુત્‌નું બળ વધારે છે માટે તે બળથી ચલાવાય તો થોડા સમયમા ઘણે દૂર જઈ શકાય અને આથી પણ વિમાન-દ્વારા અલ્પ સમયમાં તેટલે જ દૂર જઈ શકાય. આવા આવા વિચારોથી મનુષ્યો તેવાં સાધનો મેળવવાને પ્રયાસ કર્યા કરે છે, અને મનુષ્યજીવન સુખમય, આનંદમય બનાવવાને ઘણા પ્રકારના વિચારો, તરંગો અને પ્રયાસો કરે છે.

આવા તરંગો અને આવા પ્રયાસો કંઈ આ યુગમાં જ થાય છે એવું નથી. દરેક પ્રજામાં આવા વિચારો સ્ફુરે છે, અને પ્રયાસો આરંભાય છે તે આપણે ઇતિહાસના નિદર્શનથી જાણી શકીએ છીએ. ત્યારે શું આ પ્રયાસો અને તરંગો મિથ્યા છે? અને તેવા પ્રયાસો શું થવા ન જોઇએ? આ પ્રશ્નોનો વિચાર કરતાં પહેલાં આપણે મનુષ્યજીવન વિષે થોડોક વિચાર કરીએ. આ શબ્દ મનુષ્ય અને જીવન એવા બે શબ્દોનો બનેલો છે પરંતુ આ બે શબ્દો એક બીજાથી જુદા પડે તેમ નથી તેમજ તે શબ્દ કાંઈ પદાર્થ વાચક પણ નથી. જીવન એ મનુષ્યથી જુદું નથી. જીવન વગર મનુષ્ય સંભવે જ નહીં. મનુષ્ય જીવન એ એક ટુંક સમયની સ્થિતિ છે. મનુષ્ય બાળ સ્વરૂપે જન્મે છે, વૃદ્ધિ પામે છે, યુવાવસ્થાને પ્રાપ્ત કરે છે, અનેક વિચારોના ફેરફારોમાંથી પસાર થાય છે, વૃદ્ધ જીર્ણાવસ્થાને પ્રાપ્ત થાય છે અને છેવટે મૃત્યુને વશ થાય છે, આ સર્વે મનુષ્યનું જીવન કહેવાય છે. ત્યારે હવે આ અલ્પ સમયમાં શું કરવું, આ અલ્પ જીવન કેવી રીતે વ્યતીત કરવું કે જેથી આપણું જીવન સફલ થાય તેવા અનેક પ્રશ્નો ઉદ્ભૂત થાય છે.

આ વિષય ઉપર આપણા પ્રાચીન ઋષિ મુનિયોએ અનેક વિચારો કર્યા છે, અને જીવન સફલ કરવાના બે માર્ગ બતાવ્યા છે. ૧ પ્રવૃત્તિમાર્ગ અને ૨ નિવૃત્તિમાર્ગ.

૧. જે મનુષ્યોએ હૃદયની શાન્તિ પ્રાપ્ત કરી નથી, જેમની ઇચ્છાઓ અનેકધા હોય છે અને જેમની વાસ્છનાઓ પ્રતિદિન વધતી જાય છે તેવા મનુષ્યોને માટે ઉત્તમ પ્રકારના સંસ્કાર યુક્ત કર્મો પ્રતિપાદન કરેલાં છે જેમાં એવો પ્રવૃત્તિમાર્ગ બતાવ્યો છે. આ માર્ગમા પ્રવર્તનારા મનુષ્યોને માટે **કર્મયોગ** અને યજ્ઞ એ મહાન્ સાધનો બતાવેલાં છે, અને જે મનુષ્યો શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલાં કર્મો પ્રમાણે શ્રદ્ધાથી ચાલી કર્મપથમાં આરૂઢ થાય છે તે લોકો અંતે ચિત્ત શુદ્ધિ પ્રાપ્ત થતાં જ્ઞાનરૂપી ઉપરામ શાન્તિ પ્રાપ્ત કરે છે.

૨. બીજા જે મનુષ્યો સાંસારિક વાસ્છનાઓથી તૃપ્ત થયેલા છે, અને સંસારનાં સુખો ક્ષણિક અને ઉપાધિ યુક્ત દુ:ખ પ્રતિપાદક જાણે છે તેમને માટે સંસારથી વિરક્ત રહી નિવૃત્તિ માર્ગ બતાવેલો છે. આ માર્ગમાં આરૂઢ થનારા મનુષ્યો ફક્ત વિચારથી જ મનનો અમનીભાવ કરી શકે છે અને તેઓ સંસારમાં વિચરતાં છતાં પણ વિરક્ત જેવા રહી પોતાના આત્માનું કલ્યાણ સાધી મોક્ષ પ્રાપ્ત કરે છે. આપણા દેશમાં નિવૃત્તિમાર્ગનો એવો ઉલટો અર્થ થઈ ગયો છે કે એ માર્ગવાળાએ તો સંસારમાંથી નાશી જવુ, જંગલમાં રહેવું અને રાખ ચોળવી. પરંતુ ગીતા આદિ વેદાંત ગ્રંથોના વિચારકોને સ્પષ્ટ જણાય છે કે આ ભાવના તદન અસત્ય છે. સંસારમાં રહેવુ પણ મનની વૃત્તિ વિરક્ત કરવાની છે અને તે પ્રકારે જ આશ્રમની વ્યવસ્થામાં રહી પોતાનું કલ્યાણ કરવાનુ આ માર્ગમાં બતાવેલુ છે.×

ઉપર પ્રમાણે, આ મનુષ્ય જીવનમાં મોક્ષ પ્રાપ્તિ સાધવાના બે માર્ગ આપણા ધર્મશાસ્ત્રોમાં બતાવેલા છે.

હાલમાં પાશ્ચિમાત્ય પ્રજાઓ મનુષ્ય જીવનના સવાલો ચર્ચવા લાગી છે, અને તેને ઉન્નત અને સુખમય બનાવવાને અનેક પ્રવૃત્તિ માર્ગ પરાયણ પ્રયાસો આદરે છે. આપણા દેશમાં તો હાલ અંધકાર છે. નથી પ્રવૃત્તિ માર્ગ સધાતો કે નથી નિવૃત્તિમાર્ગ સાધવામાં આવતો.

× જુઓ શ્રીમદ્ ભગવદ્ગીતા અ. ૩, ૪.

આટલો વિચાર કરી હવે આપણે આગળ ઉપજાવેલા પ્રશ્નોનો વિચાર કરીએ. આ પ્રવૃત્તિ માર્ગના તરંગો વિચારો અને પ્રયાસો થવા યોગ્ય છે કે નહિ? વસ્તુતઃ તો આ તરંગો અને પ્રયાસો મિથ્યા જ છે. ઇચ્છાઓ ગમે એટલી સિદ્ધ થતી હોય છતાં પણ અંતે દુઃખ રૂપ જ છે એમાં કાંઈ પણ સંશય નથી. જ્યાં સુધી ઇચ્છાઓનો ક્ષય થયો નથી ત્યાં સુધી મનુષ્યના હૃદયમાં કોઈ પણ પ્રકારની શાન્તિ વસવાની નથી; અને જ્યારે શાન્તિનો વાસો થશે ત્યારે મિથ્યા સંકલ્પો ઉઠવાનો સંભવ પણ રહેવાનો નથી. ત્યારે જો આ તરંગો અને પ્રયાસો મિથ્યા છે તો તે શું કામ થવા જોઇએ? આ પ્રશ્નનો ઉત્તર આપણે આપણા પ્રવૃત્તિ માર્ગના વિવેચનમા ચર્ચી દીધો છે. જ્યાં સુધી મનુષ્યનું હૃદય સંકલ્પ વિકલ્પોથી મુક્ત થયું નથી હોતું ત્યાં સુધી તે ચંચલ મનને સ્થિર કરવાને માટે ઉત્તમ અને શુદ્ધ સંકલ્પોના આંદોલનમાં યોજવું જ જોઇએ. અને જ્યારે આવા શુદ્ધ સંકલ્પોથી અનેક દુઃખ વેઠી પર કલ્યાણ કરશે ત્યારે જ તે શાન્ત થઈ શકશે, અને જ્યાં સુધી મન શાન્ત નહિ થાય ત્યા- સુધી શાન્તિ અને સુખની પ્રાપ્તિ થવાની નથી. આ કારણને લીધે આવા મનુષ્યોના તરંગો અને પ્રયાસો એ હાનિકર્તા નથી પણ જરૂરીયાતવાળા હોઈ કલ્યાણકર્તા જ છે. ફક્ત એટલુ જ જોવું જોઇએ કે આ મન સદા શુદ્ધ અને પરકલ્યાણના જ સંકલ્પો કરે છે, પણ અન્ય પ્રાણીઓને દુ ખ થાય તથા પોતાને તેથી મિથ્યા દેખીતુ સુખ થાય એવા સંકલ્પો તથા પ્રયાસો કરે નહિ

ઉપર પ્રમાણે મનુષ્યજીવન સફલ થવાને બન્ને માર્ગની જરૂર છે. અને તેનો વિચાર કરીને જ આપણા ઋષિઓએ વર્ણ અને આશ્રમની વ્યવસ્થા કરી છે. મનુષ્યજીવનના ચાર વિભાગ પાડી, દરેક વિભાગમાં કરવાનાં કર્મો મુકરર કર્યા છે. આ યોજના અતિ ઉત્તમ છે એમ કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો પણ હાલમાં કહે છે. આ વ્યવસ્થા અનુસાર આર્ય સંતાનને ઉપનયન સંસ્કાર પછી બાર કે સોળ વર્ષ સુધી વેદાધ્યયન સર્વ વિદ્યાઓનુ જ્ઞાન પ્રાપ્ત કરવા સારૂ કરવાનું કહ્યુ છે, અને આ ઉત્તમ રીતે થઈ શકે માટે ઉત્તમ ગુરૂને ત્યા રહેવાનું અને બ્રહ્મચર્યવ્રત પાળવાનુ બતાવેલુ છે. આટલા વર્ષ આ વ્રતમાં રહી જો અધ્યયન કરે તો તેને કોઈ પણ કઠિન વિદ્યા અપ્રાપ્ત ન રહે પરંતુ આ આશ્રમ હાલમા આપણા દેશમા તો બહુધા લુપ્ત થયેલો જ જણાય છે.

આ પછીના આશ્રમમાં દ્રવ્યોપાર્જન અને પ્રજોત્પત્તિ અને તેની સાથે બીજાં નિત્ય નૈમિત્તિક અનેક કર્મો કરવાનાં પ્રતિપાદન કરેલા છે. આ ગૃહસ્થાશ્રમ બીજા સર્વે આશ્રમોનુ આશ્રયસ્થાન હોવાથી ઉત્કૃષ્ટ ગણવામાં આવ્યો છે.+ આ આશ્રમની વ્યવસ્થા દેશમાં ભાગી

---

\+ सर्वेषामपि चैतेषा वेदस्मृति विधानत. ।
गृहस्थ उच्यते श्रेष्ठः स त्री नेतान् बिभर्त्तिहि ॥

અર્થ·—આ બધા ( આશ્રમો ) માં વેદ અને સ્મૃતિમાં કહ્યા પ્રમાણે વર્તતો ગૃહસ્થ શ્રેષ્ઠ ગણાય છે, કારણ કે તે બીજા ત્રણેને આશ્રય આપે છે.

તૂટી સ્થિતિમાં પણ સજીવન રહેલી જણાય છે; જો કે તે આશ્રમ પણ ઘણાં દુઃખોથી ભરેલો હાલમાં થઈ પડયો છે અને પ્રતિદિન વધારે દુઃખોથી ગ્રંથિત થતો જાય છે.

આ પછીનો ત્રીજો વાનપ્રસ્થઃ આશ્રમ તો હાલમાં રહ્યો જ નથી. અને ચતુર્થ સંન્યાસ આશ્રમનું જોર વધતું જણાય છે. સંન્યાસીઓની સંખ્યા હાલમાં વધતી જણાય છે, પરંતુ તેમાંના ઘણા કર્મભ્રષ્ટ હોય છે, અને ગૃહસ્થો ઉપર બોજારૂપ જ છે. દેશમાં સાધુ, ખાખી, બાવાઓ અને સંન્યાસીઓ ઘણા પડયા છે, પણ આમાંના ઘણા ખરા તો નામધારી જ હોય છે. જો આમાં ઘણાક મનુષ્યો જીવનનો ઉચ્ચ ઉદ્દેશ સમજે અને પોતાનું જીવન પરોપકાર પરાયણ કરે તો દેશનાં ઘણાં સાર્વજનિક કામોમાં ઘણી જ સહાય્ય મળે. પરંતુ આ કામ ભગીરથ પ્રયત્ન જેવું છે, અને તે કરવાને કોઈ ઉત્સુક પણ જણાતા નથી. મનુષ્યજીવન વિષે આટલો વિચાર કરી હવે આપણે જરા બીજી બાજુએ દૃષ્ટિ ફેરવીએ. આ દુનિયામાં ઘણા પ્રકારનાં મનુષ્યો મળી આવે છે. આ સંસારને એક વિદ્વાને એક સુંદર બગીચાની ઉપમા આપી છે. અને જેમ એક બગીચામાં ઘાસ, પાન, પુષ્પો ફળો અને કાંટાવાળાં વૃક્ષો હોય છે તેમ તે જ વિદ્વાન કહે છે કે, આ સંસાર રૂપી ઉદ્યાનમાં પણ કેટલાક લોકો ઘાસ અને પાદડાં જેવા હોય છે. જેઓ પોતે કોઇને સુવાસ પણ નથી આપતા તેમ જ કોઇને દુઃખ દઈ તેનુ લોહી પણ નથી ચૂસતા. કેટલાક વળી કાંટાવાળાં વૃક્ષો જેવા હોય છે. આ પ્રકારના મનુષ્યો પોતાના મિથ્યા સુખને માટે કે કિંવા વિના કારણ જ અન્યનું લોહી જ ચૂસવામાં પોતાનું જીવન વ્યતીત કરે છે, ત્યારે કેટલાક મનુષ્યો પુષ્પો અને ફળો જેવા અન્યને સુખ અને આહ્લાદ જ આપનારા હોય છે. તેવા પોતાના સહવાસમાં આવનાર દરેક મનુષ્યને લાભ જ આપે છે. પણ આવા મનુષ્યોને પુષ્પો તથા ફળોની પેઠે અન્યના કલ્યાણ અર્થે પોતાનો ભોગ આપવો પડે છે. પોતાના સુખનો મહાન્ યજ્ઞ કરવો પડે છે. આવી વિવિધ રીતે મનુષ્યો પોતાનુ જીવન વ્યતીત કરે છે. ત્યારે હવે આપણે આપણા બ્રાહ્મણ સમાજ તરફ જોઇએ. આપણો સમાજ એ પહેલા બધાં પુષ્પો અને ફળો સમાન જીવન ગાળનાના મહાન્ પુરૂષોનો બનેલો હતો, અને તેમના જીવનથી સર્વે મનુષ્યોને સુખ પ્રાપ્ત થતું, અને અન્યના સુખ અર્થે તેઓ પોતાનાં મિથ્યા સુખનો યજ્ઞ કરતા. પ્રિય બ્રાહ્મણ બંધુઓ ! હાલમાં કોઈ આવા આપણામાંથી થાય એવો સંભવ છે? પોતાનો યજ્ઞ કરી અનેક સાંસારિક વાસનાઓનો ત્યાગ કરી જગતના કલ્યાણ અર્થે પોતાનુ જીવન અર્પણ કરે એવા બ્રહ્મચારીઓ, ગૃહસ્થો, સન્યાસીયો આપણા સમાજમાં જણાય છે? અથવા જણાય એવો સંભવ છે ખરો ? ।

हरि ॐ शुभं भवतु । कल्याण मस्तु ।

ધર્મપથ પ્રવાસી.

# હરિદ્વારઋષિકુળઆશ્રમ.

હરિદ્વાર એ આર્યાવર્તનું પુરાણુ તીર્થ સ્થળ છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના પ્રિય ભક્ત ઉદ્ધવજીને યાદવાસ્થળી થયા પછી આ સ્થળમાં રહી બ્રહ્મચિંતન કરવાનું કહ્યું હતું. પુરાણોમાં આ તીર્થ માયાપુરીને નામે પ્રખ્યાત છે અને તે મોક્ષદાયિની સાત પુરીમાં ગણાય છે. આ સ્થળથી ઇશ્વિર પરાયણ ધ્યાનમાં લીન થવાને યોગ્ય સ્થળ હિમાલયમાં જવાય છે. આ સ્થળ પંજાબના એક ખૂણામાં અને હિમાલયની તળેટીમાં આવેલું છે. ત્યાં દર વર્ષે યાત્રાળુઓનાં ટોળેટોળાં જાય છે, અને પતિતપાવની ગંગા માતામાં સ્નાન કરી પોતાને કૃતકૃત્ય માને છે. ઇશ્વિરે પણ આ સ્થળ સુંદર અને રમણીય બનાવવાને પોતાની અદ્દભૂત શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કર્યો હોય એમ જણાય છે. હિમાલયમાંથી પવિત્ર ગંગા ગંગોત્રીમાંથી નીકળી કૂદતી કૂદતી ઉપરથી આવી આ સ્થળે મેદાનમાં પથરાય છે. એક બાજુ ભવ્ય હિમાલયનાં શિખરો અને શૃંગો દેદિપ્યમાન થઈ રહે છે, આકાશ નિર્મળ ધવળ જણાય છે અને અનેક વૃક્ષો તથા વેલીયો યુક્ત હિમગિરિમાંથી સ્વચ્છ શ્વેત જળયુક્ત ખળખળ કરતી ગંગા ઉપરથી નીચે વહે છે. આવું રમણીય સ્થળ જોઈ નિરીશ્વરવાદીના અંતરમાં પણ અનેક ચમત્કૃતિઓ થયા વગર રહે નહિ. તે સ્થળમાં અમે પણ ગયા વર્ષના વૈશાખ માસમાં ગયા હતા. આપણા ગુજરાતના લોકો કાશીની યાત્રાએ ઘણા જાય છે. પરંતુ આ સ્થળમાં અમે ગુજરાતના લોકો દીઠા નહિ. ફક્ત એક કાઠીયાવાડી કુટુંબ અમારી દૃષ્ટિએ પડયું હતું. સ્ટેશનપરથી ઉતરી શહેર બે ત્રણ માઈલ દૂર હોવાથી અમે ભાડુતી ગાડીઓ કરી શહેરમાં ગયા. ત્યાં પહોંચ્યા પછી ભાડે મકાન શોધવા માંડ્યાં, પરંતુ તરતમાં જ ત્યાં દશમીનો મેળો ભરાવાનો હોવાથી માણસ દીઠ રોજનો રૂપીયો દરેક સ્થળે ભાડું પડતું માલુમ પડયું; આથી અમે ધર્મશાળાની શોધ કરવા માંડી. સુરજમલ મારવાડીની ધર્મશાળાઓ હિંદુસ્તાનમાં ભાગ્યે જ કોઈ યાત્રાના સ્થળમાં નહિ હોય. આ શેઠની ધર્મશાળામાં દરેક પ્રકારની સગવડ હોય છે, અને તેમણે લાખો રૂપિયા ધર્મશાળા બંધાવવામાં ખર્ચ્યા હશે એમ જણાય છે. હરિદ્વારમાં પણ આ શેઠની એક ગંજાવર ધર્મશાળા છે. પરંતુ અમે તપાસ કરી તે વખતે ધર્મશાળામાં જગ્યા નહિ હોવાથી અમે વિલાસપુરના મહારાજાની ધર્મશાળામાં ઉતારો કર્યો. આ ધર્મશાળા પાંચ માળની ગંજાવર બાંધવામાં આવી છે. તેની અગાસી ઉપરથી હિમાલયનો તથા ગંગાજીનો દેખાવ ઘણો જ ભવ્ય અને સુંદર લાગે છે. સ્નાન દર્શન આદિ તીર્થયાત્રાની ક્રિયા પૂર્ણ થયા પછી અમે શહેરનું નિરીક્ષણ કરવા માંડયું. હરની પેડી નામના બાંધેલા ઘાટ ઉપર સાયંકાળે બહુ આનંદ જનક દેખાવ થાય છે. આજુબાજુ આવેલાં મંદિરોમાં આરતીના ઘટાનાદ અને જયઘોષ થતા હોય છે, ત્યારે ગંગાના કાંઠા ઉપર કેટલાક સંધ્યા કરતા, કેટલાક ગપાટા મારતા અને કેટલાક ભીખ માગતા આમ તેમ બેઠા હોય છે કે ફરતા હોય છે. કોઈ બાજુ ઉપર કથા ચાલતી હોય છે, જ્યાં ભાવિક ભક્તો બેસી હરિકીર્તન શ્રવણ કરે છે, ત્યારે બીજા કેટલાક ચાલતાં વ્યાખ્યાનો સાંભળવામાં ગુંથાય છે. અમે પણ એક પંડિત વ્યાખ્યાન કરતા હતા ત્યાં ગયા, અને ત્યાં એક હિંદીમાં છાપેલી પત્રિકા મળી જેમાં હરિદ્વાર ઋષિકુળ આશ્રમના વાર્ષિક મહોત્સવની જાહેરખબર હતી. આ જાહેરખબર વાંચ્યા પછી બીજે દિવસે સાંજે ચાર વાગે અમે આ આશ્રમની મુલાકાત લેવા અને તેના વાર્ષિક સમારંભના આનંદમાં ભાગ લેવા નીકળ્યા. સ્થળ કેટલું દૂર છે તેની

પુછપરછ કરવા માંડી, અને કેટલેક દૂર ગયા પછી, હજુ વધારે દૂર છે એમ માલુમ પડતાં એક ભાડુતી ગાડી કરી આશ્રમમાં પહોંચ્યા. રસ્તા ઉપર બન્ને બાજુએ વાવટા ટાંગી દીધા હતા અને સમારંભનો આનંદ પેસતાં જ અમે અનુભવવા માંડયો. થોડા સમય પછી ભજન શરૂ થયાં. અને તે પછી પંડિતજવાલાપ્રસાદમિશ્રનું બ્રહ્મચર્ય ઉપર વ્યાખ્યાન શરૂ થયુ. વ્યાખ્યાન થઈ રહ્યા પછી ત્યાં ફંડનાં નાણાં ભરાવા લાગ્યાં અને થોડા સમયમાં તો રૂપૈયાના બે ત્રણ નહાના નહાના ઢગલા થઈ ગયા. આ પ્રસંગ ચાલતો હતો એટલામાં કાંઈક અંદર અંદર તકરાર ચાલતી હોય એમ જણાયું અને પંડિત ગંગાપ્રસાદમિશ્ર એકદમ ઉભા થઈ પોતાનો કાંઈ પણ વાંક નથી એમ પ્રતિપાદન કરવા મંડી ગયા. આ પછી મંડળના સેક્રેટરીએ ઉભા થઈ બન્ને બાજુના પંડિતોને શાંત કરી પાછું કામ આગળ ચાલતું કર્યું અને થોડીવાર વળી ભજન થયા પછી એક આશ્રમના બ્રહ્મચારીએ સંસ્કૃતમાં સુંદર વ્યાખ્યાન કર્યું. આ પછી થોડા સમયમાં સમારંભનુ તે દિવસનુ કામ સંપૂર્ણ થયું અને સભા વિસર્જન થઈ. બીજે દિવસે મેળો ભરાવાનો હોવાથી સ્ટેશનપર ભીડ ઉપર ભીડ થવા માંડી અને હરિદ્વારમાં જ્યાં જોઇએ ત્યાં યાત્રાળુઓની હદ જામેલી માલુમ પડે. અમારી ધર્મશાળામાં પણ ઉભા રહેવાનો માગ પણ મળે નહીં એટલી ભીડ થઈ ગઈ. અને ગંગાના કિનારા ઉપર તેમજ રસ્તામાં પણ યાત્રાળુઓએ પોતાના બિછાનાં પાથરી દીધાં હતાં. ઘાટ ઉપર તો માગજ ન મળે, અને ગંગામાં સ્નાનની તડામાર ચાલી રહી. આટલી બધી ભીડ છતાં કયાંય પણ આપણે અહીંઆં જોવામાં આવે છે એવી તકરાર કે લઢાઈ જણાઈ નહિ. પંજાબ આખું જાણે ઉલટી ન આવ્યું હોય એવું જણાતું હતું. યાત્રાળુઓની મોટી સંખ્યા નિર્ધન જણાતી હતી. પરન્તુ તેમનાં હૃદયમાં શ્રદ્ધા અને ભક્તિનો ઉત્તમ વાસો જણાતો હતો. ગંગાસ્નાન માટે જ તેઓ આવેલાં જણાતાં હતાં, અને સ્નાન કરી રોટલી શાક વેચાતાં લઈ ખાઈ ખાઇને રસ્તે પડતાં હતાં. ત્રણ દિવસ સુધી આવી જ ભીડ ચાલુ રહી. અને લાખો મનુષ્યોએ તેટલા અરસામાં ગંગામાં સ્નાન કરી ઈશ્વર સ્તવન કર્યું હશે. આ જોયાથી અમને પંજાબી લોક શાંત અને ધાર્મિક જણાયા, અને નહાનાં નહાનાં બાળકો લઇને આવેલી સ્ત્રીઓની ગંગામૈયા ઉપરની ભક્તિ જોઈ અમે ચકિત થઈ ગયા. સાયકાળે આમાની ઘણી સ્ત્રીઓ પંજાબી તથા હિંદી ભાષામાં મધુર, કોમળ અને ધીમા સ્વરથી ભજન ગાતી હતી, અને આ ભજનની ધુન ઘણી રાત્રિ જતાં સુધી કાયમ રહેતી હતી. તેમનામાં આપણા જેવો કોઈ પ્રકારનો વટાળ માલુમ પડતો નહોતો. એક ચૂલા ઉપર વારા ફરતી રોટલા કરી જતા અને ખાઈ લેતા અને કેટલાક તો શાક રોટલા પણ દુકાનેથી લઇને જ ખાઈ લેતા. ગંગા માતાના જળથી થયેલી રસોઈ તેઓ પાક ગણતા અને કેટલાક તો અમારે ચૂલે પણ રસોઈ થતી હોય ત્યારે "અમને પણ રોટલા ઘડવાદ્યો" એવી માગણી કરતા આવતા હતા. ત્રણ દિવસમાં પાછું હરિદ્વાર ખાલી થઈ ગયું અને બે ત્રણ દિવસ પછી અમે પણ આ મુક્તિપુરીને પ્રણામ કરી રૂખસત લીધી. આવા પવિત્ર સ્થળમાં શહેરથી બે ત્રણ માઈલ દૂર જ્યાં શહેરના લોકોનો પરિચય પણ ન હોય એવા સ્થળમાં શ્રીસનાતનધર્મમહામંડળ તરફથી ગંગા નદીના કિનારા ઉપર હરિદ્વારઋષિકુળઆશ્રમ ઉઘાડવામાં આવ્યો છે. આ આશ્રમમાં ઉપનયન સંસ્કાર કરેલાં બ્રાહ્મણબાળકોને રાખવામાં આવે છે અને તેમની પાસે આપણા ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે બ્રહ્મચર્ય આશ્રમના ધર્મ પળાવવામાં આવે છે. અમે આ આશ્રમની મુલાકાત લીધી તે વખતે ત્યાં બત્રીસ બ્રહ્મચારીઓ હતા. તેમના અંગ ઉપર

એક પીળું કૌપિન, હાથમાં એક દંડ તથા કમંડળ અને પગમાં લાકડાની પાદુકાઓ હતી. તેમને વેદાધ્યયન કરાવવામાં આવે છે. આ આશ્રમના ધારા ઘણા સખત છે અને ત્યાં વિદ્યાર્થીને રાખતા પહેલાં તેનાં વાલી પાસેથી સખત કબૂલાતો કરાવવામાં આવે છે.

આશ્રમને માટે મકાન વિશાળ અને સુંદર છે. મ્હોટાં વિશાળ ખેતરોમાં મકાનો બાંધવામાં આવ્યાં છે અને એક ખેતરમાં અગ્નિકુંડ રાખવામાં આવ્યો છે, જ્યાં બ્રહ્મચારીઓ હમેશાં પ્રાતર્ અને સાયંહોમ કરે છે. મકાન, સ્થળ વગેરેની વ્યવસ્થા બહુ જ ઉત્તમ છે, પરંતુ કાર્યની વ્યવસ્થામાં કાંઈક બરોબર વ્યવસ્થા ચાલતી હોય એવું અમને જણાયું નહિ. પંડિતો અંદર અંદર લડતા હોય એમ જણાયું, અને મતભેદ પડે તો બહુ મતે કામ ન કરતાં એક બીજામાં ખેંચાખેંચ કરી કામ બગાડે એવી સ્થિતિ આપણા બ્રાહ્મણોની સર્વ સ્થળે જોવામાં આવે છે તેવી અહીંઆં પણ અમને માલૂમ પડી હતી.

આ સ્થળમાં આ આશ્રમ શિવાય આર્ય સમાજ તરફથી ગુરુકુળઆશ્રમ પણ કાઢવામાં આવ્યો છે. આ આશ્રમ પણ ગંગાના કિનારા ઉપર છે, અને ત્યાં વિદ્યાર્થિઓ ઘણા જથામાં છે. તેમ જ ત્યાં આત્મભોગ આપી કાર્ય કરનારાની પણ ખોટ નથી તેમ ધન પણ ત્યાં જરૂરીઆત પ્રમાણે મળતું રહે છે. આ આશ્રમની વ્યવસ્થા ઘણી સારી ચાલે છે. અને ત્યાંનો શિક્ષણક્રમ પણ હાલના જમાનાને અનુકૂળ રાખવામાં આવ્યો છે. આ આશ્રમની મુલાકાત અમારાથી સમય ન હોવાથી લેવાઈ નહોતી માટે તે સંબંધે અમે આથી વિશેષ હકીકત આ લેખમાં આપી શકતા નથી.

આવો એક આશ્રમ આપણા ગુજરાતમાં નર્મદાને કિનારે કે બીજે કોઈ સ્થળે થાય અને તે શિક્ષણ સંબંધમાં પણ આધુનિક સ્થિતિને અનુકૂળ અને સુવ્યવસ્થિત થાય તો આપણા સમાજને કેટલો બધો લાભ થાય. આવા આશ્રમોમાં આપણા દેશના લોકો પોતાનાં સંતાનોને મોકલવામાં પણ ઘણો જ આંચકો ખાય છે એ ખરેખર ઘણું જ શોચનીય છે. આવો કાંઈક પ્રયાસ આપણે અહીંઆં પણ વહેલો મોડો થશે એવી આશા રાખી અમે ઈશ્વરની પ્રાર્થના કરીએ છીએ કે, એ કાર્ય સત્વર થાઓ! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ!

**રામશંકર હરજીવન ત્રિપાઠી.**

# બ્રાહ્મણોત્કર્ષ.

( સંવાદ રૂપે. )

( અનુસન્ધાન પૃ૪ ૫૩ થી. )

પત્ની—ધન્ય છે તે સમયને અને તે સમયના બ્રાહ્મણોને કે તેઓ કેવા ભાગ્યશાળી અને પરાક્રમી હશે.

પતિ—તે સમયના બ્રાહ્મણો અને તેમની સ્ત્રીઓ દીર્ઘાયુ, બળવાન્, તેજસ્વી, વિદ્વાન્, સત્યવાદી, શિલવ્રત પાળનારાં, ધર્મી અને પરાક્રમી હતાં કે જેઓ પોતાનાં નામો કરી ગયાં છે.

પત્ની—તેમાંના થોડાં નામો જાણવાની મને ઇચ્છા છે; કેમકે મહા પુરૂષોના શુભ ગુણો અને ચરિત્રોનું જ્ઞાન મેળવતાં આપણે તેનુ અનુકરણ કરવામાં સમર્થ થઇએ છીએ.

પતિ—વિશ્વામિત્ર, વ્યાસ, શુકદેવ, વામદેવ, દુર્વાસા, પરશુરામ, નારદ, વસિષ્ટ, યમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, દધીચિ, કશ્યપ, અશ્વત્થામા, શુક્રાચાર્ય, દ્રોણાચાર્ય, માર્કંડેય, સનત્કુમારો, યાજ્ઞવલ્ક્ય, દેવલ, મંડનમિશ્ર, અગસ્ત્ય વગેરે અનેક પુરૂષો બ્રાહ્મણોમાં પરાક્રમી, સદ્ગુણી, પરોપકારી વિદ્વાન્ અને જ્ઞાની થઈ ગયા છે.

પત્ની—હે પતિ! બ્રાહ્મણ પુરૂષો એવા પરાક્રમી થઈ ગયા તેવી જ તેમની સ્ત્રીઓ હશે કે શી રીતે ?

પતિ—તેમની સ્ત્રીઓ પણ મહાસતિઓ, પતિસેવામાં, તપમા અને વિદ્યા, નીતિ અને ધર્મમાં કુશળ થઈ ગઈ છે.

પત્ની—તે મહાસતિઓનાં નામ કહેવા કૃપા કરો.

પતિ—સાંભળ; અરૂંધતી, અહલ્યા, અનસૂયા, સરસ્વતી, સાવિત્રી, ગાર્ગી, રેણુકા, મૈત્રેયી, દેવહુતિ, કાત્યાયની, ઇલા, સતીનર્મદા વગેરે અનેક ઋષિપત્નિઓ મહા તેજસ્વી, પતિવ્રતા અને સંસાર વ્યવહાર અને ધર્મમાં કુશળ હતી.

પત્ની—આર્ય લોકો ઉત્તમ સ્થિતિમાં હતા ત્યારે બ્રાહ્મણોમા વધૂવરના લક્ષણો તથા ઉમર જોઈ વિવાહ કરતા તેમ અન્ય વર્ણમાં લગ્ન થતાં કે શી રીતે ?

પતિ—ક્ષત્રિયકન્યા પુખ્ત ઉમરે સ્વયંવરમાં પોતાને યોગ્ય લાગે તેવા વરને વરતી, અને વૈશ્ય તથા શુદ્રમાં મોટી ઉંમર થાય ત્યારે જ વધૂવરનાં લગ્ન થતાં, તેથી ભરતખંડમાં ચારે વર્ણનાં માણસો સુખ શાન્તિ ભોગવતાં. તેઓ બળ, બુદ્ધિ અને પરાક્રમવાળાં હતાં.

પત્ની—માતા પિતા દ્રવ્યના લોભથી કે લ્હાવો લેવા વગેરે બીજી લાલચમાં પડી પોતાની કુમળી વયની કન્યાઓનાં બાળલગ્ન તથા કજોડાં કરે છે, તેથી કન્યાઓને અનેક પ્રકારનાં સંકટો સોસવાં પડે છે, તે જોઈ મારૂ હૃદય કંપે છે; તે પ્રમાણે હાલમાં બીજી સ્ત્રીઓને થતું હશે કે નહિ ?

પતિ—ઘણી ખરી સ્ત્રીઓ તો હાલમાં અજ્ઞાન દશામાં છે, અને ભણીને જે વિચાર કરવા વાળી થઈ, તેમાંની કેટલીક સ્ત્રી જાતીની ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે, પણ એટલી જુજ સંખ્યાથી શું બની શકે ?

પત્ની—હે સ્વામિનાથ ! એવી વિદ્વાન્, વિવેકી, કુલીન, શુભ ગુણ સંપન્ન બાઇઓ હાલમાં એકઠી મળીને સ્ત્રીજાતીના કલ્યાણને માટે કંઈ વિચાર કરે છે ?

પતિ—હા મુંબઈ, અમદાવાદ વગેરે સ્થળે એવાં સ્ત્રીમંડળો મળીને સ્ત્રીઓના હિતના વિચારો કરે છે. અને સંવત્ ૧૯૦૨ માં સૌ. સાવિત્રી બાઈના પ્રમુખપણામાં એક સ્ત્રીમંડળ મળ્યું હતું, અને તેમાં કન્યાવિક્રય વગેરે બાબતો પર માણેકબાઈ વગેરે સજ્જન મંડળે પોતાના વિચારો જણાવ્યા હતા.

પત્ની—એ વિચારો આપ મને જણાવવાની કૃપા કરો.

પતિ—સાંભળ. માણેકબાઈ બોલ્યાં કે સદ્ગુણી બહેનો આજનો વિષય શરૂ કરતાં આપ સર્વને નિવેદન કરવાનું કે "કન્યાવિક્રય" એટલે દીકરીના દામ લેવાનો જે પાપી ચાલ આપણી આર્ય કોમની કેટલીક પવિત્ર જ્ઞાતિઓમાં દાખલ થયો છે, તે ઘણો દુઃખદાયક છે. તેના પરિણામે આપણે અને આપણી પ્રજાને કેટલા સંકટો ભોગવવાં પડે છે, તે ચાલ દૂર કરી આપણી પુત્રીઓ અને નિર્દોષ બાળાઓનો સંસાર શાથી સુધરે એ વિષય આપ સર્વના જાણવામાં હશે, તથાપિ તેને અંગે અને ...ઇક કહીશ.

## કન્યાવિક્રયની શરૂઆત.

આ શરૂઆત આશરે બસો વરસ થયાં થએલી જણાવવામાં આવે છે કેટલીક જ્ઞાતિ અને કુટુંબો કન્યાવિક્રયના પાપી ચાલથી મુક્ત હશે.

પણ સામટી રીતે જોઈશું તો ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓના મોટા શહેરોમાં અને સુધરેલા સ્થળોમાં પણ એ ઘોર પાપે પ્રવેશ કર્યો છે. તેની કર્મકથા જ્યાં ત્યાં આપણા સાંભળવામાં આવે છે. જેમ ફરિયાદ વગર અપરાધની તપાસ થતી નથી, તેમ આવા કાળાં કર્મો અરસપરસની સમજુતી અને જ્ઞાતિઅગ્રેસરના અખાડાથી પસાર થાય છે એટલું જ નહિ, પણ તે વિષે ઘટતો પ્રતિબંધ ન હોવાથી કન્યાવિક્રય જેવા ગુનાહને રૂઢિ રૂપે ચલાવી લેવામાં આવે છે. એ આર્ય જેવી ઉત્તમ અને ભક્તિમાન પ્રજા માટે શું બેઇજ્જતિ નથી?

કહે છે કે ચરોતરમાં કોઇએ દીકરી દેઈ પૈસા કઢાવ્યાથી તે વાત સરકારમાં ગઈ, અને સરકારે બંદોબસ્ત કરાવ્યો હતો, પણ જે લોકોના મન દૃઢ નહિ તેને સરકાર શું કરે? અને શાસ્ત્રો પણ શું કરે? કારણ કે, જ્યારે સરકારે વચ્ચે પડી કાયદો બાંધ્યો ત્યારે લોકો છાના પૈસા લેવા લાગ્યા. માટે ભાષણોરૂપી ઉપદેશની આવા કુચાલ બંધ કરવાને માટે ઘણી જરૂર છે. સ્ત્રીસમાજમાં જો આ વિષયની ચર્ચા ચાલુ રહેશે તો એ સુધારો થતા વાર લાગશે નહિ, કેમકે સ્ત્રીઓનાં દીલ ઘણાં નરમ અને ધર્મ ચુસ્ત હોય છે.

દીકરીના દામ લેવા પારસી, મુસલમાન અને અંગ્રેજો પણ હરામ ગણે છે, અને તેઓ દીકરીના ઘરનું અન્ન જળ કે એક પાઈની વસ્તુને સ્પર્શ સુદ્ધા કરતા નથી. પણ હાલના આપણા આર્યો નરાધમ બની ઈશ્વરનો પણ ડર રાખતા નથી અને "બિચાડિના રૂવાડા" કહી ધર્માત્માનો બહારથી ડોળ ઘાલી, હજારો રૂપિયા છુપી રીતે જે લે એ થોડું પાપ છે?

વર સાઠ સિત્તેર વર્ષની વયનો હોય, આજે નહિ તો કાલે મરી જવાની અણી ઉપર હોય, તેમ છતાં ગભરૂ બાળકોને તેની સાથે પરણાવી દેવામાં આવે છે, એ શું બાળકીઓ ઉપર ઓછો જુલમ ગુજરે છે? આપણે અન્ય કોમો પાસેથી પોષાક, રીતભાત, ખાનપાન અને મોજશોખના કેટલાક ગુણો લીધા, કે જે બરાબર રીતે કહીએ તો ગુણ નહિ પણ દુર્ગુણ છે, પરંતુ આ દુષ્ટ રિવાજમાં કોઈ જાતનો સુધારો ન કર્યો.

ઘણી બાબતમાં આપણે શાસ્ત્રના આધારને વળગીએ છીએ, પણ કહો વારૂ કયા શાસ્ત્રમાં દીકરીના દોકડા લેવા જણાવેલું છે ? એવું કોઈ બતાવશો કે દીકરીના પૈસા લેઈ પોતાનો જ સ્વાર્થ જોવો ? શાસ્ત્રમાં તો આવાં ધન લોભી મનુષ્યને અધમ કહી માતા પિતાના દરજ્જા પરથી ઉતારી કસાઈની ઉપમા આપી છે; અને એ પ્રમાણે વેચાતી આણેલી કન્યા ધર્મપત્ની ગણાય નહિ, એમ પણ જણાવ્યું છે. માટે કુમળી કળીને હાથે કરી કુવામાં ઉતારતાં ઈશ્વરનો ડર રાખવો જોઈએ. શાસ્ત્ર તો કહે છે કેઃ—

ज्ञातिभ्यो द्राविणंदत्वा कन्या यथैव शक्तितः

कन्या प्रदानं स्वाच्छं यादासुरो धर्म उच्यते ॥

સારાંશ—જે જ્ઞાતિલા ઈચ્છાનુસાર દ્રવ્ય લેઈ બીજાને દીકરી દે તે કન્યાવિક્રય અને આસુરી વિવાહ કહેવાય છે.

મનુ મહારાજ આવા વિવાહનો નિષેધ કરતાં કહે છે કે—

क्रयक्रिया च या कन्या पत्नी सा न विधियते ॥

એટલે જે પૈસા આપી વેચાતી લીધી છે, તે વિધિપૂર્વક સ્ત્રી જ ગણાતી નથી.

आददीत न शूद्रोऽपिशुल्कं दुहितरं ददन ।

शुल्कंहि गृह्णन् कुरुते छन्नं दुहितृं विक्रयम् ॥

અર્થાત્—શૂદ્રે પણ દીકરીને પરણાવી ધન ન લેવું જોઈએ.

## સગપણમાં ઉંડી સ્વાર્થ વૃત્તિ.

દીકરી દેઈ રોકડા દામ લેવા એમાં જ કન્યાવિક્રય કર્યો એમ કંઈ નથી; પણ આંધળા થઈ ધનવાન જોઈ દીકરી દેવી અને મનમાં એવી ઇચ્છા રાખવી કે " સારાં પંકાતાં સગાં છે" તો કોઈ વખતે કામ આવશે; એ શું કન્યાદાન કહેવાય ? જ્યાં ઉંડી સ્વાર્થ વૃત્તિ છે, ત્યાં કન્યાનુ ખરૂં સુખ શું ? અને તેનો જન્મારો કેમ સુધરે, એ વિષય પર પૂરતું ધ્યાન અપાતું નથી. દીકરી પહેરતી ઓઢતી થાય, લુગડે દાગીને સુખી થાય, આપણાં કુટુંબીઓનો આગળ પાછળ સમાસ થાય કે આપણા વેપાર ધંધાને મદદ મળે, એવી ઇચ્છા એ પણ ઉંડી સ્વાર્થ વૃત્તિ છે, એક તરેહની લાલચ છે; મધલાળ છે, લોભ છે અને તેથી ઘણી વાર ભૂલ થવાનો સંભવ રહે છે. પણ હાથે કરી નાણાં ગણી લેઈ જે દીકરી દે તે તો શાની તપાસ કરે? વરનાં વય, ગુણ, વિદ્યા, આચરણ, ઉદ્યોગ ઇત્યાદિ શું તે તપાસી શકે? આથી અનીતિ વધે છે, અને તેનો ભોગ, બિચારી બાળ કન્યા જ થઈ પડે છે; પણ જ્યારે એ બાળા સ્ત્રીરૂપ ઉમરમાં આવે છે, અને સારૂં નરસું સમજવાની શક્તિ ધરાવે છે, ત્યારે પોતાનાં માબાપને કસાઈથી પણ વધારે કઠોર લાગણીનાં માની સર્વે પાપનુ મૂળ તેમને જ ગણે છે.

(અપૂર્ણ.)

# વિવિધ વર્તમાન.

**શ્રીભારતધર્મ મહામંડળ.**

આ મહામંડળ સનાતન ધર્માવલંબી ભારતવાસી વિદ્વાન પંડિતો અને સુજ્ઞ સજ્જનોના પ્રયાસથી સ્થપાયું છે, અને તેનું કામ દેશમાં ધાર્મિક જીવન સજીવન કરવું એ છે. કેટલાંક વર્ષથી સ્થપાયલું આ મંડળ દેશમાં ધાર્મિક વિચાર ફેલાવવામાં તથા બીજું પણ અન્ય ઘણી યોજનાઓ કરવામાં પ્રયત્ન શીલ રહે છે. આ મંડળને સ્થપાયે લગભગ સાતેક વર્ષ થયાં છે. અને તેના ઉદ્દેશ સંબંધમાં તેના કાર્યવાહકો જણાવે છે કે "ભારતધર્મમંડળના તરફથી એક **મહા વિદ્યાલય** પ્રથમ કાશીમાં સ્થાપન કરવામાં આવશે તથા એક **ઉપદેશકશાલા** સ્થાપન કરવામાં આવશે; તે પછી જે પ્રમાણે હરિદ્વારમાં **ઋષિકુલબ્રહ્મચારી આશ્રમ** સ્થાપન થયું છે, તે પ્રમાણે દરેક પ્રાન્તમાં **બ્રહ્મચર્યાશ્રમ તથા અનાથાલય** ખોલવામાં આવશે; એવાં સત્કાર્યો કરીને ભારતધર્મમહામંડળ ભારતવાસિઓમા ઐક્ય તથા પરસ્પરમાં પ્રેમ વધારીને ભારતનો ઉદ્ધાર કરવા ચાહે છે."

ઉપરોક્ત હેતુપૂર્વક આ મંડળ દેશમાં ધર્મકાર્ય કર્યા કરે છે; અને હાલમાં તેમના તરફથી આ મંડળની એક શાખા મુંબઈમાં ખોલવામાં આવી છે, અને તેનું નામ શ્રી મહારાષ્ટ્ર ગુર્જર ધર્મ મંડળ રાખવામાં આવ્યું છે. આ મંડળ પહેલા ભારતવર્ષમાં તે મંડળ તરફથી પાંચ પ્રાન્તમાં મંડળો સ્થપાઈ ચૂક્યાં છે. પંજાબમાં શ્રીપંજાબધર્મમંડળ, બંગાળામાં શ્રીબંગધર્મમંડળ, રાજસ્થાનમાં શ્રીરાજસ્થાનધર્મમંડળ, બ્રહ્માવર્ત પ્રદેશમાં શ્રી બ્રહ્માવર્તધર્મમંડળ અને દરભંગામાં શ્રીજનકધર્મમંડળ. આ મંડળોની સ્થાપના લાહોર, કલકત્તા, અજમેર, દરભંગા અને મથુરાં શહેરમા થઈ ગઈ છે. ઉપરની દરેક શાખાઓ તરફથી પોતપોતાના પ્રાન્તનાં ધર્મમંડળો સ્થાપવાની તથા આશ્રમો અનાથાલયો અને પાઠશાળાઓ વગેરે ખોલવાની યોજનાઓ ચાલી રહી છે. આપણા પ્રાન્ત માટે જે મંડળ સ્થાપવામાં આવ્યું છે, તેનું કાર્યાલય મુંબાઈમાં ચૈત્ર શુકલ, ૧૦ મીને શુભ દિવસે ૭૭-૭૯ એપોલો સ્ટ્રીટમાં ખોલવામાં આવ્યું છે, જે સ્થળેથી તે મંડળ સંબંધી દરેક પ્રકારની માહીતી મળી શકશે. આ કાર્યાલયના કર્ત્તા તરિકે એક વિદ્વાન બ્રાહ્મણની યોજના થઈ છે, અને તેમના તરફથી એક સનાતન ધર્મ । એ નામનુ માસિક પત્ર પણ કાઢવામાં આવે છે. આ માસિક પત્ર તે મંડળની સાથે સંબંધ ધરાવનારા દરેકને વિના મુલ્યે આપવામાં આવે છે. આ સભાના સાધારણ સભ્ય પાસેથી દર વર્ષે રૂ. ૧) લેવામાં આવે છે, અને તેવા સભાસદો આપણા પ્રાન્તમાં લગભગ દોઢ હજાર થઈ ચૂક્યા છે. આ મંડળ તરફથી થોડા સમયમાં મુંબઈમાં "શ્રીમહામંડળબ્રહ્મચારીઆશ્રમ" નામનો આશ્રમ ખોલવામાં આવશે. તેને માટે જોઈતી સગવડ પણ થઈ ગઈ છે અને તેની યોજના પણ ઘડાઈ ગઈ છે. શુભ મુહૂર્ત જોઈ આ કાર્યનો આરંભ થશે. આ આશ્રમ જેવી યોજનાવાળું એક વિદ્યાલય વડોદરામાં શ્રી ગંગનાથ ભારતીય સર્વ વિદ્યાલય નામનું સ્થાપિત થયું છે. તેના સ્થાપન કર્ત્તા ધર્મોત્સાહી શ્રીમાન્ પંડિત કેશવ ગણેશ દેશ પાંડે બી. એ. મહાશય છે. તેઓ આ મહા મંડળની શાખા

સભાના મંત્રી છે. આ વિદ્યાલયનું કામ ઘણા ઉત્સાહથી ચાલે છે, અને તેને ભારત ધર્મ મંડળ તરફથી પુરતી મદદ મળવી જોઇએ.

**શ્રી મોતાળા બ્રાહ્મણની હકીકત.**

આ જ્ઞાતિના બ્રાહ્મણોની વસ્તી ફક્ત સુરત જીલ્લામાં જ છે. તેમની સંજ્ઞા મોતા નામના સુરતથી સોળ માઇલ દૂર આવેલા ગામડા ઉપરથી પડેલી છે. મોતા સિવાય ફક્ત બીજાં બે જ મરસ અને ઓલપાડ નામનાં ગામમા તેમની જ્ઞાતિ મળી આવે છે. આ બે ગામ પણ સુરત જીલ્લામાં જ આવેલાં છે. એમ કહેવાય છે કે રામચંદ્રજીના વખતમાં આ બ્રાહ્મણોને હનુમાનજી કોલ્હાપુરમાંથી ગુજરાતમાં લાવ્યા હતા; અને એમ માલૂમ પડે છે કે, મોતાળા, જાંબુ અને કાવી બ્રાહ્મણો મૂળ એક જ જ્ઞાતિના હશે, અને તેઓ એક જ વખતે દક્ષિણમાંથી ગુજરાતમા આવી વસેલા હશે. જાંબુ બ્રાહ્મણો અને મોતાળા બ્રાહ્મણો વચ્ચે આજથી સો વર્ષ ઉપર કન્યા વ્યવહાર ચાલતો હતો. આ સંબંધમાં વૃદ્ધ લોકો એવી વાતો કહે છે કે, આજથી સો વર્ષ ઉપર મરસમા એક મોતાળા બ્રાહ્મણની સ્ત્રીનુ નામ જાંબુડી હતુ અને તે જાંબુ બ્રાહ્મણની પુત્રી હશે તેથી જ તેનુ એ નામ પડેલુ હશે. આ ઉપરથી જણાય છે કે બ્રાહ્મણોમા ભાણા વ્યવહાર અને કન્યા વ્યવહાર અમુક કારણોથી સમય જતાં બંધ પડેલો હશે. પરંતુ મૂળમા તો આવો વ્યવહાર ચાલતો જ હશે.

આ બ્રાહ્મણો દક્ષિણમાથી જ આવ્યા હશે એવું તેમના કેટલાક લગ્ન પ્રસંગના દક્ષિણના બ્રાહ્મણોને મળતા રિવાજો ઉપરથી જણાય છે તેમ જ જાંબુ બ્રાહ્મણોમા અને મોતાળામાં આ રિવાજો સરખા જ માલૂમ પડે છે. વળી આ બ્રાહ્મણોની કુળદેવી પણ કોલ્હાપુર મહાલક્ષ્મી દેવી છે. આ બ્રાહ્મણો મુસલમાન રાજાઓના વખતમાં દક્ષિણ માથી ગુજરાતમાં આવી વસ્યા હશે, એવુ અનુમાન ઘણા વિદ્વાનો કરે છે. તેઓની ઉત્પત્તિ વિષે એવી દંતકથા ચાલે છે કે લંકામાં રાવણનો નાશ કરીને રામચંદ્રજી નાશિક પાસે પંચવટીમાં આવ્યા, નાશિકથી તેઓ ગુજરાતમાં થઇને પેંડ ગયા; ત્યાંથી સરસ પાસે તેમણે સિદ્ધનાથ મહાદેવની સ્થાપના કરી. અહીંઆં એક રાક્ષસ રહેતો હતો તેનો રામચંદ્રજીએ નાશ કર્યો; જ્યા આ રાક્ષસનુ શિર પડ્યુ તે સ્થળનુ નામ મરસ પડ્યું અને જે સ્થાનમાં તેનુ ઉર પડ્યું તેનુ નામ ઉરપાટણ પડ્યું જેને હાલ ઓરપાડ કહેવામાં આવે છે, અને જ્યાં એના હાથ પડ્યા તે સ્થાનને હાથીસ કહેવામાં આવ્યું. આ બ્રહ્મરાક્ષસ હોવાથી તેણે રામચંદ્રજીને હેરાન કરવા માંડ્યા. આથી રામચંદ્રજીએ બ્રાહ્મણોને બોલાવ્યા તેમણે તેમને આ પ્રદેશથી દૂર જવાનુ કહ્યુ. આથી તે દૂર ગયા એટલે બ્રહ્મરાક્ષસથી તેઓ મુક્ત થયા. આ સ્થળે તેમણે યજ્ઞ કર્યો અને તેમાં જોઇતા બ્રાહ્મણો હનુમાનજી કોલ્હાપુરથી આવ્યા. આ સ્થળનુ નામ તેમણે મુક્તિપુરી પાડ્યું, તેનું હાલ મોતા એવું અપભ્રંશ નામ થઈ ગયું. આ જ્ઞાતિના બ્રાહ્મણો ગુજરાતના બીજા બ્રાહ્મણો કરતાં વિદ્યા વગેરેમા શ્રેષ્ઠતા ભોગવે છે. તેઓના પુરોહિતો વિદ્વાન હોય છે. તેમનામાંના કેટલાક સરકારની માનપાત્રવાળી નોકરી કરે છે, અને કેટલાક મુંબાઇમાં વહેપારીઓની પેઢીઓમાં સરાફી વગેરેનો ધંધો કરે છે.

વાલમ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિનો મેળાવડો વાલમ મુકામે મળ્યો હતો તે પ્રસંગે થયેલ કામકાજનું દિગ્દર્શન કરતાં અમને અતિ આનંદ થાય છે. આમ સ્થળે સ્થળે આવી રીતે બ્રાહ્મણ સમાજ મળતા રહે છે એજ ઉન્નતિનું ચિહ્ન છે. તે પ્રસંગે બ્રાહ્મણ વિચારોત્તેજક મંડળ સ્થાપવામાં આવ્યું હતું, આ પ્રસંગે શ્રીયુત્ ગિરજાશંકર નિરભેંયરામે ઉક્ત જ્ઞાતિમાં તેમની પ્રાચીન સમયની ઉચ્ચસ્થિતિ અને હાલની અધોગતિ એ વિષય ઉપર અસરકારક ભાષણ આપ્યું હતું તથા શ્રીયુત્ ડાહ્યાભાઈ મયારામે જ્ઞાતિને સારો ઉપદેશ આપ્યો હતો. આ મંડળનો ઉદ્દેશ તપોધન બ્રાહ્મણોને અને બને તો અન્ય બ્રાહ્મણોને ધાર્મિક અને વ્યાવહારિક કેળવણી આપવાનો છે. ઉક્ત મંડળ સ્થાપન થયા પછી એક વાલમ તપોધન બ્રાહ્મણોની વેદશાળા સ્થાપન કરવામાં આવી છે અને તેના નિભાવ માટે એક ફંડ ખોલવામાં આવ્યું છે. તે પ્રસંગે વાલમ ગામના કૃષ્ણમંદિરમાં એક સભા મળી હતી ને ત્યાં શ્રીયુત્ ગિરજાશંકર નિરભેંરામે "અમારી અધોગતિ" ઉપર અસરકારક ભાષણ કર્યું હતું. તેમણે પ્રાચીન સમયના બ્રાહ્મણોની અને આધુનિક સમયના બ્રાહ્મણોની સરખામણી કરીને બતાવ્યું હતું કે, આગળના બ્રાહ્મણો પોતે વિદ્યાવિનોદમાં પોતાનો કાળ નિર્ગમન કરતા ત્યારે આજ વિદ્યાના અભાવને લીધે લોકોને ઠગવામાં ને ઈર્ષ્યા કરવામાં પોતાનો સમય ઘણાઓ નિર્ગમન કરે છે, વગેરે મતલબનું વિદ્યાના અભાવથી બ્રાહ્મણોની પડતીનું કારણ બતાવ્યું હતું. જે કારણ ખરૂં જ છે. છેવટે પ્રમુખે ધાર્મિક તથા વ્યાવહારિક કેળવણી માટેના વાલમ તપોધન બ્રાહ્મણોના પ્રયાસ માટે અભિનંદન આપ્યું હતું ને પંડિત રેવાશંકરે ટેકો આપતાં જણાવ્યું કે કેવળ વેદ ભણવા તેજ મુખ્ય કર્તવ્ય છે એમ ન જાણતાં તે પ્રમાણે આચારવિચાર સુધારવા એજ મનુષ્ય જન્મનું કર્તવ્ય છે. આ રીતે સભાનું કામ નિર્વિઘ્ને સમાપ્ત થયું હતું.

**વાલમ તપોધન બ્રાહ્મણ વિચારોત્તેજક મંડળ.**

---

## શ્રીમદ્ ભગવદ્ગીતા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૬૪ થી. )

એ પ્રકારે આ ભગવદ્ગીતા ઋગાદિ વેદોની પેઠે ત્રણ કાંડ રૂપ છે.

આ ગીતાના પ્રથમ ષટ્કારરૂપ કર્મકાંડ વિષે કર્મોના તથા તે કર્મોના ત્યાગના નિરૂપણ રૂપ માર્ગે કરીને અનેક પ્રકારની યુક્તિવડે ત્વં ( જીવ ) પદના અર્થરૂપ કુટસ્થ ( નિર્વિકાર આત્મા ) શુદ્ધ આત્માનું નિરૂપણ કર્યું છે. અને બીજા ષટ્કારરૂપ ઉપાસના કાંડ વિષે ભગવદ્ભક્તિ નિષ્ઠાના વર્ણનરૂપ માર્ગવડે તત્ ( પરમાત્મા ) પદાર્થરૂપ પરમાત્મા દેવનું નિરૂપણ કર્યું છે. અને ત્રીજા ષટ્કાર રૂપ જ્ઞાનકાંડ વિષે તે શોધેલ तत्त्वं ( તે તું ) પદાર્થનું અભેદરૂપે મહાવાક્યનો અર્થ નિરૂપણ કર્યો છે.

એ પ્રકારે ત્રણ ષટ્કારરૂપ ત્રણ કાંડોનો પરસ્પર સબંધ સભવે છે. અને પૂર્વ પૂર્વ અધ્યાયોના અર્થનો ઉત્તર ઉત્તર અધ્યાયના અર્થો સાથે જે જે પ્રકારનો સંબંધ સભવે છે તે તે સંબંધ તે તે અધ્યાયના નિરૂપણ કાળ વિષે કહેવાશે.

આ વિશ્વમા અસંખ્ય ‘જન્તુઓ’ ભર્યા છે, પણ તે સવમા ‘નર’ નો એટલે મનુષ્યનો જન્મ એ દુર્લભ છે જન્તુઓ તો માત્ર જન્મે છે અને મરે છે, પણ ‘નર’ મનુષ્ય પોતાના આત્માને ઉદ્દિષ્ટ સ્થાન તરફ વિવેક બુદ્ધિ અને દૃઢતા પુરઃસર દોરી શકે છે નીતિમા રાખી–ચલાવી શકે છે વળી ‘નર’ એટલે જે મનુષ્ય જાતિ તેમા સ્ત્રી કરતા પુરુષ વર્ગમા જન્મ પામવો એ અધિક ભાગ્યનું ફળ છે ઉત્પન્ન થએલી ભાવનાઓને સંગ્રહવાનુ અને પોષવાનુ કામ સ્ત્રી વર્ગનુ છે, પણ નવીન ભાવનાઓ શોધી કાઢવાનુ કામ બહુધા પુરુષ વર્ગનુ જ છે પણ પુરુષવર્ગમા પણ સર્વને આ કામને માટે જોઇતો અવકાશ હોતો નથી જે વર્ગને જનસમાજે આ કામ ખાસ કરીને સોપ્યુ છે અને સામાજિક વ્યવસ્થા દ્વારા જોઇતી ફુરસદ પણ આપી છે એ વર્ગમા અર્થાત્ બુદ્ધિશાળી ‘વિપ્ર’ વર્ગમા જન્મ મેળવવો એ સવિશેષ ભાગ્ય છે વળી ‘વિપ્ર’ પણ દરેક ધર્મમા હોય છે પણ વૈદિક ધર્મના વિપ્ર હોવુ એ તો આપણા બ્રાહ્મણોનુ જ સદ્ભાગ્ય છે બ્રાહ્મણોમા પણ બ્રાહ્મબધુ (માત્ર બ્રાહ્મણ કુળમા જન્મેલા એટલુ જ) ઘણા હોય છે બ્રાહ્મણ કોઈ વિદ્વાન હોવુ એ જ ખાસ ભાગ્યની વાત છે વળી એ વિદ્વત્તા પણ અનેક વિષયોની બની શકે છે પણ વિદ્વાન હોઈ આત્મ–અનાત્મનો વિવેક કરવો વિવેક કરી સારો અનુભવ–બ્રહ્માનુભવ–પ્રાપ્ત કરવો બ્રહ્મરૂપે સારી રીતે સ્થિત થવુ, અલ્પતા મમતાજન્ય સંકોચરૂપી સંસારમાથી મુક્તિ મેળવી, એ તો સેંકડો જન્મકોટિના સુકૃતનુ ફળ છે એમ સમજવુ

કેટલાક પ્રશ્ન કરે કે આ વિદ્યાથી શો લાભ? આખુ હિન્દુસ્થાન આજ પર્યન્ત આ મૃગતૃષ્ણિકા પાછળ દોડી દોડીને નષ્ટ થઈ ગયુ તથાપિ હજી એની એ ચર્ચા ચાલે છે। આનો ઉત્તર કે બ્રહ્મ વિદ્યાએ તો હિન્દુસ્થાનને અનેક સંકટોમાથી તાર્યું છે, અનેક પરાક્રમોને જન્મ આપ્યો છે જ્યા સુધી એનો સૂર્ય દેદીપ્યમાન રહ્યો ત્યા સુધી જ એની ચડતી હતી અને આજ પણ એની મૃતવત્ દશામા પણ કાંઈ ચૈતન્ય ચળવળતુ હોય તો એ એ બ્રહ્મવિદ્યાનો જ પ્રભાવ છે ‘બ્રહ્મવિદ્યા’ એટલે આજકાલ ઘણા ખરા શાસ્ત્રી સંન્યાસીઓમા કે યુનિવર્સિટીના તાર્કિકોમા જે એ નામે ઓળખાતુ કાંઈક આપણે જોઈએ છીએ એ નહિ પણ જે પ્રાચીન મહર્ષિઓમા હતુ અને જેણે સમસ્ત હિન્દુસ્થાનમા આર્યભાવના વિસ્તારી, જે બુદ્ધદેવમા હતુ અને જેણે અશોકના સામ્રાજ્યને જન્મ આપ્યો, જેણે શંકર ભગવાનમા પ્રકટ થઈ, રામાનુજ રામાનન્દ, કબીર, નાનક રામદાસ તુકારામ આદિમા ઉતરી એક તરફ શીખપ્રજાને અને બીજી તરફ મહારાષ્ટ્રની પ્રજાને ઐક્ય આપી જીવન આપી, ઉત્થાન આપ્યુ એ અલૌકિક સત્ત્વનુ નામ જ ‘બ્રહ્મવિદ્યા’ છે

‘વસન્ત ફાલ્ગુન સંવત્ ૧૯૫૮ વર્ષ ૧ અંક ૨.’

---

ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ—અમદાવાદ.

REGISTERED No B. 891

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रः समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानी व आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद

ભાવાર્થ:—મનુષ્યો! એકત્ર થાઓ વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો. તમારા સમાજનું વર્તન અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો. તમારી ગુપ્ત કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એક થાઓ. તમારાં મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો. ઋગ્વેદ

વર્ષ ૨, અંક ૬. [ માસિક. ] કાર્તિક સંવત ૧૯૬૬.

તંત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી, સરખેજ

પૃષ્ઠ

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, સહીવાળા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલું લખાણ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી મોકલવા કૃપા કરવી. અને આ લખાણ જો માસિકમાં લેવામાં નહીં આવે તો અમે તે પાછું મોકલવા બંધાતા નથી.

૩ માસિકનો આ છઠ્ઠો અંક આવેથી લવાજમ મનીઓર્ડરથી મોકલવા વિનંતિ છે. જેથી અમારૂં વ્યવહાર કામ સરળ થઇ પડે. જે ગ્રાહક અંક વિ. પિ. થી મંગાવે છે તેમને મોકલવામાં આવે છે. જેમણે ગ્રાહક નજ થવું હોય તેમણે કૃપા કરીને પત્રથી જણાવવું. અગર પાછું મોકલવું ગ્રાહક થઈ અંકો રાખ્યા પછી લવાજમ ન મોકલવું, અને બ્રાહ્મણના ધર્માદા કાર્યમાં નુકસાન પહોંચાડવું એ ધર્મ કાર્યથી ઉલટું ગણાય માટે તે ઉપર દરેક બંધુ ધ્યાન આપશે એવી આશા છે. માસિકનું લવાજમ મોકલવામાં તેમજ અન્ય સર્વે પત્રવ્યવહારમાં માસિક ઉપર લખાતો નંબર લખવાની કૃપા કરવી જેથી અમને લીસ્ટમાંથી નામ ખોળવામાં હરકત નડે નહીં. એક બે મહીના વાટ જોતાં જેના લવાજમની માસીકમાં પહોંચ ન આવી હોય તેણે લખી જણાવવું.

વ્યવસ્થાપક—ગુર્જર બ્રાહ્મણ ઑફીસ,
સરખેજ—અમદાવાદ પાસે.

---

# લઘુભારત.

આભારત મહાભારતના આદર્શરૂપ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સ્પષ્ટ સમજાવનારૂં, હસ્તામલકવત્ ભારતનો ઇતિહાસ પ્રત્યક્ષ કરનારૂં અને ભારતવાસીઓને અનેક બોધદાયી હોઇ પૂર્વ સ્થિતિનું ભાન કરાવી ઉન્નતિનો માર્ગ દર્શાવનારૂં છે. પૂર્વાપર કાવ્યરૂપ આવા ગ્રંથની ગુજરાતને મોટી ખોટ હતી તે પૂરવાનો આ પ્રયત્ન છે; જે, તે વાંચેથી પ્રતીત થશે. કર્તાથી અને મહાભારતની મહત્તાથી વિદ્વાનો સુવિદિત છે, એટલે વિશેષ જણાવવાની જરૂર નથી. માટે આ ગ્રંથના સુગમતા માટે પાડેલા ભાગમાં સમાવેલાં પર્વ તથા પ્રત્યેક ભાગની કીમત નીચે પ્રમાણે જણાવું છું:—

૧. **ભાગ ૧ લો:**—આદિસભાપર્વ. કી. રૂ. ૨-૦-૦, પો. વી. પી. સાથે રૂ. ૨-૪-૦.
૨. **ભાગ ૨ જો:**—વનપર્વ. કી. રૂ. ૧-૪-૦, પો. વી. પી. સાથે રૂ. ૧-૭-૦.
૩. **ભાગ ૩ જો:**—વિરાટઉદ્યોગ પર્વ. કી. રૂ. ૧-૧૪-૦, પો. વી. પી. સાથે રૂ. ૨-૨-૦.
૪. **ભાગ ૪ થો:**—ભીષ્મ પર્વથી સ્ત્રી પર્વ સુધી પર્વ ૬. કી. રૂ. ૨-૮-૦ પો. વી. પી. સાથે રૂ. ૨-૧૩-૦.
૫. **ભાગ ૫ મો:**—શાંતિ પર્વથી સ્વર્ગારોહણ સુધી પર્વ ૭. કી. રૂ. ૧-૯-૦ પો. વી. પી. સાથે રૂ. ૧-૧૩-૦.

ઉપર પ્રમાણે પાંચ ભાગમાં ૧૮ પર્વ છે. પાંચ ભાગ સામટા મંગાવનારને આઠ રૂપિઆમાં, અને ઊંચાં ધોરણના અભ્યાસીઓ તથા રૂ. ૧૫) અંદરના મહેતાજીઓને ઓછી કીમતમાં મળશે; પણ પો. વી. પી. જાદું ગણાશે. ઇચ્છા હોય તેમણે ચોખે અક્ષરે પોતાનાં નામ ઠામ જણાવવાં.

ચાર ભાગ કે. ખા. માં ઇનામ લાઇબ્રેરીઓ માટે મંજુર થયા છે. પાંચમો હાલ પ્રસિદ્ધ થાય છે, તે પણ મંજુર થવા આશા છે; કેમકે ભારતનો ખરો તત્વાર્થ તેમાં છે.

**અમદાવાદ-રાયપુર** | **(કવિ) ગણપતરામ રાજારામ ભટ્ટ,**
હનુમાનની ખડકી. | પ્રતાપ નાટક આદિના કર્તા.

# ગુર્જર બ્રાહ્મણ.

ॐ। सहनाववतु। सहनौभुनक्तु। सहवीर्यं करवावहै। तेजस्विना वधीतमस्तु मावििद्विषावहै ॥

उपनिषद्

य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥

ॐ शान्ति शान्ति शान्ति उपनिषद्.

અર્થ:—( તે બ્રહ્મ ) અમારૂં બન્નેનુ સાથે રક્ષણ કરો અમારૂં બન્નેનું સાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સપાદન કરીએ. અમારૂ અધ્યયન કરેલુ તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ

ઉપનિષદ્મા જે ધર્મ કહ્યા છે તે મારામાં હો તે મારામા હો.

ॐ शान्ति शान्ति शान्ति

વર્ષ ૧, અંક ૬. [ માસિક. ] કાર્તિક સંવત્ ૧૯૬૬.

## ઈશ્વરપ્રાર્થના.

### દોહરો.

ઉન્નતિ ભારતવર્ષની કરવા જગદાધાર,
ભૂદેવો ભારતતણા સત્વર હવે સુધાર. ૧

### હરિગીત છંદ.

જે ધાર ક્ષત્રિયવર્ગને દેનાર ભારતમા હતા,
જે વૈસ્યને વ્યાપાર માર્ગ બતાવનારા પણ હતા,
જે શૂદ્રને સેવાદિ ધર્મનું જ્ઞાન દેનારા હતા,
ભૂદેવ એવા આજ રે રે દૃષ્ટિએ નથિ આવતા! ૨

આથી અધોગતિ હે પ્રભો! આ દેશની અહિં છે થઈ,
વાલી બધી લોકો તણી સાચે જ છે ઊડી ગઈ,

ચળકાટ જે જોવાય છે તે રીઝવાનો નહીં,
છે દીપ હોલાવા સમય જેવોજ રે રે એ અહીં! ૩

શ્રુતિ સ્મૃતિ તણા ગ્રંથો રચી સદ્ધર્મ દાખી જેમણે,
પ્રકટી પુરાણો જ્ઞાન આપ્યું'તું પ્રજાને એમણે;
રાજા પ્રજાના પૂજ્ય થઈ ગુરુપદ ધરીને તેમણે,
ઉન્નત કર્યો'તો દેશ આર્યાવર્ત અહિંયા એમણે. ૪

નેતા[૧] હતા નૃપના પ્રવીણસુ નીતિદર્શક બ્રાહ્મણો,
શીખાડનાગ યુદ્ધકેરિ કળા સહીને શ્રમ ઘણો,
શુભરાજનીતિ સુધર્મ નૃપના સ્નેહથી નૃપને અહીં,
શીખાડતા દ્વિજશ્રેષ્ઠ, ઉન્નતિ દેશની થાવા સહી. ૫

રે! તેમની માઠી દશા વિપરીત અહિં એવી થઈ,
મેરૂ બને જ્યમ કાકરો ખેરૂ થઈ વિખરઇ જઈ;
તેથી જ અવનતિ થઇ ખરે, ભૂદેવતત્ત્વ જતે અરે!
ક્યાથી જ ઉન્નતિ હોય, જ્યા નિર્માલ્ય તે નજરે તરે!! ૬

અગ્રેસરો જેઓ હતા, વંશજ અરે તેના ખરે,
પામ્યા અધમતા આજ નિજનો ધર્મ વિસર્યાથી અરે!
નમતા નૃપો સામા જઈ વંશજ અરે તેઓતણા,
દાસત્વ શૂદ્રતણું કરે છે, દામણા થઇને ઘણા. ૭

કોની તમા નવ રાખતા, તેના તનુજ લોભે વહી,
મોભે મુકી નિજ ધર્મ, હાથ ધરેછ સહુ આગળ સહી;
માનાર્થમાં "મહારાજ" કહેવાતા તનુજ તેઓતણા–
કહેવાય છે મહારાજ મસ્કરીમા પડી હલકા ઘણા. ૮

પૂર્વજતણી વિસરી મહત્તા, રે! ખતા ખાતે છતે,
માની મહત્તા ભીખમાં, દોડે છે દ્વિજ ઉર હર્ષતે!
વર્ણન કરૂ વિસ્તારિશુ વિપ્રો તણી પડતીતણું?
વિદ્વાન "ભટ્ટ" મટી બન્યા ભટ સદ્દ[૨] થઇ હું શું ભણું?! ૯

ભણવું ભણાવવુ ભૂલિ ભણવુ પારકું ધન એ વિષે,
નિષ્ઠા થઈ વાડવ તણી, રે રે અહીં એવું દિસે;
કરવા સુયજ્ઞ કરાવવા તે માર્ગ મૂકી આ સમે,
શૂદ્રત્વ પામીને દ્વિજો નિજ આયુ ધૂળ વિષે ધમે. ૧૦

૧ નેતા–અગ્રેસર, દોરનારા. ૨ સદ્દ ગ્સોઇયા.

દેવાં અને લેવાં સુદાન, સુધર્મ તે નિજ પરહરી,
લેવાં જ સમજ્યા અધમ * પણ, ધંધો ને તે માંહે ધરી;
ષટ્કર્મ આમ દ્વિજોતણાં વામાં વળાં હું શું કહું!
સંધ્યાદિ પણ શીકઇ ગયાં, લક્ષણ ન બ્રાહ્મણનું લહું!!, ૧૧

આથી જ હે વિશ્વેશ! પરમ ઉજ્જ્વલ દેશ વિષે થવા,
કરુણાનિધે! કળિનું તિમિર દેશેથિ દૂર જઈ થવા;
ભાવી સુધારો બ્રાહ્મણોનું એથિ ગુણ થાશે ઘણો,
થાશે જ ઉન્નતિ દેશની, ઉત્કર્ષ થાતાં તેતણો. ૧૨

હજિ ધર્મકર્મ કરાવવા જન બ્રાહ્મણોને દેશમાં,
માને છ કંઇપણ ને નમે છે, સૂત્રધારીવેશમાં +;
ત્યાંસુધિમાં તેમાં સુધારો જો થશે તો હે હરી,
થાશે પ્રજાનો શ્રેય, નહિ તો બાજિ સર્વ જશે ફરી. ૧૩

વ્યાપ્યા પછી વિષ નહિ વળે, થઇ રાખ આજુ નવ થશે,
અટકાવ આગળથી કર્યે આરોગ્યતા આવી વસે,
છે તેમ બ્રાહ્મણને વિષે, માટે સુમહેર કરી ઘણી,
પ્રેરો સુધારો તે વિષે, વિશ્વેશ આ અરજી સુણી. ૧૪

આ વર્ષમાં ઉત્કર્ષ બ્રાહ્મણનો થવાને આદરી,
પ્રેરો સુમતિ તેઓ વિષે, સદ્બુદ્ધિ અર્પી શ્રીહરી!
મંડાણ નિજ કલ્યાણનું તેઓ કરે એવુંકરો,
ઉત્સાહ શુભ ઉત્કર્ષનો એઓ વિષે ભગવન્ ભરો. ૧૫

આલસ્ય, ઈર્ષ્યા, દ્વેષ તેમ કુસંપ પરનિંદા હરી,
ઉદ્યોગ મમતા મિત્રતાની વૃદ્ધિ વિપ્રોમાં કરી,
સંપેથિ કાર્ય સુધારવા તત્પર સદા તેઓ રહે,
કરજો કૃપાળુ તેમ, ગણપત એમ કર જોડી કહે. ૧૬

ગ. રા. ભટ્ટ.
પ્રતાપ નાટક, લઘુભારતાદિના કર્તા.

---

* અધમદાન. + સૂત્રધારીવેશમાં-જનોઈ=ધારણ કરનાર, સૂત્રના તાંતણાવાળા.

# અભિનંદન.

( મન્દાક્રાન્તા. )

પૃથ્વી પાણી પવન અગની વ્યોમ જેની વિભૂતિ,
વ્યાપી સત્તા સકલ જગમા સચ્ચિદાનંદ મૂર્તિ
ધર્મે ગ્લાનિ પ્રસર સમયે માનવીરૂપ ધારી,
ત્રાતા નેતા સુભગ પથમા, શુદ્ધ લો શ્રી મુરારિ

( ગુણિત માલિની. )

અમલ વિમલ થાએ,
સકલ જગ છવાએ, કીર્તિ આર્યો તણી રે,
સત્વ સુખ પમાએ, કર્મ પથે ચરતા,
જનની ચરણ નામી,
સ્મરણ શરણ ગમી, બ્રહ્મયશો કરતા
અવિચલ પદ લાધે આત્મ બુદ્ધિ પ્રકાશે.
પ્રીતિ નિરમળ પીતા,
હૃદય રસ ભીંજાતા, પ્રેમી સુઝો ચરતા
ગહન જગ સમુદ્રે, સ્નેહી, સગે તરંતા
પણ વિષમય તીક્ષ્ણો
ભવ અહિદશનેથી, ઉરમા જે પડતા,
ઝિર્વી ઝેર કરતા, પ્રેમ પીયૂષ સીંચી
ધીર પરમ પવિત્રો,
પ્રિય શશીસમ મિત્રો, અર્પી અન્યોન્ય બોધે,
સરલ શુચિ ચરિત્રો, મમ આનદ રેલે,
વિનદ રજનિકાસે,
રવિસમ ઉતકર્ષે, નિત પાસે રહતા,
નિજ જીવિત સમારે, બધુ સર્વે ગણતા
જીવનપથ ભરેલા,
જળધર સુખદાયી, વર્ષા તર્ષા ક્ષિતિમા,
ચિતગ જન કરતા, શસ્ય સપત્તિ સાધો,
મમ સુભગ જનેતા
મર્ગી અતિ ડિયાળી આત્માનો મા૦ અર્પી,
લલિત ચિત્રગણોમા, શક્તિ ભક્તિ જ૦ ગેળો,

(ઉપજાતિ.×)

શક્તિ વિકાસો નરવીરહસ્તમાં,
જ્યોતિ સ્ફુરો સુકવિ અંતરાત્મમાં;
શાંતિ સુધારો પ્રસરો ધરામાં,
સત્ય પ્રકાશો જન સંસદોમાં.

(ગઝલ.)

ગ્રહો ધૈર્ય, લહો ઐક્ય,
અમરપદ પામવા યત્ન,
ગ્રહો આસ્થા, થશે મુક્તિ,
સુયશ પરલોકમાં રત્ન.

પુરૂષોત્તમ હરિકૃષ્ણ પુરાણી.

---

# ગુર્જર બ્રાહ્મણ કૉન્ફરન્સ.

હાલમાં દેશમાં અનેક પ્રકારની જાગ્રતી જોવામા આવે છે. લોકો સમાજો, સભાઓ, મંડળો વગેરે સ્થાપે છે; કૉન્ફરન્સો, કોંગ્રેસો, મેળાવડાઓ મેળવે છે, અને આ પશ્ચિમનાં અનુકરણિય સાધનો દ્વારા દેશનો ઉદય કરવા પ્રયત્ન કરે છે. આ બધાં સાધનો આપણા દેશમાં કાંઈ તદ્દન નવીન નથી. પહેલાં પણ આ જ પ્રમાણે પંચાયતો ગામડે ગામડે હતી; અને હાલમાં પણ ગામડાઓમાં, શહેરોમાં, પોળોમાં, જ્ઞાતિઓમાં તથા અન્ય ઘણે સ્થળે આવી પંચાયતો હોય છે. આ સંસ્થાઓનો ઉદ્દેશ એકત્ર થઈ એક બીજાના વિચાર જાણી, સત્યનું સંશોધન કરી ઘણે મતે એકત્ર થઈ કાંઈ પણ કાર્ય કરવાનો હોય છે; અને આવી રીતે એક વિચાર અને એક કાર્યમાં બધા સામેલ થાય એટલે તે કામ ત્વરાથી અને સારી રીતે થાય એ સ્વાભાવિક છે.

આ પ્રમાણે આવાં આવાં સાધનોની ઉપયોગીતા તથા આવશ્યકતા વિષે વિચાર કરી હવે આપણે આવી સંસ્થાઓ અને તેને લગતાં અન્ય સાધનો દ્વારા આપણા સમાજનો ઉત્કર્ષ શી રીતે સાધી શકીએ તેનો વિચાર કરીશું.

આપણો સમાજ "ગુર્જર બ્રાહ્મણ" એ નામથી અન્ય દેશોમાં જાણીતો છે. આ સમાજનું નામ "ગુર્જર" એ કારણથી આપેલું છે એક તો એ શબ્દ સંસ્કૃત આદિ કાવ્યો તથા નાટકોમાં ગુજરાતમાં વસતા લોકોને માટે ઘણા સમયથી વપરાતો આવ્યો છે, અને બીજું કારણ એ છે કે એ શબ્દથી એ દેશની ભાષા બોલનારા સર્વે લોકોનો એમાં સમાવેશ થઈ જાય છે. તે પ્રમાણે ગુર્જર બ્રાહ્મણ સમાજમાં ગુજરાતમાં વસતા તેમ જ અમે કચ્છ, કાઠીયાવાડ દેશોમાં વસતા પણ ગુજરાતી માતૃ ભાષામાં બોલતા તથા લખતા સર્વે બ્રાહ્મણો આ સમાજમાં આવી જાય છે.

---

× પહેલી બે લીટી ઇંદ્રવંશા તથા બીજી બે ઇંદ્રવજ્ર છે.

ઉપર પ્રમાણે આપણે ગુજરાતી ભાષા બોલતા સર્વે બ્રાહ્મણોને "ગુર્જર બ્રાહ્મણ સમાજ" ના સભાસદ ગણીશું. આપણા સમાજના મુખ્ય ત્રણ વિભાગ પાડી શકાય: ૧ ગુજરાત, ૨ કાઠીયાવાડ, ૩ કચ્છ, આ સમાજમાં સર્વે જાતના બ્રાહ્મણો આવી જાય છે. ૧૯૦૧ ના વસ્તીપત્રક પ્રમાણે હિંદુસ્તાનમાં મુખ્ય બે જાતના બ્રાહ્મણો છે. ૧ પંચગૌડ અને ૨ પંચદ્રાવીડ. ૧ આ વિભાગના પાંચ પેટા વિભાગ છે. અને તેમાં સારસ્વત કે મીશ્રી, ગૌડ, કનોજ કે કાનકુબ્જ, મૈથિલ અને ઉતકલ નામના બ્રાહ્મણોનો સમાવેશ થાય છે. ૨ બીજા વિભાગમાં દ્રાવિડ અથવા તામીલ, અંધ્ર અથવા તેલેગુ, કર્ણાટકી, મહારાષ્ટ્રી અને ગુર્જર એ પાંચ જાતના બ્રાહ્મણોનો સમાવેશ થાય છે. આમાંના ગુર્જર બ્રાહ્મણોની ૯૧ પેટા જાતો છે, અને તેમાં પણ અનાવલાના બે વિભાગ છે; ઔદિચ્યોના ૨૯ પેટા વિભાગ છે; ભાર્ગવના ચાર છે; ખેડાવાળના ત્રણ છે; મેવાડાના પાંચ છે, મોઢના નવ છે; નાગરોના સત્તર વિભાગ છે; શ્રીગોડના દશ છે; શ્રીમાળીના પાંચ અને અન્ય બીજી જ્ઞાતિઓના પણ પેટા વિભાગો છે. આખા હિંદુસ્તાનમાં ગુજરાત તેની વિવિધ નાતો અને જાતિઓ માટે પ્રખ્યાત છે. બ્રાહ્મણોની નાતો પણ ગુજરાત જેટલી અન્ય કોઈ પણ દેશમાં જણાતી નથી. આનું મુખ્ય કારણ એ જણાય છે કે, આપણા દેશમાં આવી વસેલા ઘણા ખરા લોકો પર મુલકમાથી આવી આવીને વસેલા છે. આ નાતોમાં કેટલીક નાતો વચ્ચે ભોજન વ્યવહાર નથી અને પેટા ન્યાતોમાં પરસ્પર કન્યા વ્યવહાર પણ નથી હોતો. આ બ્રાહ્મણોમાં દશ હજાર ઉપરની વસ્તી વાળી જ્ઞાતિઓ નવ છે. તેમનાં વસ્તીના પ્રમાણમાં નામ નીચે પ્રમાણે છે.

૧ ઔદિચ્યોની વસ્તી બીજા બધા બ્રાહ્મણો કરતા વધારે છે. ૨ તેમનાથી ઉતરતી વસ્તી અનાવિલ બ્રાહ્મણોની છે. જેમનો મોટો ભાગ સુરત તરફ આવેલો છે. ૩ આ પછી મોઢ આવે છે અને ૪ થે નંબરે મેવાડા આવે છે. ૫ મે નંબર નાગર આવે છે; તે પછી ૬ ખેડાવાળ તે પછી ૭ ગજગોર તે પછી ૮ તપોદન અને તે પછી ૯ મા શ્રીમાળી આવે છે. બાકીના બ્રાહ્મણોની વસ્તી દશ હજારથી ઓછી છે.

આમાં નાગરો તેમની વિદ્વત્તા, રાજ્ય કાર્યભારની કુશળતા અને સુધારા આદિ માટે પ્રખ્યાત છે. તેઓ દેશમાં દરેકમાં ઉચ્ચ પદ ભોગવે છે; તેમનામાં સંપ પણ અન્ય સર્વે વર્ણ કરતાં ઉત્તમ છે; અને તેમને માટે કાંઈ ખાસ સુધારાની જરૂર અન્ય વર્ણ માટે છે એટલી નથી. બાકીના બધા બ્રાહ્મણોની સ્થિતિ એકંદરે ઘણી જ દુઃખી છે. આનુ મુખ્ય કારણ નિર્ધનતા અને અજ્ઞાન એ જ છે. દેશમાં મોંઘવારી વધતી જાય છે, અને જીવનની સ્પર્ધા દિનપ્રતિદિન વધારે કઠીન થતી જાય છે, તેવા સમયમાં જે સમાજનો મોટો ભાગ અજ્ઞાનના અંધકારમાં ઘુમતો હોય તેનાં દુઃખ અને તેની નિર્ધનતા વિષે શું કહેવું?

હવે આપણે આ દુઃખ ઓછું કરવાના ઉપાયો તરફ વળીએ.

દુઃખનો નાશ થવાનાં ચિહ્નમાં પ્રથમ આપણે ૧ શુભ વિચાર અને ૨ શુભ પ્રયત્ન એ જ જોઇએ છીએ. તો તે પ્રમાણે આપણા સમાજમાં ઐક્ય થાય અને શુભ વિચારથી પ્રયત્ન આરંભાય તો આપણા સમાજની ભાવી પ્રજા આપણા પ્રયત્નોનું સુખપ્રદ શુભ ફળ ભોગવે, અને દેશોદયમાં પણ ઉપયોગી થાય.

હવે ત્યારે આ શુભ વિચાર અને શુભ પ્રયત્નનો આરંભ થવા માટે ઘણી વ્યક્તિઓનો એક મત અને તેમનો એક ઉદ્દેશ થવો જોઇએ. આપણો સમાજ દેશમાં ઘણો ઘણે

સ્થળે પથરાઈ ગયો છે, માટે આ સમાજના વિચારો જાણવાને માટે, તેમાંના સારા સારા સમજુ ગૃહસ્થોએ એક સ્થળે એકત્ર થઈ પોતાની સ્થિતિનો અને તેને ઉન્નત કરવાનો વિચાર કરવો જોઇએ. આવી રીતે એકત્ર થવું તેવું નામ સમાજ કે કોન્ફરન્સ.

આ પ્રમાણે કોન્ફરન્સની અગત્ય વિષે વિચાર કરી હવે આપણે આ કેવી રીતે ભરવું તથા ક્યાં ભરવું જોઇએ તેનો વિચાર કરીએ; તેમા ક્યાં ભરવું એ સવાલનો નિર્ણય પહેલાં કરીએ. બધી પ્રકારની અનુકૂળતા જોતાં તથા બધી બાજુનો વિચાર કરતાં અમદાવાદ આને માટે ઉત્તમ સ્થળ જણાય છે. ગુજરાતનું આ શહેર પાટનગર છે. તે ઉદ્યોગનું સ્થાન છે, અને કચ્છ કાઠીયાવાડ તથા ગુજરાતની મધ્યમાં આવી બધા વિભાગના લોકોને અનુકૂળ થઈ પડે એવું છે. આ શહેરમાં ચોર્યાશી બ્રાહ્મણોની એક સભા સ્થપાવી જોઇએ.× આ સભા એક મધ્યસ્થ સભા તરીકે કામ કરે, અને અન્ય તાલુકાઓમા આની શાખા સભાઓ સ્થપાય જે સભાઓ પોતપોતાના તાલુકામાં ઉપરોક્ત સભાના નિયમો પ્રમાણે કામ કરે અને તે કાર્યની માહીતી પત્રદ્વારા સર્વેને આપે ઉપર પ્રમાણેનુ કામ થાય તે પછી બીજા વિચારો કરવાનું નક્કી કરે.

આ પ્રમાણે સ્થળ નક્કી કર્યા પછી હવે આપણે કોન્ફરન્સ કેવી રીતે અને કેવા બધારણ ઉપર મેળવવી તેનો વિચાર કરીએ. આપણો સમાજ ગુજરાતમા ૭ વિભાગમા વહેંચાયલો છે. અમદાવાદ (અને તેમાંના ગામડાં) ૨ ખેડા, ૩ પંચમહાલ, ૪ ભરૂચ, ૫ સુરત, અને ૬ વડોદરા. આ ઉપરાંત કચ્છ તથા કાઠીયાવાડના પ્રદેશમા પણ તેમની વસ્તી ઓછી નથી. માટે આ દરેક વિભાગમાથી પ્રતિનિધિઓની ચુંટણી કરી ત્યાંના લોકો મોકલે તેમને આપણે, ડેલીગેટો ગણવા. તેમને કોઈ પણ પ્રશ્ન ચર્ચવાની તથા તેમનો અભિપ્રાય આપવાની સત્તા આપવી. આ દરેક વિભાગમાંથી કેટલાક સભાસદો કાયમના નીમવા અને એક કાયમની મંડળી નીમવી. વિદ્વાન તથા સમજુ આશરે બસો એક ડેલીગેટો એકઠા કરવા અને પ્રેક્ષક તરીકે ગમે તેને આવવાની છૂટ આપવી. જેવી રીતે કોગ્રેસ તથા અન્ય કોન્ફરન્સોનું બંધારણ હોય છે તેવું આ કોન્ફરન્સનુ પણ બંધારણ બાંધવું. ડેલીગેટમા દરેક પ્રાન્તવાર, શહેરવાર તેમજ જ્ઞાતિવાર ગણવું. એટલે દરેક પ્રાન્ત અને દરેક જ્ઞાતિ આમાં આવી જ જાય. જ્ઞાતિનુ સ્થળ અને તેની વસ્તી એનુ પ્રમાણ ધ્યાનમાં લેવું. આ કોન્ફરન્સ ભરાયા પછી તેણે આખા સમાજને જાગ્રત કરી ઐક્ય સાધવા પ્રયાસ કરવો. સમસ્ત બ્રાહ્મણોનો ઇતિહાસ એકત્ર કરવો અને બ્રાહ્મણોમાં નિર્ધનતા અને અજ્ઞાન છે તે ટાળવા માટે પ્રયત્નશીલ થવું. સ્થળે સ્થળે સંસ્થાઓ સ્થાપવી અને ધનિક બ્રાહ્મણોના ધનના ભંડાર દુ:ખી સુપાત્રોની ઉન્નતિ અર્થે વપરાય એવી યોજનાઓ કરી નવીન પ્રકારની સમસ્ત દુનિયાનું કલ્યાણ કરી શકે એવી બ્રાહ્મ્યકેળવણી આપવાની સંસ્થાઓ સ્થાપિત કરવી. આટલુ કામ કોન્ફરન્સ કરે તો સમાજ સત્વર ઉન્નત બની જાય. આવું બંધારણ આપણા સમાજ માટે થશે જ એવી શ્રદ્ધા રાખી આટલેથી આ વિષય સમાપ્ત કરીએ.

રામશંકર હરજીવન ત્રિપાઠી.

---

× આને માટે એક વિદ્વાન બંધુ પ્રયાસ કરે છે. સભા લગભગ સ્થપાયા જેવી જ છે; ફક્ત એક શુભ દિવસે તેનું બંધારણ નક્કી કરી શરૂ કરવાનું જ બાકી છે. આશા છે કે આ કામ પણ સત્વર જ ફલીભૂત થઈ જશે.

# સ્વદેશભક્તિ.

ભક્તિએ આપણા ધર્મ ગ્રંથોમાં મોક્ષ મેળવવાના ઉત્તમ સાધન તરીકે ગણાઈ છે; અને જ્ઞાન અને ભક્તિ એ એનો અન્યોઅન્ય સંબંધ ઘણો જ નિકટ છે એ પણ સર્વ સ્થળે બતાવવામાં આવ્યું છે. ભક્તિનું સ્વરૂપ બતાવતાં નારદજી એમનાં ભક્તિસૂત્રોમાં કહે છે કે सा परमप्रेमस्वरूपा । તેનું સ્વરૂપ પ્રેમ રૂપ જ છે.

ભક્તિના અનેક પ્રકાર છે; અને આ દરેક પ્રકારની ભક્તિ માટે આપણો આર્યાવર્ત પ્રાચીન સમયથી ઘણો જ પ્રખ્યાત છે. આ દેશમાં માતૃભક્ત, પિતૃભક્ત, સ્વદેભક્ત, વીરભક્ત એવા અનેક ભક્ત પુરૂષોની સંખ્યા અન્ય દેશો કરતાં કોઈ પણ રીતે ઓછી ઉતરે તેમ નથી. આપણા સમાજનો કે આપણા દેશનો ઉદય એ આપણા સમાજની વ્યક્તિઓનાં હૃદયમાં વસતી ભક્તિ ઉપર જ આધાર રાખે છે. જ્ઞાન હોય પરંતુ કર્તવ્ય પથમાં આરૂઢ થવામાં તો ભક્તિ વિના એકલું જ્ઞાન કાંઈ કરી શકતું નથી. અત્યારે પણ આપણા દેશમાં જ્ઞાનવાન પુરૂષોની કાંઈ ખોટ નથી. મહા સમર્થ જ્ઞાની અને સાધન યુક્ત અસખ્ય પુરૂષો પડ્યા છે, પરંતુ તેમના હૃદયમાં સ્વદેશ વાસ્તે કે સ્વજન માટે ભક્તિ રૂપી અગ્નિની જ્વાલા પ્રકટ થએલી જણાતી નથી. ભક્તિ એ મુક્તિપુરીનું દ્વાર છે, અને જે આ દ્વારે આવીને ઉભો રહે છે તેને જરૂર અંદરની જ્યોતિ પોતામય બનાવી એક રૂપ જ કરી દે છે.

આ ભક્તિની જ્યોતિનો પ્રકાશ જ્યારે સ્વદેશના પ્રદેશ ઉપર પડે છે, ત્યારે તે દેશમાં વસતા લોકોનુ કલ્યાણ એક નિમિષ માત્રમાં જ થઈ જાય છે. આવો જ પ્રકાશ આપણા ભારતવર્ષ ઉપર હાલ રાજ્ય કરતી ચતુર, કાર્યકુશળ અને રાજનીતિજ્ઞ પ્રજાના પ્રદેશમાં હાલમાં કેટલાંક વર્ષોથી પડેલો જણાય છે; અને આ પ્રકાશના પ્રભાવથી જે જે કિરણો તેમનાં પથમાં પડે છે તે કિરણોની જ્યોતિથી ઉદ્યુક્ત થતા ઉત્તમ ગુણોથી તેઓ જગતમા ઘણા પ્રદેશો ઉપર સામ્રાજ્ય સ્થાપી શક્યા છે; અને તેને ટકાવી શક્યા છે. આ સ્વદેશભક્તિની જ્વાલાઓ સર્વત્ર ભભકતી હાલતમાં જણાય છે, અને તેનો પ્રકાશ દેશમાં વસતી તમામ આલમ ઉપર પડવા માંડ્યો છે. આ પ્રકાશ તે એક ઝગઝગતા વિદ્યુતના ગોળા સમાન છે. એ ગોળાને હસ્તમાં ઉત્તમ રીતે ફેરવવા અને તેનો સદુપયોગ કરવાને સમર્થ નેતાઓ જોઈએ નહિતો તે પ્રકાશનો ગોળો તેના રસ્તામાં જે આવે તેને ભસ્મવત્ કરવાને સમર્થ છે.

આ ભક્તિ પ્રકાશની જ્વાલાઓ હાલમાં આપણા ભારતવર્ષમાં, આપણી આર્યોની માતાના પ્રદેશમાં પ્રસરવા માંડી છે, અને આર્યભૂમિનાં સંતાનોના હૃદયમાં સ્વદેશપ્રેમરૂપે પ્રકટવા માંડી છે; અને તેમના અનેક પ્રવૃત્તિપથોમાં તેનો પ્રકાશ દૃષ્ટિગોચર થવા માંડ્યો છે. સ્વદેશની ભક્તિ હોવી એ દરેક સપૂત સંતાનનો ધર્મ છે; અને આ જ્વાલાઓને આપણા પથમાં પ્રકાશ આપનારી રશ્મી બનાવવી એ પણ દરેક આર્ય ધર્માવલંબીનો ધર્મ છે. આ જ્વાલાઓને જો ઉત્તમ પથમાં ન વાળી તો તેઓ જેમ અર્જુનથી કૃષ્ણ પરમાત્માનો પ્રકાશ જોઈ ન શકાયો તેમ આપણા દેશોત્કર્ષ સાધનાર પુરૂષોને मयेनचप्रव्यथितमनोमे। એવા ભાવવાળા બનાવી દેશે. પ્રવાહ હમેશાં વહેતો નથી, પરંતુ જ્યારે પ્રવાહપૂર જોસમાં વહે છે ત્યારે એ પ્રવાહનો લાભ લઈ પોતાનુ કાર્ય સાધિત કરવું એ જ મહાન કુશળ નેતાઓનો

ધર્મ છે; અને તેમની દક્ષતા અને ચાતુરીનું ફલ છે. આ પ્રવાહને વાળતાં જેને આવડે તે નેતા થવાને યોગ્ય નથી. સ્વદેશ એ કાંઈ એક પૃથ્વી તત્વનો બનેલો, પાંચ તત્વથી અથીત થએલો જમીનનો ટુકડો નથી; પણ તે તો આપણું જીવન છે. તે પ્રદેશની હવા આપણો પ્રાણમય કોશ પોષે છે; તે જમીનના પરમાણુંથી બનેલું અન્ન આપણું સ્થુલ શરીર બનાવે છે; અને તે દેશનાં સૂક્ષ્મ તત્વો આપણી ભાવનાઓ આપણું માનસ શરીર બનાવે છે. આજ આપણો સ્વદેશ છે; અને તે જ આપણું જીવન છે. માટે દરેક સ્વદેશ વત્સલ પુરૂષનો ધર્મ છે કે તેણે તે જ વાતાવરણમાં અને તે જ પ્રકાશમાં વસતાં તે જ દેવીનાં સંતાનો પ્રત્યે ભ્રાતૃભાવ રાખવો; અને સર્વે એકત્ર થઈ, એક વિચારે અને એક આચારે અન્યોઅન્ય સહાયથી અન્યોઅન્યમો ઉત્કર્ષ, અન્યોઅન્યનું કલ્યાણ સાધવું સ્વદેશ ભક્તિ વગરનો પુરૂષ એ પુરૂષ જ નથી. એ તો પશુ સમાન છે.

જેના હૃદયમાં પોતાના દેશનો, પોતાના બંધુઓનો. પોતાના દેશમાં વસના સર્વત્રનો પ્રેમ નથી તે શુષ્ક હૃદયનો પુરૂષ જીવતો છતો પાષાણ વત જ છે, જડ છે, ચૈતન્યના અંશથી શુન્ય છે. આ ભક્તિનો પ્રકાશ સર્વત્ર દેખાય છે, પરંતુ આપણા પ્રાન્તમા આપણા સમાજમા શું આપણે તેનો પ્રકાશ નથી દેખતા? શુ આપણે એવા હતભાગી છીએ કે આ ભક્તિદેવીએ આપણા મુલકમાં આપણા સમાજમા તેનાં રશ્મી નથી મોકલ્યાં? ના! ના! તેમ તો નથી જ! પ્રકાશતો જણાય છે જ, સર્વત્ર જણાય છે. અત્ર પણ જણાય છે. પણ અત્રે તે ઝાંખો જ છે. એ પ્રકાશ ઝળહળતો કરવાને કાંઈ પ્રવાહી વસ્તુની અપેક્ષા છે. પરંતુ આપણા સમાજમાં તો નિશ્ચય આ પ્રકાશ ઘણો જ ઝાંખો છે, અને તેને ઉદ્યુક્ત કરવાની સામગ્રીની ઘણી જ જરૂર છે. પણ આ પ્રકાશ જોવાને જ્ઞાન રૂપી દિવ્ય ચક્ષુ આપણા સમાજની ઘણી વ્યક્તિઓનો ક્યાં ફુટયાં છે? અંકુરો ફુટે એવા ચિન્હ જણાય છે. શ્રી હરિ આવો પ્રકાશ! આવી ભક્તિ, આવી સ્વદેશ વત્સલતા આપણા સમાજમાં પ્રેરે એવી હૃદયના ઉંડા પટમાંથી પ્રાર્થના કરી અમે આ ઉર્મીને આટલેથી સમાપીએ છીએ.

હરિઃ ૐ શાન્તિ : શાન્તિ : શાન્તિ :

ધર્મપથ પ્રવાસી.

---

## બ્રાહ્મણોત્કર્ષ.

(સંવાદ રૂપે.)

(અનુસન્ધાન પૃષ્ઠ ૭૬ થી.)

### ઈશ્વરી ઇચ્છાને આધીન થવું.

ઇશ્વરી ઇચ્છાને આધીન થઇ કર્મયોગે જે બને તે આનંદથી સહેવું, એવી શક્તિ આપણી સ્ત્રીઓમાં ક્વચિત જ હોય છે. એટલે કન્યાવિક્રયથી ફસાઈ પડેલી અબળાઓ ધીર વીર થઈ કાંઈ પણ સદાચારની હદ ન ઓળંગી પ્રભુ ભક્તિમાં ચિત્ત રાખી સુખી થાય, એ

આશા પણ ઓછી છે, કેમકે આપણી બહેનોને ધર્મનું અને નીતિનું જોઇતુ શિક્ષણ મળતુ નથી એટલે કન્યાવિક્રયથી પીડાતી અબળાઓ પોતાના કઠણ દિવસો કેવી રીતે સહેલાઇથી પૂરા કરે તે સમજી શકાશે

એવી દુ ખણી અને અભણ અબળાઓ મે જોઈ છે, કે જેના દુ ખની કલ્પના કરતા પણ આપણને કમકમાટી છૂટે માટે સુનીતિના રક્ષણ અર્થે આ ચાલ અટકાવવો જોઇએ

## સામસામુ અને ત્રેખડ

એ પણ એક જાતનો કન્યાવિક્રય જ કહેવાય, કારણ દીકરી દેઈ ધન લેવુ અથવા તો દીકરી દેઈ પોતાના દીકરા માટે વહુ લાવવી એ પણ અન્યાય જ છે આથી પણ દીકરીઓના લાભ બરાબર જળવાતા નથી વળી આવા ત્રેખડવાળા સગપણોથી ઘણા કલેશ થાય છે, તે મે નજરે જોયા છે, અને તમોને પણ એવો કડવો અનુભવ જાણવામા આવ્યો હશે આવા સબધથી સુશીલ, સુઘડ અને કેળવાયેલી કન્યાનુ મૂર્ખ વર સાથે પાનું પડે છે, અને તેઓનો સસાર બગડે છે કોઈ નાના ગામની હોય અને તેનામા કોઈ જાતના સારા ગુણ ન હોય અને તે સારી કન્યાને સાટે મેળવેલ હોય એટલે તેને આખો દહાડો ટોકી ટોકી મેણા મારીને કેવળ ભાત વિનાની ગાડી જેવી કરી મેલે છે, અને કહે કે, " તારા સાટામા મારી સારી દીકરી દરિયે ડોળી ! કુવે ઉતારી ! તુ ભૂત જેવી અમારા માથામા ક્યા ભાગી ! વગેરે કહીને તે બિચારીને ઘડી જ પવાવારો આવવા દેતા નથી, તેથી પણ વખતે તેનો છેડો અનીતિથી આવે છે

## કન્યાવિક્રયથી અંદર અંદર સગપણ અને અડચણો

આ બુરા રિવાજથી સગોત્ર અને સપિંડના સબધો પણ બરાબર જળવાતા નથી, અર્થાત્ તે શાસ્ત્રવિરૂદ્ધ છે એટલુ જ નહિ, પણ વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે દૃષ્ટિના સબધમા હાનિકારક ગણાય છે વળી તે એટલું લોક વિરૂદ્ધ છે કે, તેથી સગપણની એકાએક સમજ પડતી નથી એક તરફથી એક એકનો મામો તો બીજી તરફથી ભાણેજ, એક તરફ કાકો તો બીજી તરફ ભત્રિજો અને એક સગપણે સાળો તો બીજે સગપણે બનેવી ગણાય છે ! આ બધો ગોટાળો ત્રેખડ જેવા સ્વાર્થી સબધથી વધારે થાય છે, માટે પોતાના અગત લાભ સારૂ કોઈ પણ જાતનો સબધ બાધવો એ યોગ્ય નથી

કોઈ નિર્ધન કુટુબમાં ચાર પાંચ પુત્રો હોય તેઓને સસાર માડવાનો વારો આવતો નથી, અને તેથી ઘણા વશોનો નાશ થયો છે જે જ્ઞાતિમા કન્યાની અછત છે તે જ્ઞાતિમાંના શ્રીમતો વૃદ્ધ વયના છતા ઘણા પૈસા ખર્ચી ક્ષણિક સુખની ઇચ્છાએ બાળાઓનો ભવ બોળે છે, કેમકે તેઓ વૃદ્ધ હોવાથી બિચારી બાળાઓ તરૂણાવસ્થામાં જ વિધવાઓ થાય છે, અને આખો અવતાર દુ ખે પાપે પૂરો કરે છે લાયક વરને કન્યા મળતી નથી, તેથી વસ્તીનું પ્રમાણ ઘટે છે, અને નીતિનો પણ ભગ થાય છે

## ખર્ચાળ અને ઘેલતાળ રૂઢી.

હાલ આપણા દેશમા જ્યા જોઇએ ત્યા લાડકોડની લાલસા વધતી જણાય છે, પણ પોતાની સ્થીતિ, નીતિ તથા આવક જાવકનો વિચાર કરી વર્તનારા બહુ જ થોડા હશે

આ જાતની કેળવણીના અભાવે આપણો દેશ દિનપ્રતિદિન કંગાળ અને કઢંગી સ્થિતિમાં આવતો જાય છે. દાખલા તરીકે કહેવું જોઇએ કે કન્યાવિક્રયની કઢંગી રીતિ દાખલ થવાનું મૂળ પણ કેટલેક અંશે વિચાર કરી જોતાં તે જ માલૂમ પડશે. લોક કરજ કરીને જેમ મિથ્યા મોજ શોખ ભોગવવાને તૈયાર થાય છે, તેમ કોઈ ધર્મમાં કે દેશસેવાનાં કામ માટે આતુરતા કિંવા કાળજી ધરાવતાં હોય તો કેવું સારૂં ? પરંતુ તેવા વિચાર હોય તે તો કરજ જ કેમ કરે? પણ આ ઇચ્છા તો માત્ર નાતો જમાડવાની, નાચો નચાવવાની અને ગજા ઉપરાંત ખર્ચ કરવાની છે. એ કામને માટે જોઈતા નાણાં ખર્ચવા કેટલાક લોકો કન્યાવિક્રય કરે છે, અને તેમ કરી પોતે નાતમાં નાક રાખ્યું માને છે; પણ એ સમજ કેવળ ઉલટી અને બુદ્ધિથી વિરૂદ્ધ છે. જે રિવાજને તેઓ "લાજ" કે વ્યવહાર માને છે. તે વ્યવહાર નહિ, પણ ન છાજતો કલંકિત વેપાર છે. અને તેથી તેની દીકરીનુ જ નહિ, પણ તેની સાત પેઢીનું સત્યાનાશ વળે છે. વળી આપણા વૃદ્ધ પુરૂષો તો એટલે સુધી જણાવે છે કે, "દીકરીના દામ એ મીઠાનું ખાતર છે અને તે લેનારની દશ પેઢીને તેનુ પાપ ભોગવવું પડે છે, માટે દીકરા દીકરીમાં ભેદ નહિ રાખી દીકરીનુ પણ સારૂં થાય તે પ્રમાણે નિર્મળ બુદ્ધિથી લાયક ઠેકાણું જોઈ સંબંધ બાંધી આપવો; કેમકે જેને " માબાપ ન સંભાળે તેને કોણ પાળે ?"

## બ્રાહ્મણોની શ્રેષ્ઠતા.

જૂના કાળમાં બ્રાહ્મણો સર્વોત્તમ કાર્યો કરવાથી શ્રેષ્ઠ મનાઈ ગયા, તેઓમાંના જ જો કેટલાકો ધર્મનો માર્ગ લોપી અધર્મ તરફ વળ્યા તો બીજા માટે શું પૂછવું ? માટે બ્રાહ્મણો એ જ પોતાની શ્રેષ્ઠતા તરફ નજર કરી ઉત્તમ માર્ગે ચાલવા મજબૂત પ્રયત્ન કરવા જોઇએ. હાલ જોઇશું તો કેટલાકો પોતાની કુશળતા દેખાડવાને મોટાં શાસ્ત્રોની વાતો કરે છે, અને ધર્મ પાળે છે ખરા, પણ તેમને આપણે પૂછશું કે "દીકરીના દામ લેવા એ કયા શાસ્ત્રમાં છે ? તેનો સીધો જવાબ નહિ વાળે, ત્યારે બિચારાં ધન લોભી માબાપ, અરે! એવાં પૂર્કનાં લેણદારને માબાપ પણ કેમ કહેવાય ? એ તો લેણિયાત કહેવાને યોગ્ય. તે શું ઉત્તર વાળી શકે? માટે બ્રાહ્મણોએ પણ પોતાની ફરજ સંભાળવી જોઈએ.

કદાચ કોઈ કન્યાનો બાપ તદન ગરીબ હોય તો વર પાસેથી માંડવાનો ખરચ લે છે, તથાપિ એમ કરવું એ પણ ઠીક નથી. માત્ર કાંઈ ખરચ કર્યા વિના વર અને કન્યાને (બેને) જમાડી વિદાય કરવાં એ સારૂં, પણ માંડવાનો ખર્ચ લેવો એ વાજબી નથી.

## કન્યાવિક્રયનો એક દાખલો.

એક લખનાર જણાવે છે કે, દયાળુ બ્રિટિશ રાજ્ય સ્થાપન થવાથી હિંદુસ્તાનમાં ગુલામી ધંધો બંધ થયો છે, પરંતુ ઉચ્ચ વર્ણમાં ખપતી કેટલીક જ્ઞાતોમાં છોકરીઓનાં વેચાણ છ ચોક થાય છે, એ કેટલુ ખેદ કરવા જેવું છે ? ગુજરાત, કાઠીયાવાડ તથા કચ્છ પ્રાંતમાં વસતા કેટલાક પોતાંની છોકરીઓ ગમે તેવા વૃદ્ધ અને મૂર્ખ પતિને પરણાવી મરજી પ્રમાણે પૈસા લે છે, તેના દાખલા જગ જાહેર છે, છતાં પોતાની ભગિનીઓની દાઝ હૈયે ધરી, તે વિષે જ્ઞાતિના આગેવાનોને સમજાવી ચોક્કસ હદ બંધાવી જાહેર હિંમત બતાવવા કોઈ ભાઇઓ નથી નીકળતા, એ ખેદ કરવા જેવું છે. હિંદુઓની પડતીનાં કારણો "બાજલગ્ન"

અટકાવવા પ્રયત્ન ચાલુ છે, ત્યારે બાળાઓને વૃદ્ધ પતિ સાથે આપતા કોઈ અટકાવ કરતું નથી. દરેક જ્ઞાતિમા કેટલીક બાળવિધવાઓ વૃદ્ધ પતિઓને લીધે જ થવા પામી છે. છોકરી વેચનાર માબાપને તો જેમ વર મોટો મળે તેમ પૈસા વધારે મળે એવી ઇચ્છા રહ્યા કરે છે, પણ તેના પરિણામે બિચારી બાળાને વહેલું વૈધવ્ય પ્રાપ્ત થાય છે.

કેટલીક જ્ઞાતિઓમા એક કન્યાના પાપથી સાત ઠેકાણે વેવિશાળ થવાના દાખલા બન્યા છે તેમા એક તાજો દાખલો બનેલો છે કે, એક કન્યાનુ પ્રથમ વેવિશાળ બે વર્ષની ઉમ્મરે પાચ વર્ષના વર સાથે થયુ, ત્યારથી તે બાઈના માતા પિતાને એ બુરા વેપારનો લખ લાગ્યો હતો, અને તે કેટલીક હદ સુધી વધાર્યો હતો તે એ બાઈની જુદી જુદી વયે કરવામા આવેલી સગાઈ અને તે વેળાએ તેના માબાપે મેળવેલી રકમમા નીચલા આકડા ઉપરથી ધ્યાનમા આવશે

| કન્યાની ઉમ્મર | વરની ઉમ્મર | કિંમત રૂપીઆ |
|---|---|---|
| ૨ | ૫ | ૫૦૦ |
| ૪ | ૧૩ | ૭૦૦ |
| ૫ | ૧૮ | ૮૦૦ |
| ૮ | ૩૦ | ૧૫૦૦ |
| ૧૧ | ૪૦ | ૨૦૦૦ |
| ૧૩ | ૪૮ | ૨૫૦૦ |
| ૧૫ | ૬૦ | ૩૫૦૦ |

એ રીતે કન્યાની ઉમ્મરની શરૂઆતથી તે સોળ વર્ષની થઈ ત્યા સુધીમા સાત જણ સાથે સગાઈ થઈ ને છેવટે સાઠ વર્ષના બુઢ્ઢા સાથે ઘરવાસ ભોગવી આખરે પાછુ વિધવા પણ ભોગવે છે। બાળકીઓ વેચનાર ઘાતકી પિતાઓ પોતાની વિધવા બાળાઓને કશી મદદ કરતા નથી ધણીની થોડી ઘણી પુજી હોય તો તેમા અને ન હોય તો દળણા દળી પોતાનુ ગુજરાન ચલાવે છે તેમજ વળી કેટલીક અજ્ઞાનતાને લીધે કુસગતે ઉતરી જઈ કુટુબને કલંક લગાડે છે આ કેટલો બધો અધર્મ ! !

## વરવિક્રય.

હવે વરવિક્રયને માટે કહેવાનું કે જેમ કન્યાનો બાપ કન્યાના નાણા લે છે, તેવી જ રીતે કેટલીક નાતોમા વરનો બાપ પણ નાણા કઢાવે છે, ત્યારે જેવુ અને જેટલુ કન્યાવિક્રયથી પાપ અને દુ ખ છે, તેવુ અને તેટલુ જ પાપ અને કષ્ટ વરના વેચાણથી થાય છે કેમકે તેથી પણ ઘણી વખતે અનીતિ અનાચાર વધે છે, અને તેમાં એમ બને છે કે, કદાચ એક, બે અને ત્રણ સ્ત્રીઓ છતા પણ તેને કુળવાન્ ગણી મો માગ્યાં નાણાં દઈ પોતાની દીકરીને તેની સાથે જ પરણાવે છે। પ છીને વળી ફરી નાણા લેવાને માટે વળી તેનો ધણી સ્ત્રીને ઘેર તેડતો નથી, તેથી કદાચ કન્યાનો બાપ ગરીબ હોય તો પણ પુત્રીના ભાવી સુખને માટે બિચારાને ગમે તેમ કરી તેનું મન વવુ પડે છે. આવા રૂઢીનાં બ ધનથી મર્ડુ મોસવુ પડે છે

એક વખત અમે ડાકોર તરફ ગયા હતાં ત્યા એક કન્યાની મા ઘણી જ ગરીબ હતી તે જો જમાઇને અમુક રકમ આપે તો જ છોકરી સાસરે જાય આવા સંકટમા તે આવી પડેલી હતી એટલુ જ નહિ પણ બને મા દીકરીનું પોષણ કેવી રીતે થાય તેની પણ મુશીબત હતી મેં તેને કહ્યુ કે "તમો જ્ઞાતિનો કોઈ સમજુ અને સદ્ગૃહસ્થોને આ વાત કહો કે તમારો જમાઈ દીકરીને તેડે." જવાબ એવો મળ્યો કે "આખી જ્ઞાતિમા ચાલ જ આવો છે." કે સારી રકમ દેવી જ જોઇએ, પણ મારી પાસે તે નહિ હોવાથી હુ લાચાર છુ. શુ આ બનાવ ઓછો દુખકારક છે?

વળી જો બીજ વર અને ત્રીજ વર હોય અને તે સ્ત્રીઓ મરી ગઈ હોય તો તેને ઘણુ સારૂં સ્થળ કહેવાય!! તેથી તેને ઘણાં નાણા દેવા પડે છે, કારણ કે તે "નિવડયો વર" ગણાય છે જો જો નિવડયા વરરાજા અને બિચારી ગુજરાતી પ્રજાના બખાડા!! આવા કુલીન તથા નિવડયા વરને પાલે પડેલી કન્યા કલ્પાંત કરતી ગાય છે કે—

ગરબો.

> પાપિ પિતાને હવે શુ જાણુ, કાંઇ ન રાખ્યુ ભાન રે,
> કુલીન ઘરનો વર જોઈ મને દીધુ કન્યાદાન રે ૧
> બાળપણમા વિખ પાઇને, મારી હોત તો સારૂ રે
> આ અવસર નહિ બનતે આવુ, કુટ્યુ કલેજુ મારૂ રે ૨

પારધી કરતા પણ નિર્દયતા

આ પાપ કર્મ કરનાર માબાપને એક સંસ્કૃત પંડિત પારધી સાથે સરખાવતા અતિ અધર્મી કહી જણાવે છે કે—

> वारधय ( श्रेष्ठ ) मनुष्याणा कन्याविक्रय कारिणाम् ॥
> तेनिर्दय परष्वेव पुत्रादिषु दयापरा ॥ १ ॥

અર્થાત્—કન્યાવિક્રય કરનાર મનષ્ય કરતા પારધી હજાર વર્ષો સારો કેમકે તે બીજા પ્રાણીઓ માટે નિર્દયતા વાપરે છે, પરંતુ પોતાના સંતાનની તેને દયા હોય છે પારધી તો એકદમ પ્રાણ લે છે અને કન્યાવિક્રય કરનાર તો તેને રિબાવી રિબાવી મારે છે

(અપૂર્ણ.)

# શ્રીમદ્ભગવદ્ગીતા.

(અનુસન્ધાન પૃષ્ઠ ૮૦ થી.)

એ સંયમની પ્રાપ્તિ વાસતે પણ પ્રથમ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠનો ઉપયોગ થાય છે. અને તે અધિકારી પુરુષને ઇશ્વિરના પ્રણિધાનથી એ સમાધિ શીઘ્ર જ પ્રાપ્ત થાય છે.

એ સમાધિવડે કરીને તે અધિકારી પુરુષના મનનો નાશ થાય છે, તથા વાસના ક્ષય થાય છે. અને તત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય એ ત્રણેનો એક કાળમાં અભ્યાસ કરવાથી તે અધિકારી પુરુષને જીવનમુક્તિની પ્રાપ્તિ થાય છે.

એ જીવનમુક્તિની પ્રાપ્તિને શ્રુતિ વિષે વિદ્વત્સંન્યાસનું કથન કર્યું છે, અને પહેલાં સવિકલ્પ સમાધિવડે કરીને નિરોધને પ્રાપ્ત થયેલુ જે ચિત્ત છે, તે નિરૂદ્ધ ચિત્તમાં ત્રણ ભૂમિકાવાળી નિર્વિકલ્પસમાધિ ઉત્પન્ન થાય છે.

તેમાં પ્રથમ ભૂમિકા વિષે તો એ વિદ્વાન્ પુરુષ પોતાની ઇચ્છાથી ઉત્થાનને પામે છે. અને બીજી ભૂમિકા વિષે એ વિદ્વાન્ પુરુષ બીજા કોઇએ બોધ કર્યો હોય ત્યારે ઉત્થાનને પ્રાપ્ત થાય છે. અને તૃતીય ભૂમિકા વિષે તો તે વિદ્વાન પુરૂષ પોતાની ઇચ્છાએ કરીને તથા બીજા કોઈનાથી પણ ઉત્થાનને પામતો નથી, પણ સર્વ કાળને વિષે બ્રહ્માકારવૃત્તિમાં રહે છે. એવા નિર્વિકલ્પ સમાધિવાળા પુરુષોને જ શાસ્ત્રને વિષે બ્રાહ્મણ, બ્રહ્મવિદ્વરિષ્ઠ, ગુણાતીત, સ્થિતપ્રજ્ઞ, વિષ્ણુભક્ત, અતિવર્ણાશ્રમી, જીવનમુક્ત તથા આત્મરતિ કહે છે.

એવા જીવનમુક્તપુરુષ કૃતકૃત્યભાવને પ્રાપ્ત થયા છે. તેથી શાસ્ત્ર પણ તે જીવનમુક્તપુરૂષથી નિવૃત્ત હોય છે.

તાત્પર્ય એ કે તે જીવનમુક્તપુરુષ ઉપર શાસ્ત્રનો કોઈ પણ વિધિ નિષેધ નથી.

॥ किंवा ॥

यस्यदेवे पराभक्ति र्यथादेवे तथा गुरौ।
तस्यैते कथिताह्यर्थाः प्रकाशते महात्मनः ॥

**અર્થ:**—જે જે અધિકારી પુરુષની પરમાત્મા દેવ વિષે પરમભક્તિ હોય તેવી જ ગુરુ વિષે ભક્તિ હોય, તે અધિકારી પુરુષની બુદ્ધિ વિષે જ આ શાસ્ત્ર પ્રતિપાદિત અર્થ પ્રકાશમાન થાય છે.

એ શ્રુતિ પ્રમાણે શરીર, મન, વાણી કૃત ભગવતભક્તિનો સર્વ અવસ્થાઓને વિષે ઉપયોગ સિદ્ધ થાય છે. તેમાં પૂર્વ પૂર્વ ભૂમિકા વિષે કરેલી તે ભગવદ્ભક્તિ ઉત્તર ઉત્તર ભૂમિકાની પ્રાપ્તિ કરે છે. તે ભગવદ્ભક્તિ વિના વિઘ્નોની બાહુલ્યતાથી ફલની પ્રાપ્તિ થવી અત્યંત દુર્લભ છે. આ વાર્તા पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोपि सः ॥ अनेक जन्मनो सिद्धः ॥ ઇત્યાદિ ભગવાનનાં વચનોથી જ સિદ્ધ થાય છે, અથવા પૂર્વ પૂર્વ જન્મો વિષે ઉત્પન્ન થએલા જે સંસ્કાર છે, તે સંસ્કાર અચિંત્ય શક્તિવાળા છે. તે પૂર્વ સંસ્કારોના પ્રભાવથી જે કોઈ

પુરુષ આકાશફળપાતની રીતે પુર્વે જ કૃતકૃત્યભાવને પામે છે. તે પુરુષને માટે પણ શા-
સ્રનો આરંભ કરવો પરવડે નહિ, અને કેટલાક જેને માટે પૂર્વે સિદ્ધિસાધનોના અભ્યાસથી
ભગવત્ કૃપા અત્યંત દુર્વિજ્ઞેય છે તેમને તે ભક્તિની જરૂર છે. એ પ્રકારે પૂર્વ ભૂમિકાના
સિદ્ધ થવાથી પણ ઉત્તર ઉત્તર ભૂમિકાની પ્રાપ્તિ વાસ્તે આ અધિકારી પુરુષ ભગવદ્ભક્તિને
અવશ્ય કરીને કરે. તે ભગવદ્ભક્તિ વિના ફળની કલ્પના થાય છે, તેમ જીવનમુક્તિ દશા
વિષે તે ભગવત્ભક્તિના ફળની કલ્પના થાય નહિ; પણ તે જીવન્મુક્ત વિદ્વાન્ પુરુષ વિષે
જે અદ્વેષ્ટૃત્વ, અદંભિત્વ આદિક ધર્મ સ્વભાવભૂત થઇને રહેલા છે, તેમ તે ભગવદ્ભક્તિ
પણ સ્વભાવભૂત થઇને રહી છે. આ વાર્તા तेषां ज्ञानी नित्ययुक्त एकभक्ति र्विशिष्यते એવડે કહેલી
છે. માટે તે જીવનમુક્ત વિદ્વાન્ પુરુષ પણ મુખ્ય પ્રેમ ભક્ત કહેવાશે. ઇત્યાદિ સર્વ મોક્ષનાં
સાધનો શ્રીકૃષ્ણ ભગવાને આ ગીતા શાસ્ત્ર વિષે કથન કરેલાં છે.

ભગવાને આ ગીતા શાસ્ત્ર વિષે કથન કરેલાં છે તે મોક્ષનાં સાધન જોઇને શ્રીમત્
શંકરાચાર્યજીએ તથા સ્વામી શંકરાનંદે તથા સ્વામી મધુસુદનજીએ તથા નીલકંઠ પંડિતે ઘણા
ઉત્સાહપૂર્વક આ ગીતા શાસ્ત્ર ઉપર સંસ્કૃત ટીકા કરી છે. તે સંસ્કૃત ટીકાઓ વડે જો કે
વ્યાકરણાદિક સાધન સંપન્ન મુમુક્ષુજનોને આ ગીતાશાસ્ત્રના અર્થનો બોધ થઈ જાય છે,
તો પણ તે સંસ્કૃત ટીકાઓથી વ્યાકરણાદિક સાધનોથી રહિત કેવળ ગુજરાતી ભાષાના જા-
ણનાર મુમુક્ષુજનોને આ ગીતા શાસ્ત્રના અર્થનો બોધ થઈ શકે નહિ. માટે તે મુમુક્ષુજનોને
વાસ્તે આ ગીતા શાસ્ત્રના અર્થનો બોધ કરાવવાને વાસ્તે તે સંસ્કૃત ટીકાઓના અભિપ્રાય-
વાળી આ ગીતા ગૂઢાર્થદીપિકા નામે પ્રાકૃત ટીકાનો આરંભ હું ગુજરાતી ભાષામાં કરૂં છું.
નિષ્કામ કર્મોનું જે અનુષ્ઠાન છે, તેને જ શાસ્ત્ર વિષે મોક્ષનું મૂળ રૂપ કરીને કહેલું છે.
અને શોક મોહાદિ પાપરૂપ અસુરતા મોક્ષની પ્રાપ્તિ વિષે પ્રતિબંધ કરે છે; કેમકે તે શોક
મોહાદિક અસુરોની પ્રાપ્તિ વડે એ પુરુષ પોતાના વર્ણાશ્રમના ધર્મથી ભ્રષ્ટ થાય છે, તથા
શાસ્ત્રનિષિદ્ધકર્મ વિષે પ્રવૃત્ત થાય છે. તથા ફળની ઇચ્છા પૂર્વક અહંકાર સહિત નાના
પ્રકારની ક્રિયાને કરે છે. એ પ્રકારે શોક મોહાદિક પાપરૂપ અસુરો વડે નિત્ય ભરેલો તે
પુરુષ મોક્ષરૂપ પુરુષાર્થને ન પામીને જન્મ મરણ આદિ અનેક દુઃખોને પામે છે. એ દુઃખ
સ્વભાવથી જ સર્વ પ્રાણીઓને દ્વેષનો વિષય છે. માટે તે દુઃખની નિવૃત્તિ વાસ્તે તે દુઃખોનાં
સાધન રૂપ શોક મોહાદિક અવશ્ય કરીને ત્યાગ કરવાને લાયક છે. અને આ અનાદિ સંસાર
વિષે અનેક જન્મોએ કરીને તે શોક મોહાદિક દુઃખનાં કારણ દઢતાને પામ્યાં છે, માટે તે
શોક મોહાદિકનો ત્યાગ કરવો અત્યંત કઠણ છે. અને તે શોક મોહાદિકની નિવૃત્તિ વિના
મોક્ષની પ્રાપ્તિ થાય નહિ, તેથી અમારા શોક મોહાદિક કયા ઉપાય વડે નાશ પામશે એ
પ્રકારની ઉત્કૃષ્ટ ઇચ્છાવાળા જે મુમુક્ષુ જન છે, તેમને બોધ કરવાને વાસતે શ્રીકૃષ્ણ ભગ-
વાન્ આ ગીતા શાસ્ત્રને કહેતા હવા. તે ગીતા શાસ્ત્રમાં अशोच्यानन्व शोचस्त्वं ઇત્યાદિક શ્લોકે
કરીને શોક મોહાદિક અસુરોની નિવૃત્તિના ઉપાયનો ઉપદેશ કરીને આપણા વર્ણાશ્રમના
ધર્મોના અનુષ્ઠાનથી તમે મોક્ષ રૂપ પુરુષાર્થને પામો. એ પ્રકારનો જે ભગવાનનો ઉપદેશ છે
તે ઉપદેશ સર્વ મુમુક્ષુ જનોને માટે સાધારણ છે. કેવળ એક અર્જુનને માટે તે ઉપદેશ નથી.

શંકા—કોઈ કહેશે કે શ્રીકૃષ્ણ ભગવાનનો જો કદાપિ સર્વ મુમુક્ષુ જનોને માટે સાધા-

રણ જ ઉપદેશ હોય તો આ ગીતા શાસ્ત્ર વિષે શ્રીકૃષ્ણ ભગવાનના તથા અર્જુનના સવાદ રૂપ આખ્યાયિકા શા માટે ગણી છે ?

તેનુ સમાધાન—એ છે કે, જેવા ઉપનિષદોના ઉપદેશ સર્વ મુમુક્ષુ જનોને માટે સાધારણ થએલા છતા પણ તે ઉપનિષદો વિષે જે જનક યાજ્ઞવલ્ક્યાદિનો સવાદ રૂપ આખ્યાયિકા છે, તે આખ્યાયિકા તે તે ઉપનિષદરૂપ બ્રહ્મવિદ્યાની સ્તુતિ વાસતે છે. તેમ આ ગીતા શાસ્ત્ર વિષે શ્રીકૃષ્ણ ભગવાન અને અર્જુનનાસવાદ રૂપ આખ્યાયિકા છે. તે આખ્યાયિકા પણ આ ગીતા રૂપ બ્રહ્મવિદ્યાની સ્તુતિ વાસ્તે છે. તે સ્તુતિનો આ પ્રકાર છે, કે સર્વ લોક વિષે પ્રસિદ્ધ છે મહાન ભાવ જેમો એવા જે અર્જુન છે, તે અર્જુન રાજા, ગુરુ, પુત્ર, મિત્ર, આદિક પદાર્થો વિષે હુ એમનો સુ એ મારા છે, એ પ્રકારની બુદ્ધિ કરીને સ્નેહને પામતો હવો. તે સ્નેહે કરીને ઉત્પન્ન થયો જે શોક મોહ, તેણે કરીને નાશ પામ્યાં છે વિવેક વિજ્ઞાન જેનાં એવો તે, અર્જુન પૂર્વ સ્વભાવ વડે ક્ષત્રીઓના ધર્મરૂપ યુદ્ધ વિષે તૈયાર થએલો પણ તે શોક મોહના પ્રભાવથી તે ધર્મ યુદ્ધથી ઉપરામ ( શાતિ ) પામતો હવો તથા સન્યાસીઓના ધર્મરૂપ જે ભિક્ષાવૃત્તિ વડે જીવન છે, તે ભિક્ષા જીવનાદિક ધર્મ જો કે ક્ષત્રિય રાજાઓને શાસ્ત્રે કરીને નિષિદ્ધ છે, તથાપિ તે અર્જુન શોક મોહના વશમા તે ભિક્ષા જીવનરૂપ પર ધર્મને કરવા સારૂ પ્રવૃત્ત થતો હવો એ પ્રકારે તે અર્જુન તે શોક મોહના વશમા મહાન અનર્થ વિષે મગ્ન થતો હવો એવા અર્જુન શ્રીકૃષ્ણ ભગવાનના ઉપદેશથી આ ગીતા રૂપ બ્રહ્મવિદ્યાને પામીને તે શોક મોહથી રહિત થઇને કરીને પોતાના યુદ્ધ રૂપ ધર્મને વિષે પ્રવૃત્ત થતા હવા. તેથી કરીને તે અર્જુન કૃતકૃત્ય ભાવને પામતા હવા

એવા મહાન્ પ્રયોજનની પ્રાપ્તિ કરનારી આ ગીતારૂપ બ્રહ્મવિદ્યા છે, તે અત્યંત શ્રેષ્ઠ છે. એ પ્રકારે આ ગીતા રૂપ બ્રહ્મવિદ્યાની સ્તુતિ કરવાને માટે શ્રીકૃષ્ણ ભગવાન્ અને અર્જુનના સંવાદરૂપ આખ્યાયિકા આ ગીતા શાસ્ત્ર વિષે રહેલી છે. તેથી અર્જુન શબ્દ વડે આ ગીતા શાસ્ત્રના ઉપદેશના અધિકારી માત્ર કહેલા છે એ કારણથી જ યુદ્ધરૂપ સ્વધર્મ વિષે પડેલા અર્જુનની ઇચ્છા થએલી પણ તે યુદ્ધ રૂપ સ્વધર્મથી નિવૃત્તિના કારણ રૂપ શોક, મોહવાળા વચનોએ કરીને અર્જુને શોક મોહ દેખાડયા છે. એ વાત આગળ કહેવાશે

ત્યારે યુદ્ધરૂપ સ્વધર્મ વિષે વિવેક વિના પણ અર્જુનને શા કારણથી પ્રવૃત્તિ થઈ હતી ? તે વાત જાણવાની ઇચ્છા થતા દૃષ્ટ્વા તુ પાણ્ડવાનીક ઇત્યાદિ વચને કરીને જણાય છે કે, પર સેનાની ચેષ્ટા જ તે પ્રવૃત્તિ વિષે નિમિત્ત કહેલુ છે તે અર્થની સિદ્ધિને માટે ધર્મક્ષેત્રે ઇત્યાદિ શ્લોકે કરીને ધૃતરાષ્ટ્રનુ પ્રશ્ન સંજય તરફ અને ધૃતરાષ્ટ્ર ઉવાચ આ વૈશંપાયનનુ વચન જનમેજય તરફ છે ત્યાં પ્રથમ પાંડવોના જયના અનેક પ્રકારના કારણોનુ શ્રવણ કરીને પોતાના પુત્રોના રાજ્યથી ભ્રષ્ટ થવાના ભયથી ભયભીત થએલા તે ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રોના જયની ઇચ્છા કરતા સંજયને પુછવા લાગ્યા

( અપૂર્ણ. )

# ધર્માવલંબી શ્રીમાનોને વિનતિ

સ્વામિ શ્રી ચિદ્ઘનાનંદગિરિ કૃત ગૂઢાર્થ દીપીકા નામની હિંદી અપૂર્વ ટીકાવાળી

**१ श्रीमद्भगवद्गीता**નું ટીકા સહિત ગુજરાતી ભાષાન્તર તૈયાર છે તથા

**२ पारस भाग** વેદાન્તના અપૂર્વ ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર તૈયાર છે

કોઈ શ્રીમાન સખી ગૃહસ્થ ઉપરના કોઈ પણ પુસ્તકનું પરમાર્થે પ્રિન્ટીંગપ્રેસમાં છપાવવા તથા બંધાવવાનું ખર્ચ આપવા બહાર આવશે તો વિના મૂલ્યે 'ગુર્જર બ્રાહ્મણ' માસીકની ભેટ તરીકે તેનો લાભ ગ્રાહકોને આપવાની અભિલાષા છે વિશેષ ખુલાસા માટે લખો

તંત્રી 'ગુર્જર બ્રાહ્મણ'—સર્ખેજ.

---

આ માસિકમા દરેક વિદ્વાનબંધુને પોતાની વિદ્યાથી ધનિકને પોતાના ધનથી અને બીજી કોઈ પણ અન્ય શક્તિવાળાને પોતાની તે શક્તિ અનુસાર મદદ કરવાની વિનતિ છે જે વિદ્વાનબંધુઓ, શાસ્ત્રીઓ, ગ્રેજ્યુએટો, કાવ્ય રસિકો, કવિયો તથા અન્ય લેખકો તથા માસિકોના તંત્રી સંપાદકો વગેરેને પોતાની વિદ્યાદ્વારા અમને લેખથી મદદ કરવાની ઇચ્છા હોય તેમણે કૃપા કરીને આ પત્રના નિયમો ખાસ ધ્યાનમા રાખવા કારણ કે દરેક આવા વિષયમા અમુક નિયમ કરવાજ જોઈએ જેથી કાર્ય નિયમીત રીતે નિયમી શકાય

---

જનસમાજનું હિત શામા રહ્યું છે, તેમનું અહિત શાથી થવાનો ભય રહે છે, જનસ્વભાવને ઉપકાર થઈ પડે એવા બંધારણો કયા છે અને મનુષ્ય જીવન ઉત્કૃષ્ટ સ્થિતિનું કેમ થઈ શકે એવા અનેક પ્રકારના સામાજીક પ્રશ્નોની ચર્ચા માટે, અને સૃષ્ટિમા રહેલા ગૂઢ તત્વો શોધવા અને તેવી શોધને પરિણામે ઉચિત જણાયેલા નિયમો યોજવા રચવા માટે પુર્વે આપણા દેશમા વિદ્વાનો, તત્વશોધકો, શાસ્ત્રવેત્તાઓ વગેરેના મંડળો મળવા પ્રચાર હતો × ×

કાળના બળવાન વેગ સાથે એ દેશોનોને આપણો નિકટ સબંધ થતા એ સંસ્થાઓ આપણા દેશમા પાછી કોન્ફરન્સો, પરિષદો, સમેલન આદિ રૂપે સજીવન થવા માંડી છે અને સામાજીક ઉપયોગી વિષયો ચર્ચવા માટે અનેક પ્રકારના મંડળો ઉદ્ભવતા જાય છે × × ×

**પુરૂષોત્તમ વિશ્રામ માવજી.**

બીજી સાહિત્ય પરિષદની સ્વાગત કમિટિના પ્રમુખ

---

સર્વાન્ગની પહોચ આવતા મહીનામા આપવામા આવશે

# जय जय गरवी गुजरात.

( લાવણી. )

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુંબી પ્રેમ શૌર્ય અંકીત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સઉને પ્રેમ ભક્તિની રીત-
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત. ૧

ઉત્તરમાં અંબા માત,
પુરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશામાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સાહાય્યમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત. ૨

નદી તાપી નર્મદા જોય,
મહીને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધ રમણને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પુર્વજો, દે આશિષ જય કર—
સંપે સોયે સઉ જાત,
જય જય ગરવી ગુજરાત. ૩

તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઈ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત. ૪

નર્મદાશંકર.

REGISTERED No B. 891

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रः समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानी व आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद

ભાવાર્થઃ—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો. તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો. તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ. તમારાં મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં દૃઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા પૂર્ણ કરો. ઋગ્વેદ

વર્ષ ૧, અંક ૭. [ માસિક. ] માર્ગશીર્ષ સંવત્ ૧૯૬૬.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, સહીવાળા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલું લખાણ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી મોકલવા કૃપા કરવી. અને આ લખાણ જો માસિકમા લેવામા નહીં આવે તો અમે તે પાછુ મોકલવા બંધાતા નથી.

૩ માસિકનો આ સાતમો અંક આવેથી લવાજમ મનીઓર્ડરથી મોકલવા વિનતિ છે જેથી અમારૂ વ્યવહાર કામ સરળ થઇ પડે જે ગ્રાહક અંક વિ. પિ.થી મગાવે છે તેમને મોકલવામાં આવે છે જેમણે ગ્રાહક નજ થવુ હોય તેમણે કૃપા કરીને પત્રથી જણાવવુ અગર પાછુ મોકલવુ ગ્રાહક થઈ અંકો રાખ્યા પછી લવાજમ ન મોકલવુ, અને બ્રાહ્મણના ધર્માદા કાર્યમા નુકશાન પહોચાડવુ એ ધર્મ કાર્યથી ઉલટુ ગણાય માટે તે ઉપર દરેક બંધુ ધ્યાન આપશે એવી આશા છે માસિકનું લવાજમ મોકલવામા તેમજ અન્ય સર્વે પત્રવ્યવહારમા માસિક ઉપર લખાતો નબર લખવાની કૃપા કરવી જેથી અમને લીસ્ટમાથી નામ ખોળવામા હરકત નડે નહીં. એક બે મહીના વાટ જોતા જેના લવાજમની માસીકમા પહોચ ન આવી હોય તેણે લખી જણાવવુ

વ્યવસ્થાપક—ગુર્જર બ્રાહ્મણ ઑફીસ,<br>
સરખેજ—અમદાવાદ પાસે.

---

## લવાજમની પહોંચ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨૨૮ | રા. રા. | અબાશંકર રામજી શુકલ | સિદ્ધપુર | ૧—૦—૦ |
| ૭૮ | ,, | લલ્લુભાઇ જગજીવનદાસ ત્રિપાઠી | બોકાડા | ,, |
| ૧૫૨ | ,, | ગણપતરામ અનુપરામ ત્રવાડી | સુરત | ,, |
| ૫૦ | ,, | ગણપતરામ જીવરામ ત્રિપાઠી | ઉમરકોટ | ,, |
| ૪૫૬ | ,, | પુરષોત્તમ જગજીવન ભટ્ટ | ભુજનગર | ,, |
| ૪૫૭ | ,, | શિવજી પુરૂષોત્તમ ધારક | ,, | ,, |
| ૧૮૬ | ,, | દલપતરામ પ્રભાશંકર | સુડીપરણી | ,, |
| ૧૮૮ | ,, | રવિશંકર કરૂણાશંકર જોષી | કેરાળુ | ,, |
| ૨૧૩ | ,, | રામચંદ્ર માધવરામ ભટ્ટ | મુંબાઈ | ,, |
| ૪૪૧ | ,, | ગણપતરામ નરસિંહરામ | ભુજનગર | ,, |

# गुर्जर ब्राह्मण.

ॐ। सहनाववतु । सहनौभुनक्तु । सहवीर्यं करवावहै । तेजस्विना वधीतमस्तु मा विद्विषावहै

उपनिषद्.

य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः उपनिषद्.

અર્થઃ—(તે બ્રહ્મ) અમારૂં બન્નેનું સાથે રક્ષણ કરો. અમારૂ બન્નેનુ સાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારૂ અધ્યયન કરેલું તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ.

ઉપનિષદ્‌માં જે ધર્મ કહ્યા છે તે મારામાં હો તે મારામાં હો.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

વર્ષ ૧, અંક ૭. [ માસિક. ] માર્ગશિર્ષ સંવત્ ૧૯૬૬.

## બ્રહ્મ વર્ગની સાંપ્રત સ્થિતિ.

ये पाणिनि प्रभृतयो मुखजाः स्वबुद्धया
शास्त्राम्बुधेरिहरि पारगता अभूवन् ॥
विद्या विवर्जित तदीय सुता इदानीम्
सीदन्त्यतोऽधिकतरं किमुकष्टमस्ति ॥ १ ॥

અર્થ—જે પાણિની પ્રભૃતિ બ્રાહ્મણ (જેમનુ વ્યાકરણ સર્વેથી ઉત્તમ ગણાય છે તે) પોતાની બુદ્ધિએ કરીને શાસ્ત્ર રૂપી સમુદ્રને પાર ઉતરી ગયા. આજ વિદ્યાથી હીન એજ પાણિન્યાદિ મહર્ષિઓના પુત્રો નાશ થઈ રહ્યા છે એનાથી વધારે બીજું શું કષ્ટ હોઈ શકે? ૧

ये ब्राह्मणा इह पुराह्यति मानमान—
आसंस्तएव निष्कृतिम्प्रतिपद्यमानाः ॥
स्वीकृत्य वैतानिक वृत्ति महो इदानीम्,
जीवन्त्यतोऽधिकतर किमुकष्टमस्ति ॥ २ ॥

ખાળીને મનને બુરા વિષયથી, સદ્ધર્મ માંહી રહે,
પૂરો તેહ પવિત્ર બ્રાહ્મણ સદા, સત્કર્મમાં જે વહે. ૩

ધારે ધ્યાન સદાય બ્રહ્મ પદનું, જે જ્ઞાનને મેળવી,
ત્યાગી બાહ્ય ઉપાધી બ્રહ્મ સ્મરતો, તે ચિત્તને હેરવી;
[1]બાહ્યાંતર નિર્ખી સદા સ્વરૂપને, તન્મય થઇને રહે,
પૂરો તેહ પવિત્ર બ્રાહ્મણ સદા, સત્કર્મમાં જે વહે. ૪

[2]આનંદે ફરતો સદા સ્વરૂપમાં, [3]દુઃખો ત્રિવિધિ દહ્યાં,
આનંદે ફરતો સદા સ્વરૂપમાં, [4]કર્તવ્ય કૈંના રહ્યાં;
આનંદે ફરતો સદા સ્વરૂપમા, [5]બ્રહ્મસ્વ થાઈ રહે,
પૂરો તેહ પવિત્ર બ્રાહ્મણ સદા, સત્કર્મમાં જે વહે. ૫

જા. મૂ. કણભા.

---

# ઔદિચ્ય બ્રાહ્મણ સમાજની સાતમી કૉંગ્રેસ.

આ કૉંગ્રેસ ગયા અક્ટોબર મહિનામાં ઉત્તર ગુજરાતમાં ચાણસમા મુકામે મળી હતી. તે વખતે સમાજના પ્રતિનિધિઓને લેવાને ગામ તરફથી સામૈયું કરવામાં આવ્યું હતું, અને ચાણસમાના ઔદિચ્ય બંધુઓએ પોતાના સમાજના ઉત્કર્ષના કામમાં ઘણો જ ઉત્સાહ બતાવ્યો હતો, તે માટે અમે તેમને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ. સમાજના પ્રમુખ રા. દામોદર સાંકળેશ્વરને નીમવામાં આવ્યા હતા. તે પછી યોગ્ય ગૃહસ્થોની સબજેક્ટ કમિટિ નીમ્યા બાદ બીજી બેઠકમા નીચેના ઠરાવો પસાર કર્યા હતા જે ઠરાવો અન્ય જ્ઞાતિઓને પણ ઘણા જ ઉપયોગી જણાતાં અમે અત્રે આપીએ છીએ. સમય જાગ્રતિનો છે અને સર્વે જ્ઞાતિઓ આ પ્રમાણે સમજી પોતાનો ઉત્કર્ષ સાધી ઐક્ય બનાવી પોતાના દેશના ઉદયમા સહાય કરે એવુ અમે અંતઃકરણ પૂર્વક ઇચ્છીએ છીએ.

(૧) સમાજમા આવનાર પ્રતીનીધીઓ પાસેથી રૂ. ૨ નું લવાજમ લેવું. (૨) પ્રત્યેક સમાજમાં સાદું ભોજન કરવુ અને સ્થાનીક મંડળ મીષ્ટ ભોજન કરે તો પણ પ્રતીનીધી-

---

૧. आत्मा वा अरे द्रष्टव्यः ॥ अयमात्मा ब्रह्म ॥

૨. आनंद ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥

૩. तरति शोकमात्मवित् ॥

૪. क्षीयते चास्य कर्माणि ॥ अत्यंत दुःख निवृत्या कृत कृत्यता ॥ સાંખ્ય સૂત્ર.

૫. ब्रह्मविद् ब्रह्मैव भवति ॥ મુંડકોપનિષદ્.

ઓએ સાદું જ ભોજન લેવું. (૩) આ સમાજ ઠરાવે છે કે હાલની કુલીનતાના વંશપરંપરાના ભુલ ભરેલા વિચારોથી અહીત થાય છે, માટે વિચાર સુધારવા પ્રયત્ન કરવો. (૪) આ સમાજ ઠરાવે છે કે-આપણી જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધિનાં સાધનો વધારવાની આવશ્યકતા છે. વિદ્યા વૃદ્ધિ વગર અભ્યન્તર અને બાહ્ય ઉન્નતિ થવી અસંભવીત છે, આટલા માટે વિદ્યાવૃદ્ધિ કરવા માટે પ્રત્યેક સ્થળે જાતે અને જ્ઞાતિ સમગ્રે યોગ્ય પ્રબંધ કરવો. સમાજ આથી સુચના કરે છે કે દરેક સ્થળે શુભાશુભ પ્રસંગે પ્રત્યેક આસામી પાસેથી સ્થાન અને વ્યક્તીની સ્થિતિ અનુસાર અમુક રકમ લેવાનો ઠરાવ કરવો. આવી વસુલ થયેલી રકમની શું વ્યવસ્થા કરવામાં આવી છે, આનો વારસીક હેવાલ પ્રત્યેક સમાજ ભરાતા પહેલાં એક માસ પૂર્વે મોકલી આપવો. દરેક સ્થળના શાસ્ત્રીય અને વ્યાવહારીક જ્ઞાન લેનારાઓ પણ કોણ છે અને તેને જ્ઞાનમાં વૃદ્ધિ કરવામાં શું શુ સાધનો કે સાધનભાવ છે, તેનો હેવાલ સમાજમાં રજુ થઈ શકે તો કરવા પ્રયત્ન કરવો અને આવા હેવાલ પરથી સમાજને યોગ્ય લાગે તેવા પ્રકારનો આશ્રય આપવા તજવીજ કરવી. (૫) ઉંચ કેળવણી, શાસ્ત્રીય અને વ્યાવહારીક જ્ઞાન લેનારાઓ છેવટની પરીક્ષામાં ઉત્તીરણ થયા હોય તેનુ પ્રોત્સાહન કરવુ. (૬) યજ્ઞોપવીત થયા બાદ આપણા પ્રત્યેક બાળકે બે વરસમાં નીત્ય કર્મ શીખી લેવા અતી આવશ્યક છે. તે સમાજ આગ્રહ પૂર્વક પ્રત્યેક બધુઓના મન ઉપર ખાસ ઠસાવે છે કે આપણા દરેક બાળકે સંધ્યા તો ભણી જ લેવી જોઇએ આટલુ છતાં સમાજમાં ભાગ લેનારાઓનાં બાળકો તો સંધ્યાહીન નહીં જ રહેવાં જોઇએ. ૭) આગલા સમાજમાં એક સ્ત્રી હયાત છતાં બીજી ન કરવા તથા ત્રીશ વરસની ઉમ્મરની અંદરના મૃત્યુની ઉત્તર ક્રીયામાં સમાજમાં ભાગ લેનારાઓએ ભાગ ન લેવા જે ઠરાવ કર્યો છે, તેને આ સમાજ પુનઃ પુષ્ટી આપે છે. (૮) આ સમાજ કરજ કરીને કારજ વરા કરવાની પદ્ધતીને જ્ઞાતિ અને વ્યક્તીને હાનીકારક સમજે છે માટે તે બંધ કરવા સર્વે બધુઓને આગ્રહ પૂર્વક વીનંતી કરે છે. શુભાશુભ પ્રસંગે જ્ઞાતિભોજન કરવાની પદ્ધતી શરૂઆતમાં ધર્મ સંરક્ષણે દાખલ થઈ છે. પણ તે અધર્મ રૂપ ભાસતી હોય તો તેનો તત્કાલ અંત લાવવો એ આપણી ફરજ છે. (૯) આ સમાજ ઠરાવે છે કે ચાતુર્વેદ પુરૂષાર્થ પ્રાપ્ત કરાવનાર, બળ બુદ્ધિ વધારનાર આ લોક પર લોક હીત સાધવાના કારણ ભુત બ્રહ્મચર્ય પાલણ કરવાની ખાસ આવશ્યકતા છે માટે પુત્રનું લગ્ન બનતાં સુધી યોગ્ય ઉમ્મરે કરવું. (૧૦) આ સમાજ ઠરાવે છે કે રૂતુકાળ પ્રાપ્ત થયા પહેલાં ગૃહસ્થાશ્રમનાં સુખમાં પડવું એ ધર્મ શાસ્ત્ર વિરૂદ્ધ છે. આમ થવાથી રૂતુ શાંતી અને ગર્ભાધાન સંસ્કારનો લોપ થઈ દ્વીજત્વનો નાશ થાય છે માટે આ બાબત યોગ્ય પ્રબંધ કરવો. (૧૧) વિદેશી ખાંડમાં ધર્મભ્રષ્ટ કરનારાં તત્વો છે, એવું સમાજમાં જાહેર થતાં આ સમાજ આપણા સર્વ બંધુઓને વીદેશી ખાંડ ન વાપરવા આગ્રહ કરે છે. (૧૨) નાણાંની સવડ કરી સમાજ ઉદ્દેશો આપણા બધુઓમાં કાયમના જાગ્રત કરે એતદર્થે ઉપદેશકો તૈયાર કરવાના અને જુદા જુદા પ્રદેશોમાં ભાષણો કરવા સંધી કરી આપવાનો વખત આવી લાગ્યો છે, એમ આ સમાજનું માનવું છે. (૧૩) સમાજમાં ભરાએલાં, ભરાતાં, વસુલ થયેલાં અને વસુલ થવાનાં રહી ગયેલાં નાણાંની સુવ્યવસ્થા થવા ટ્રસ્ટ ડીડ કરવાની જરૂર છે. આ ટ્રસ્ટ ડીડનો ખરડો ત્રણ મહીનામાં તૈયાર કરાવી વ્યવસ્થાપક મંડળ પાસે મુકવો. ગ. ગ. ઇશ્વરલાલ દેવશંકર તથા ગીરધરલાલ જયકૃષ્ણ તથા ગીરજાશંકર કાશીરામ તથા અંબાલાલ કેવળરામ અને રણછોડલાલ

સંગારામની કમીટી નીમવામાં આવે છે અને તેમને તે સંબંધી યોગ્ય પગલાં ભરવા સત્તા આપવામાં આવે છે. (૧૪) આ સમાજનુ કામ સુવ્યવસ્થિત ચાલવા આપણા સમુહવાળાં મોટાં ગામો તથા નાનાં ગામોમાં જ્યા સો ઘરથી ઓછી વસ્તી ન હોય ત્યાં સમાજની ચાલુ શાખાઓ સ્થાપવી અને પ્રત્યેક વરસે સમાજ જે ગૃહસ્થે હાજર હોય તેની ચાલુ શાખા ગણી તેઓને પોતામાં બીજા ભાઇઓને વધારવાની સત્તા આપવી. આવી શાખા સ્થપાય તેના નેતા તરફથી એક પ્રમુખ પુરૂષનું નામ અત્રે આપવામાં આવશે, કે જેથી તેમને સમાજની મુખ્ય વ્યવસ્થાપક સભા તરફથી પ્રસંગોપાતઃ સુચના કરવાનું અનુકુળ થાય. (૧૫) આ સમાજની સુવ્યવસ્થા સારૂ અને સમાજ મળે તે દરમ્યાન એક વરસ કામ કરવા સારૂ ચોક્કસ ગૃહસ્થોનું વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવે છે અને તેઓ ગેરહાજર રહેલા યોગ્ય ગૃહસ્થોને પુછાવી પોતામા દાખલ કરવા સત્તા આપવામાં આવે છે. (૧૬) આપણી જ્ઞાતિના હિતચિંતક મી. બાપુજી જગન્નાથભાઈ તરફથી આવેલો પત્ર સમાજમાં વાંચતાં અમને હર્ષ થાય છે અને દરમાસે રૂ. ૧૫ મળે એવી રકમ આપવા માટે તથા તેઓ પોતે ઔદિચ્ય હિતવર્ધક ઉપદેશક ફંડ સ્થાપવા અને એક ઉપદેશક રાખવા તૈયાર હોવા માટે સમાજ તરફથી તેમનો ઉપકાર માનવાનો પ્રમુખ ઠરાવ કરે છે. (૧૭) સ્વવરણાશ્રમનુ ખંડન અને અનેક પંથોના પ્રવેશથી અધોગતી છે, માટે તે અધોગતીના માર્ગમાંથી બચવાને સમાજ ભલામણ કરે છે. (૧૮) વઢવાણ ખાતે બીજા બ્રાહ્મણ સમાજમાં સ્થપાયેલું અને ત્યાર બાદ પ્રત્યેક સમાજમાં ઉત્સાહ પૂર્વક સર્વ ભાઇઓએ વધાવી લીધેલું વિદ્યાવૃદ્ધિ ફંડ પુનઃ શરૂ કરવું અને તેનો યોગ્ય વીનીયોગ કરવાનુ ચાલુ કરવાની અતી આવસ્યકતા છે એમ સમાજ ઠરાવે છે.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

# બ્રાહ્મણોત્કર્ષ.

(સંવાદ રૂપે.)

(અનુસન્ધાન પૃષ્ઠ ૯૩ થી.)

**કંકુને કન્યા.**

શાસ્ત્રોમાં લગ્ન આઠ પ્રકારના કહ્યાં છે, પણ વરે અમુક આપવું એવુ તો એકકે લગ્નમાં નથી અને તેમ નથી માટે જ એમ કહેવાય છે કે "કંકુને કન્યા" અને તેથી જ કન્યાનું અથવા વરનું વેચાણ કરવું એ છેક જ હલકું છે. * * * સુધરેલી અને કેળવાએલી કોમમાં પણ વરનાં નાણાં, આપવાં પડે છે. જો કોઈ ગરીબ ગૃહસ્થને ત્રણ ચાર દીકરીઓ હોય તો તેના બિચારાના ભોગ મળે છે, તેથી વખતે બિચારી સદ્દગુણી અને કેળવાએલી કન્યાને નિરાશામાં સંસાર પુરો કરવો પડે છે માટે એ સર્વ બુરા રિવાજો નાશ પામે તેવા ઉપાય થવા જોઇએ.

એ બાદ સાવિત્રીબાઇએ જણાવ્યું કે * * * કન્યા વિક્રયનો ચાલ અત્યંત નઠારો છે, તે વિષે સુશિક્ષીત લોકોમાં કશો મતભેદ નથી. આપણાં શાસ્ત્રો અને આપણા લોકો એ ચાલને નિંદે છે એ યોગ્ય જ છે. દક્ષિણ તરફના મારા અનુભવ ઉપરથી હું કહીશ કે ત્યાં એ ચાલ બહુ જુજ છે, અને ક્વચિત્ જ તે અજ્ઞાન લોકોમાં ઉદાહરણ રૂપે દેખાય છે. કોકણમાં કેટલાક બ્રાહ્મણો દરિદ્રાવસ્થામાં છે. તેઓ મોટી કન્યા કરી, ઉમ્મરના પ્રમાણમાં નાણાં લે છે, અને વરની યોગ્યતા વિષે કશી કાળજી રાખતા નથી તેઓ ધનના લોભે ફાવે તે જગ્યાએ કન્યા આપે છે એ ઘણી જ અધમતા છે.

માતાપિતાએ બાળપણમાં કન્યાનુ સંરક્ષણ કરવું અને મોટી થાય ત્યારે કુળ, શીલ, વિદ્યા, સંપત્તિ, કીર્ત્તિ, વગેરે ગુણ યુક્ત વર જોઈ, દીકરીને પરણાવવી, એ તેઓનો ધર્મ છે. તેને બદલે કેવળ પોતાના પેટ તરફ નજર કરી વિદ્યા વિનયાદિ ગુણોનો તથા ઉમ્મરનો મ્હોટો તફાવત છતાં તેનો સંબંધ બાધવો, એ તો એક પ્રકારનો કન્યાવિક્રય થયો. પ્રત્યક્ષ દ્રવ્ય લેઈ દીકરી લેવી એ પ્રકાર હાલ સારા ગૃહસ્થોમાં બહુશ રૂઢ નથી, પરંતુ તેનો એક પ્રકાર તો રૂઢ જ થઈ ગયો છે. કન્યા દશ કે બાર વર્ષની થતાં તેને પચાસ કે સાઠ વર્ષની ઉમ્મરના વરને આપવી એ એક જાતનો વિક્રય જ કહેવાય. આપણા લોકોની માન્યતા પ્રમાણે કન્યા એ ગાય છે. જેને ઘેર તેને આપીશુ તેને ત્યાં જશે, પણ તેને કયે ઘેર મોકલવી તે સમજવાનું મહા જોખમ ભર્યું કામ માબાપના હસ્તકમા છે.

પુરૂષનુ વય પચાસ ઉપરાંત અને કદી સાઠ વર્ષનું હોય છે, કિંબહુના તે મરણ યોગ્ય છતાં જો જાગીરદાર, કિંવા શાહુકાર, કિંવા ઇતર રીતિએ શ્રીમંત હોય છે તો માતાપિતા બીજું કશું જોતાં નથી. આવા અનેક વિવાહ થવાનું આપણે દર વરસે સાંભળીએ છીએ. આ કજોડાનું પરિણામ બહુધા અવળું જ આવે છે. ક્વચિત્ કોઈ એવી ભાગ્યવાન્ સ્ત્રી હશે કે જે એવા વિવાહથી સુખી થઈ હોય; પરંતુ ઘણું કરી વૃદ્ધ વયના વરથી દ્રવ્ય છતાં અનેક આપત્તિ, કષ્ટ, કલેશ વગેરે સ્ત્રીઓને શોસવું પડે છે. કોઈ કહેશે કે સમાન વય છતાં વર વૃદ્ધ થાય છે કે નહિ ? તો કહેવું જોઇએ કે તેમ બને છે, પણ થોડે અંશે અને તે પરમેશ્વરની ઇચ્છાને આધીન; પણ માણસે બનતા સુધી યોજના સારી જ કરવી જોઇએ. સારૂં કરવા જતાં જો સારૂં થતું નથી તો નઠારૂ કરવાથી સારૂ કેમ થાય ? વાસ્તે વરના ગુણ, વિદ્યા વગેરે જોવા સાથે ઉમ્મર પણ જોવી જ જોઇએ.

પુરૂષે ચાળીસ વર્ષની ઉમ્મર થયા પછી લગ્ન કરવા જ નહિ જોઇએ, પરંતુ તે તેની પોતાની ખુશીની વાત છે એ કહેવાની અગત્ય અમો સ્ત્રીઓને નથી. તથાપિ વય ૪૦ વરસની થઈ કે તેને દશ બાર વર્ષની કન્યા દેવી નહિ, એવું કહેવાનો અમો સ્ત્રીઓનો હક છે. કન્યાઓની માતા જ નિગ્રહ કરશે તો એ ચાલ બંધ પડવા સંભવ છે. કિંબહુના વૃદ્ધ વર સાથે લગ્ન કરવાનું તેના પિતાએ ઠરાવ્યા છતાં માતાના આગ્રહથી તે લગ્ન ફોક થવાના બનાવો બનેલા છે. દીકરીનું હિત કરવાનો પિતાનો જે ધર્મ છે, તે કરતાં માતાનો ધર્મ અધિક છે, એમ હું માનું છું વાસ્તે આપણે સ્ત્રીઓએ આ વિષય વધારે અગત્યનો સમજી વિચાર કરવો જોઇએ.

પૈસા લેઈ પુત્રી પરણાવવી તે જેટલું ઘાતક તેટલું જ પૈસા ન લેવા છતાં તેણીનો બુઢ્ઢા વર સાથે વિવાહ કરવો એ પણ ઘાતક છે.

આ અનાચારનો અટકાવ થવા સભાઓ અને વર્તમાનપત્રોમાં જ્યારે ત્યારે મશ્કરી, નિંદા, વિટંબના, એવા અનેક પ્રકારો ચાલુ છે, તથાપિ એ દુષ્ટ ચાલનો જેવો જોઇએ તેવો અટકાવ થયો નથી, માટે એ બાબતના પ્રયત્નમાં આપણે સ્ત્રીઓએ પણ સારી રીતે મદદ કરવી જોઇએ કે જેથી તેનો નાશ થાય.

સુરદાસ સ્વામીએ લંબાણથી વિવેચન કરતાં જણાવ્યું કે "કોઈ પણ ધર્મના પુસ્તકમાં કન્યાવિક્રય કરવાનું કહ્યું નથી, માટે એ ચાલ નાબુદ કરવો જોઇએ. મનુ મહારાજે તો ત્યાં સુધી કહ્યું છે કે કદાચ કન્યા રજસ્વલા થાય અને તેને માટે યોગ્ય વર ન મળે તો પણ લગ્ન કરવાની ઉતાવળ કરવી નહિ. આપણા લોકો રજોદર્શન થયાને કન્યાકાળની હદ સમજી નઠારે ઠેકાણે આંખો મીંચી લગ્ન કરે છે, એ બહુ ખોટું અને શાસ્ત્ર વિરૂદ્ધ છે. કલકત્તામાં એક કન્યાને ધન લેઈ અયોગ્ય ઠેકાણે પરણાવી દેવાથી તે બાપડીએ આપઘાત કર્યો, તે આપણે વર્તમાનપત્રોથી જાણ્યું છે માટે એ બુરા ચાલનો નાશ કરવા આજે થએલું ભાષણ સ્તુતિપાત્ર છે.

પત્ની—આવી વિદ્વાન્ અને સુવિચારવાળી સ્ત્રીઓ આપણા દેશમાં વધે તો સંસાર સુધારામાં કેટલો વધારો થાય ? ઇશ્વર હવે આપણા દેશ પર કૃપા કરે અને સ્ત્રીઓનું અજ્ઞાન દૂર થાય એ પ્રાર્થના કરૂં છું.

પતિ—ઇશ્વર કૃપાથી દેશમાં જાગૃતિ આવી છે એટલે હવે સ્ત્રી કેળવણીમાં સુધારો વધારો થતાં સંસાર વ્યવહાર અને ધર્મ નીતિના વિષયમાં સ્ત્રીઓ પણ કુશળ થશે.

પત્ની—માણેક બાઇએ કંકુને કન્યાના વિષયમાં કહ્યું કે: શાસ્ત્રમાં લગ્ન આઠ પ્રકારનાં કહ્યાં છે પણ તેનો ક્રમ જણાવ્યો નથી માટે તે વિગતવાર સમજાવવાની કૃપા કરશો.

પતિ—બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ. એ પ્રમાણે આઠ પ્રકારના વિવાહ છે.

પત્ની—તે પ્રત્યેક વિવાહમાં શો ભેદ છે ?

પતિ—(૧) યોગ્ય વરને સત્કાર પૂર્વક બોલાવી અલંકાર યુક્ત કન્યાનું, કન્યાદાનના વિધિવડે દાન કરવું તે બ્રાહ્મ વિવાહ છે.

(૨) યજ્ઞમાં ઋત્વિજનું કર્મ કરનારા બ્રાહ્મણને અલંકાર યુક્ત કન્યા અર્પણ કરવી તે દૈવ વિવાહ છે.

(૩) વર પાસેથી એક અથવા બે ગોમિથુન (ગાય અને બેલ) લેઈ તેને કન્યાનું દાન કરવું તે આર્ષ વિવાહ છે. એ ગોમિથુન લેવાં તે નિંદિત નથી; કારણ કન્યાની પૂજા (સત્કાર) માટે લેવાં એમ કહ્યુ છે તેથી કન્યાનો વિક્રય થતો નથી.

(૪) તારે આ સ્ત્રીની સાથે જ રહી ગૃહસ્થાશ્રમ ધર્મનું પાલન કરવું અને એ સ્ત્રી જીવતી હોય ત્યાં સુધી બીજો વિવાહ અથવા સન્યાસ આશ્રમ લેવો નહિ, એમ કહી કન્યા દેવી તે **પ્રાજાપત્ય** વિવાહ.

(૫) જાત વાળાને તેની ઇચ્છા પ્રમાણે દ્રવ્ય દેઈ વિવાહ કરવો તે **આસુર.**

(૬) વર અને કન્યાની ઇચ્છાએ પરસ્પરનો સંયોગ થાય તે **ગાંધર્વ.**

(૭) યુદ્ધાદિક કરી બલાત્કારે કન્યા હરણ કરવું તે **રાક્ષસ વિવાહ.**

(૮) ચોરી કરી કન્યા હરણ કરવું તે **પૈશાચ** વિવાહ.

એ રીતે આઠ વિવાહ છે. તેમાં પ્રથમના ચાર ( બ્રાહ્મ, દૈવ, આર્ષ અને પ્રજાપત્ય ) માં પ્રથમ પ્રથમનો એટલે પ્રાજાપત્ય કરતાં આર્ષ, તે કરતાં દૈવ, અને તે થકી પણ બ્રાહ્મ શ્રેષ્ઠ એ રીતે સમજવું. પાછલા ચાર ( આસુર, ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ ) માં ઉત્તરોત્તર એટલે આસુરથી ગાંધર્વ, તે થકી રાક્ષસ અને તે કરતા પણ પૈશાચ નિંદ્ય છે. એમ સમજવું. એ આઠ વિવાહમાં બ્રાહ્મ અને દૈવ એ બે બ્રાહ્મણને માટે શ્રેષ્ઠ છે.

પત્ની—શાસ્ત્રની આજ્ઞા, દેશ, કાળ, પાક, પાત્ર, દ્રવ્ય, શ્રદ્ધા અને સંપત્તિનો વિચાર કરીને લગ્ન વગેરે સંસ્કારો તથા વર્ણ અને આશ્રમની વ્યવસ્થા યોગ્ય રીતે ચલાવવાનું કોનું કામ છે?

પતિ—હે સતિ ધર્મરાજા, આચાર્યો, જ્ઞાતિના આગેવાનો, અને પુરોહિતોનું એ કામ છે.

પત્ની—એવું છે તો ઇંગ્રેજ સરકાર પોતાની પ્રજાને ધર્મ, નીતિ અને વ્યવહારનું જ્ઞાન કેમ આપતી નથી?

પતિ—ઇંગ્રેજ સરકારનો ધર્મ, ભાષા અને દેશ જુદાં હોવાથી, તથા ભરતખંડના લોકોમાં ધર્મ અને રીત ભાત જુદાં હોવાથી તેઓ સર્વને સામાન્ય કેળવણી આપે છે, તેથી ધર્મ, નીતિ કે વ્યવહાર સંબંધી સંપૂર્ણ જ્ઞાન લોકોને મળતું નથી.

પત્ની—ત્યારે દેશી રાજાઓ પોતાના દેશની પ્રજાને ધર્મ નીતિ અને વ્યવહારનું જ્ઞાન આપે છે કે નહિ?

પતિ—ઘણા ખરા રાજાઓ તો પોત પોતાના રાજ્યભારમાં અને વૈભવમાં રચ્યા પચ્યા છે. બાકી કેટલાક ગાયકવાડ સરકાર અને નાભા વગેરેના જુજ રાજાઓ પોતાની પ્રજાના કલ્યાણને માટે કાળજી ધરાવે છે. તેમણે લગ્ન વગેરે બાબતોના સંબંધમાં કાયદા ઘડ્યા છે. બાળ લગ્ન અટકાવ્યાં છે પણ એથી આખા ભરતખંડના લોકોને લાભ મળે નહિ.

પત્ની—ત્યારે આચાર્યો, પુરોહિતોને જ્ઞાતીના આગેવાનો કે સમાજો એ કામ ઉપાડે તો થાય કે નહિ.

પતિ—થાય પણ આચાર્યો આત્મભોગ આપવા તૈયાર નથી. તેઓ મત મતાંતર અને મોજ શોખમાં પડી દ્રવ્ય હરણ કરવા તથા પુજાવાને પ્રયત્ન કરે છે, તે છોડી દે તો તેઓ દેશનું કલ્યાણ કરી શકે ખરા. પુરોહિતો તો કેવળ મિષ્ટાન્ન અને દક્ષણાના જ લોભી છે. "વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" આ કહેવત પ્રમાણે પુરોહિતો નિજ સ્વાર્થમાં રચ્યા પચ્યા રહે છે. તે સ્વાર્થનો ત્યાગ કરી પોતાના નામ પ્રમાણે કામ કરે તો યજમાનોનુ હિત થાય. હવે જ્ઞાતીના આગેવાનો રહ્યા તે તો પોતાની વડાઈ કાયમ રાખવામાં અને રાગ દ્વેષમાં રચ્યા પચ્યા છે, તેઓ કંઈ કરે એમ જણાતું નથી. પણ જો પ્રમાણીક અને પરોપકારી એવા તેજસ્વી પુરૂષો એકત્ર થાય, અને ગુર્જર બ્રાહ્મણનું એક મંડળ સ્થાપી કામ કરે તો બ્રાહ્મણોનો ઉદ્ધાર થાય.

પત્ની—ત્યારે તેવાં મંડળો સ્થાપવાં જોઇએ.

પતિ—તે વાત સૌના મનમાં છે પણ આ વખતના બ્રાહ્મણો "દેડકાંની પાંચશેરી" જેવા છે, તેથી વાદ વિવાદ અને ચડસા ચડસી કરી એકત્ર થતા નથી.

પત્ની—આપ કહો છો કે દેશમાં જાગૃતિ આવી છે તો તે કેવા પ્રકારની જાગૃતિ છે.

પતિ—એ જાગૃતિ ક્યાં ઘસડી જશે તે કંઈ કહેવાતું નથી કેમકે કેટલાક બ્રાહ્મણો છેક જુના વિચારના છે, કેટલાક નવા ને જુના મિશ્ર વિચારના છે અને કેટલાક તો નહિ નવામા ને નહિ જુનામાં એ વિચારના છે, ને કેટલાક તો પરદેશીનું તેજ સારૂં અને પોતાનું તે બધું નકામુ આવી સમજવાળા છે.

પત્ની—ત્યારે એ જાગૃતિ શા કામની.

પતિ—એમાથી ઘર્ષણ થઈ ઈશ્વર કૃપાથી કંઈક સત્વ નીકળશે તો બ્રાહ્મણોનો ઉદય થશે.

પત્ની—એવું શું સત્વ નીકળશે કે બ્રાહ્મણોનો ઉદય થશે.

પતિ—દેશકાળ અને ધર્મનો વિચાર કરીને જુનામાંથી જે સારૂં હોય તે રાખવું, અને નકામું હોય તે કાઢી નાખવું તથા નવામાંથી જે ઉપયોગી હોય તે દાખલ કરવું. આવા વિચારવાળા અને બળ, બુદ્ધિ અને પરાક્રમમાં પુરા, એવા બ્રાહ્મણોની સંખ્યા વધશે ત્યારે જ તેવુ મંડળ સ્થપાઈ બ્રાહ્મણોનુ શ્રેય કરશે.

# વિવિધ વર્તમાન.

રા. રા. ભવદીય ગણપતરામ શામળભાઈ તરફથી અમને આ માસિકમાં નીચેની હકીકત પ્રગટ થવા મળી છે.

**શ્રી ખંભાત તપોધન બ્રાહ્મણ વિદ્યોત્તેજક મંડળ.**

જેવી રીતે ભારત વર્ષની સર્વ કોમ વેદ વિદ્યાથી વિમુખ થવાથી અજ્ઞાનાંધકારમાં પડી દુઃખી થઈ ગઈ છે તેવી જ રીતે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની દશા છે. અરે ! આવી દશા છે એટલું જ નહિ પરન્તુ ઉપરોક્ત બ્રાહ્મણોને તો પોતે બ્રાહ્મણ છે કે કેમ તે પણ ખબર નથી. તેઓને માટે તપોધન શબ્દ છે કે તપોદન શબ્દ છે તેની પણ તેમને ખબર નથી.

આવી દશામાંથી મુક્ત કરી તેમને યોગ્ય પંથ ઉપર લાવવા ખંભાતમાં એક ખંભાત તપોધન બ્રાહ્મણ વિદ્યોત્તેજક મંડળ સ્થાપન કરવામાં આવ્યું છે. તે સંવત ૧૯૬૫ ના જેઠ સુદ ૧ થી સ્થાપન કરવામાં આવ્યું છે, તેના તરફથી બાળકોને તથા મોટાઓને વેદોક્ત સંધ્યા વંદન અગ્નિહોત્ર રૂદ્રી ઈત્યાદિ શીખવવાને એક ખંભાત તપોધન બ્રાહ્મણ વેદશાળા જ્ઞાતિના મકાનમાં સ્થાપવામાં આવી છે જ્યાં ચોવીસ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. તેમણે સંધ્યા અગ્નિહોત્ર, દેવ પુંજા અને અષ્ટાધ્યાયી રૂદ્રીના પાંચ અધ્યાય મોઢે કર્યા છે, વળી ગુજરાતી શાળામાં ભણતા વિદ્યાર્થીઓ યદિ પહેલેથી તે ચોથા નામ સુધી રાખે તો તેમને સ્કોલરશીપ આપવામાં આવે છે. તેમના પાસ થયા પછી તેમને આગલા ધોરણમાં ચાલતાં પુસ્તકો મંડળ તરફથી આપવામાં આવે છે. શાળાના વિદ્યાર્થીઓની વક્તૃત્વ શક્તિ વધારવાને અને જ્ઞાતિમાં જ્ઞાન પ્રચારાર્થ દર માસે એક સભા ભરવામાં આવે છે જેમાં વિદ્યાર્થીઓ તથા અન્ય વિદ્વાનો આવી ભાષણો આપે છે. દર માસે એક હવન શાળાના વિદ્યાર્થીઓ તરફથી કરવામાં આવે છે. એક નાનું પુસ્તકાલય પણ કાઢવામા આવ્યુ છે જેમાં સારા સારા પુસ્તકો તથા પત્રો રાખવામાં આવે છે જેનો લાભ વિદ્યાર્થીઓ લે છે મંડળના પ્રમુખ મુંબાઈના શેઠ ગિરિજાશંકર વિજયશંકર છે તેમની દાનમાં ઘણી ઉદાર વૃત્તિ છે. સેક્રેટરી મહાશય ગણપતરામ સામળભાઈ છે અને કોષાધ્યક્ષ મહાશય મંગળદાસ મોતીરામ છે. પુસ્તકાધ્યક્ષ તરીકે મહાશય રેવાશંકર મનસુખરામ છે. શાળાના હેડ ગુરૂ તરીકે પુંજ્ય શાસ્ત્રી અંબાલાલ છગનલાલ છે અને શિક્ષક તરીકે શાસ્ત્રી બાળકૃષ્ણ છે. આ બન્ને શાસ્ત્રીઓ આ જ્ઞાતિની ઉન્નતિ અર્થે અનેક પ્રકારના પ્રયાસો કરે છે. મંડળના આનાધિકારી ઉપદેશક મહાશય ગિરિજાશંકર નિર્ભયરામ છે. તે યથાવકાશ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના અન્ય ગામોમાં ભાષણ કરે છે. તેમના વ્યાખ્યાનોના પ્રભાવે અને તે તે જ્ઞાતિ જનોના ઉત્સાહને લીધે જોટાણામાં તથા તથા તાલુકા વિશનગર તાબે વાલમ ગામોમાં વિદ્યોત્તેજક મંડળો તથા શાળાઓ સ્થાપન થયા છે. ઉક્ત મહાશય **"તપોધન બ્રાહ્મણો અને તેમની ઉન્નતિ"** નામકે પુસ્તક લખે છે જે થોડા સમયમાં બહાર પડશે. આ મંડળની વાર્ષિક ઉપજ રૂ. ૨૦૦ ની છે અને

સ્થિર ફંડમાં રૂ. ૫૦૦૦ ની રકમ કરવાનો પ્રયાસ મંડળના વ્યવસ્થાપકો કરી રહ્યા છે. આ મંડળનો ઉદ્દેશ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિમાં ઐક્ય કરવાનો તથા વિદ્યા પ્રચાર કરવાનો છે. આ મંડળની ઓફીસ ખંભાત કોલમ પાડામાં છે.

આ ભાષણોનો કેટલોક ભાગ આપણા સમાજને ઘણો જ ઉપયોગી જણાતાં અમે અત્રે આપીએ છીએ, આશા છે કે દરેક બંધુ આ ઉપર વિચાર કરશે.

**વડોદરાના રાજમહેલમાં પેટાન્યાતો ભેગી કરવા વિષે ભાષણ.**

ગયા ઓકટોબરની તા. ૨૯ મીની સાંજે વડોદરાના રાજમહેલમાં હીંદમાંની પેટા જાતોના એકીકરણ સંબંધે ભાષણ હોવાથી શ્રીમંત મહારાજા સાહેબ, અમલદારો, સરદારો અને શાસ્ત્રી મંડળ હાજર હતું. પછી વૈદે પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું કે, આજનું 'ભાષણ' શ્રી મહારાજા સાહેબની હીંદની સામાન્ય ઉન્નતિ કરવાની મજબુત ઈચ્છાને જ આભારી છે. નાની નાની જાતો એકત્ર કરવાથી મોટી જાતોને બળ મળી તેમની ઉપયોગીતામાં અને મહત્વમાં કેટલો વધારો થાય તે હું આજે જણાવીશ. ન્યાતોના પેટા ભેદ સશાસ્ત્ર નથી. તે છેલ્લાં પાંચ દશ સૈકામાં જ થયા છે. હીંદમાં કુલ ૩૫૦૦ થી ૪૦૦૦ ન્યાતો છે. તેમાં પેટા ન્યાતોનો સમાવેશ કરીએ તો દસેક હજાર થાય. ઘણી પેટા ન્યાતોમાં ભોજન વ્યવહાર તો હોય છે, પરંતુ એકીકરણનો મુખ્ય ભાગ લગ્ન સંબંધ ચાલુ કરવો એ છે.

ઈ. સ. પુર્વે ૩૦૦ વરસ ઉપર માત્ર સાત જ જાતો હતી એવી તે વખતે લખાયલાં પુસ્તકોથી માહીતી મળે છે. પેટા ભેદ તે વેળા નહોતા. રામાયણ—મહાભારત જોતાં પણ ચાર વર્ણ હોવાનુ અને તેમાં પણ ઉંચ વર્ણ નીચ વર્ણની સ્ત્રી પરણી શકતા હોવાનું જણાય છે. કાળીદાસ કવીના ગ્રંથોમાં પણ જાતીના પેટા ભેદનું કાંઈ વર્ણન જણાતું નથી. એટલે આવી સ્થિતિ ઈ. સ ૫૦૦—૬૦૦ સુધી હતી અને તે બાણ કવીના કાળ સુધી ચાલુ હોઈ તે પછી જાતીનાં બંધનો દૃઢ થતા જવાથી ભેદ પડવાની પણ શરૂઆત થઈ, કનોજના રાજા જયસીંહે કનોજીઆ બ્રાહ્મણની શુદ્ધતા આનેવારી કરી કાયમ કરી. અદ્યાપિ પણ વધુ આનેવારીનાં કુટુંબ કન્યા જલદી મેળવી શકે છે. આવો કુટુંબ ભેદનો રીવાજ અહીંના પાટીદારો અને બંગલાના હજામોના સંબંધમાં પણ માલમ પડે છે. પેટા ભેદને લીધે વારંવાર અડચણો ઉત્પન્ન થઈ ટંટા બખેડા પણ થાય છે. પેટા ભેદો એકત્ર થવાને ધર્મશાસ્ત્રની બીલકુલ હરકત નથી બ્રાહ્મણોની જુદી જુદી પેટા જાતીઓમા લગ્ન સંબંધ કરવાની શંકરાચાર્યે પરવાનગી આપી છે. છતાં લાબા વખતથી ભેદના પડેલા અભ્યાસને લીધે તે છોડી શકાયા નથી. સમય બદલાતો જતો હોવાથી હવે તે ભેદો એકત્ર થવાની જરૂર છે, વગેરે કહી પોતાનુ ભાષણ સમાપ્ત કર્યું હતું. પછી શ્રીમંતની ઈચ્છાથી **વે. શા. સં. અમૃતરામ શાસ્ત્રીએ** મરાઠીમા ભાષણ કરતાં જણાવ્યું કે, આ પ્રસંગે શ્રી સરકાર મહારાજા સાહેબે કૃપાવંત થઈ મને આ વિષય ઉપર બોલવાને જે આજ્ઞા કરી તેથી હું આભારી થયો છું. બ્રાહ્મણ જાતીમાં જે અવાંતર પેટાભેદ ઘણા થયા છે તે સાંપ્રત વર્ધમાન સ્થિતિ ઉપર છે, એમ કહેવાને હરકત નથી. એ પેટાભેદ થવાનાં કારણો દેશ દેશના જુદા જુદા આચારો છે. વળી

એક કુટુંબ પોતાના દેશથી જીવિકા વગેરે કારણને માટે બીજા દેશમાં ગયું હોય અને ત્યાંના લોકોના આચારવિચાર સાથે મળી જાય તો પછી લાંબી મુદતે પોતાના દેશીઓથી જુદું પડે. આવાંજ કારણો પેટાભેદ વધવાનાં હોવાં જોઇએ.

મહાભારતમાં જે જે સ્થળે બ્રાહ્મણ વિષે બોલવામાં આવેલું છે ત્યાં જુદા જુદા ભેદ પાડી બોલવામાં આવેલું નથી. વળી પ્રથમના વ્યાખ્યાનકારે જણાવ્યું છે કે, પ્રથમના વખતમાં બ્રાહ્મણો ચારે વર્ણની કન્યાઓ પરણતા વગેરે પરંતુ સાંપ્રત આ કળિયુગમાં તે બાબતનો કલિવર્જ્ય પ્રકરણમાં નિષેધ કરેલો છે. બ્રાહ્મણોએ બ્રાહ્મણની અને ક્ષત્રીઓએ ક્ષત્રિયની જ કન્યા પરણવી, નહિ તો વર્ણનો સંસ્કાર થાય. ઉદાહરણાર્થે બ્રાહ્મણોનું બીજ અને ક્ષત્રીયના ક્ષેત્રથી ઉત્પન્ન થયેલી સંતતિને આપણાથી બ્રાહ્મણ ન કહેવાય તેમ ક્ષત્રીય પણ ન કહેવાય. **અનુસ્મૃતિ**માં જણાવ્યા પ્રમાણે મિશ્ર જાતીની સંતતિ ૫-૬ પેઢી સુધી ચાલે તો તે આખરે ક્ષેત્રની જાતિ થાય. એવી ઉલટી રીતે વ્યભિચારથી ઉત્પત્તિ થાય તેમાં જાતિઓ બદલાઈ જાય છે.

વળી એ સિવાય કલિવર્જ્ય પ્રકરણમાં બીજા ઘણા વિધિ નિષેધ બતાવ્યા છે. આ પ્રકરણનો આધાર કેટલાંક પુરાણ વચનો છે. પુરાણના સમયમાં જેવી લોકસ્થિતિ હતી તેને અનુસરી એવા વિધિનિષેધ થયેલા છે. દાખલા તરીકે **सौराष्ट्र मगधेषु च** ઇત્યાદિમાં જઈ આવનારને ફરી સંસ્કાર કરવા જણાવ્યું છે. તે સમયમાં ત્યાં જઈ આવનારને પોતાના આચાર તથા ધર્મ સાચવવા મુશ્કેલ હતા માટે એમ જણાવેલું છે હાલ તો કોઈ ધારે તો રેલ્વે મારફતે મુસાફરી કરી પોતાના આચાર સંભાળી શકે તો તેને ફરી સંસ્કાર કરવાનું કારણ બનતું નથી. આવી જ રીતે સમયને અનુસરી ઘટતા ફેરફાર થાય તે સર્વને સુખાવહ છે.

વળી આપણા મૂળ જ્ઞાતીકારોએ જે જે સ્થળે બ્રાહ્મણોના આચારો બતાવ્યા છે ત્યાં ગ્રહસ્થને માટે જુદા અને દેશસ્થને માટે જુદા તથા નાગરોને માટે જુદા એમ ભેદ બતાવેલો નથી. સર્વ ઠેકાણે બ્રાહ્મણ જાતિના એક જ રીતના આચાર બતાવેલા છે, તો આજે અવાંતર પેટાભેદ દક્ષિણાત્યોમાં તેમ જ ગુજરાતીઓમાં વધી ગયા છે, તે શાસ્ત્રસંમતથી અશાસ્ત્રીય છે, એમ જણાઈ આવે છે. ઇશ્વિરકૃપાથી આપણો દેશ રેલ્વે, છાપખાનાં વગેરે ઉપયોગી સાધનોથી સંપન્ન થયો છે, તેથી આપણે ઘણે અંશે જુદા જુદા દેશના આચારવિચારોના માહિતગાર થયા છીએ, તો તે વિષે દેશકાળાનુસાર સારાસાર વિચાર કરવો યોગ્ય છે. આવા અનેક પેટાભેદ વધી ગયા છે, તેનો પાછો સમારોપ થાય તો સર્વને સુખ અને ઐક્યતા થશે.

## રા. સા. કારનીટકરનું ભાષણ.

રા. સા. કારનીટકરે જણાવ્યું કે, જાતિભેદ તોડવાનો પ્રશ્ન લાંબા સમયથી ચાલે છે.

બ્રહ્મોસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ વગેરે તે ભેદ તોડવાને ઘણાં વરસોથી પ્રયત્નો કરે છે. પ્રશ્ન મહત્વનો હોવાથી આ વિચારવાન લોકોએ સમાધાનકારક નિર્ણય આણવો અગત્યનો છે. આપણને આપણા દેશની એકતા કરવાની જરૂર હાલ જણાયાથી આ ભેદો તેમાં અડચણ કરતા જણાયા છે. જુદી જુદી જાતોમાં રોટીવ્યવહાર ચાલુ થયા સિવાય દેશનો એક જીવ થવો ઘણો મુસ્કેલ છે. રા. સા. રાનડે કહે છે કે, સુધારણા ખરી અને ટકાઉ થવાને માટે તે જાણી બુજીને બુદ્ધિપુરઃસર થવી જોઇએ. પેટાભેદનો નાશ થવામાં શાસ્ત્રો અનુકૂળ નથી એમ કેટલાક કહે છે, પણ જે રીતે પ્રથમ ભાષા અને પછી વ્યાકરણ તેમ પ્રથમ વ્યવહાર અને પછી વ્યવહારશાસ્ત્ર. કાલમાન પ્રમાણે શાસ્ત્ર પણ બદલાવાં જોઇએ. જે પ્રમાણમાં શિક્ષણ અને સુસંસ્કારો વધશે તે પ્રમાણે સુધારણાની પણ આપોઆપ જરૂર જણાશે વિધવાવિવાહ સંબંધે કાયદો થયાથી માર્ગમાથી તે અડચણ દૂર થઈ છે. સુધારણાના કામે કાયદાથી સખ્તાઈ થઈ શકે નહિ, અને તેમ કરવું ઉપયોગી પણ નથી.

## શ્રી મહારાજા સાહેબનું ભાષણ.

આ પછી મહારાજા સાહેબે ભાષણ આપતાં જણાવ્યું કે, રા. બા. વૈદ્યનું ભાષણ પેટ ન્યાતોને એકત્ર કરવી ઈષ્ટ છે કે નહિ તે વિષે હતુ. તેમાં મુખ્ય ન્યાતોનો પ્રશ્ન નહોતો પંડિત અમૃતરામ શાસ્ત્રીએ અને રા. કારનીટકરે એ વિષે પોતાની અનુકૂળતા જણાવી છે કોઈ પણ સુધારણા પોલીસની સખ્તાઈથી કે લશ્કરી સહાયથી થવી અશક્ય હોય છે. રા. બા. વૈદ્યનો પણ તેવો મત હોય તેમ લાગતું નથી, એટલુ જ નહી પણ કોઈ પણ સમજુ માણસ તેવું પ્રતિપાદન પણ કરશે નહિ. સખ્તાઇથી સુધારણા થશે એવું કહેનારને દુનિયાનો અનુભવ નથી એમ જ કહેવું જોઇએ. બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થાએ જેમ માણસના આયુષ્યક્રમમાં સ્થિત્યંતરો થયા કરે છે, તેવાં સમાજના આયુષ્યક્રમમાં પણ થાય છે. તેથી જ સમાજની ભિન્ન ભિન્ન પરિસ્થિતિને અનુસરીને જ સુધારણાના ઉપાય યોજવા જોઇએ. આ વાત Persuation દષ્ટાંતોથી સમજાવીને કિંવા Convictionથી એટલે સત્યતા બદલ મનની ખાત્રી કરી આપીને કરવી જોઇએ. તે કામમાં સખ્તાઈ ઉપયોગી નથી હું રાજાના નાતાથી અહીં બોલતો નથી, પણ આ સંબંધી મારો મત સર્વને જણાવવાનો મારો હેતુ છે. લોકો અનુકૂળ થયા પછી સુધારણા કરીશું એવું બોલવું વ્યર્થ છે. શંકરાચાર્ય અને ગૌતમબુદ્ધ જેવા વિચારશીલ માણસોએ જે સુધારણા કરી છે તે પોતાના જ્ઞાનસામર્થ્યથી કરી છે. પોતાના બુદ્ધિસામર્થ્યથી તેમણે સમાજ પર પોતાનું વજન બેસાડી અને લોકમત અનુકૂળ કરી લઈ ધારેલો ફેરફાર કર્યો. સમાજમાં સુધારો ફેલાવવાનો પ્રયત્ન કરનારાઓ લોકોનાં વર્તનને ને તેમની અડચણોને જાણનારા હોવા જોઇએ. સુધારણા સર્વ સંમતિથી થાય તેવુ તો જોઇએ છીએ, પણ તેમ થવું દુર્ઘટ હોય છે. આજે બ્રિટિશપાર્લામેંટ આગળ પણ minoritiesનું એટલે ઓછી સખ્યાવાળા લોકોનું શું કરવું? તે પ્રશ્ન ખરો છે. અમારા લોકોમાં આજ્ઞાધારકપણું અને તેની રીત જોઇએ તે પ્રમાણે છે કે નહિ, તેનો હજુ સંશય જ છે. ધર્મગુરુ શંકરાચાર્ય પણ જો આપણાથી ઉલટું બોલે તો આપણે તેમનું સાભળીએ નહિ એવી આપણી સ્થિતિ છે. જે સ્થિતિ ધર્મગુરૂની તે જ સ્થિતિ ઇતર સત્તાધિકારીની સમજવી.

જાપાનની લોકસ્થિતિ આપણાથી ઘણી જુદી છે. ત્યાંના લોકો અત્યંત રાજભક્ત છે. સામાજિક બાબતોમાં પણ તે રાજ્યનો હુકમ માથે ચઢાવે છે. આગેવાનો ઉપર તેમનો વિશ્વાસ હોય છે. સુધારણા ફેલાવવી તે ધર્મશાસ્ત્રના આધારે કે યુક્તિવાદથી અને તે બે માર્ગોમાંથી ઉત્તમ કયો તેનો વિચાર આવશ્યક છે. કેવળ એક જ રસ્તે જવું ઠીક નથી એમ લાગે છે. આ સંબંધમાં સર્વેએ સહનશીલતા રાખવી જોઇએ. જેને માર્ગ ખરાબ લાગે તેને તે છોડવા અને સારો લાગે તે પકડવા દેવો જોઇએ. મતભેદથી જો અંદર અંદર જ કાત્યાયન કરવા માંડે તો તો કંઈ પણ સુધારણા થઈ શકે નહી. રાજાએ ઉપલા બન્ને માર્ગોને ભરપૂર સ્વતંત્રતા આપવી જોઇએ. તેણે એવી વૃત્તિ રાખ્યાથી સુધારણાનું કામ ઘણું જ સુલભ થશે એમ મને લાગે છે. કોંગ્રેસ વગેરે જેવી સંસ્થાઓ દ્વારા પ્રતિનિધિની સંસ્થાની માગણીની હીલચાલ ચાલુ છે; પરંતુ તે સંબંધમાં આપણે કેટલા લાયક છીએ—આપણામાં કેટલી પાત્રતા છે, એનો પણ આપણે જરૂર વિચાર કરવો જોઇએ. આપણા અંદર અંદરના સર્વ-વ્યવહારનાં મૂળ શુદ્ધ હોયા સિવાય પ્રતિનિધિક ( representatiae ) સભાની ઇચ્છા કરવી વ્યર્થ છે. હાલ જાતિ વડે કરીને સમાજ ઉપર કેવો જુલમ થઈ રહ્યો છે તેનો વિચાર શું આપણે કરવાનો નથી ? ભેદ એ જ સમાજ બંધારણાનો પાયો થઈ પડયો છે. તેવી સમાજનું કલ્યાણ થવું ઘણું મુસ્કેલ છે. સર્વેએ પોતપોતામાં એકીકરણ કરવાનો પ્રયત્ન કર્યા સિવાય કોઈ પણ હીલચાલ ફળદ્રૂપ થનાર નથી. એકીકરણના કામે કાયદા કરતાં સમજાવટનો માર્ગ જ વધુ શ્રેયસ્કર હોવાનુ હમણાં કહ્યું જ છે. રોમન અને ઇસ્લામી સામરાજ્યોમાં સખ્તાઇથી ફેલાવેલી સુધારણાનું કેવું ખરાબ પરિણામ આવ્યું છે તે જે તે સામરાજ્યના ઇતિહાસ પરથી ગમે તેને સમજાઈ આવે તેવું છે. એકાદ સુધારણા કદાચ તેમને ના પસંદ હોય તો તમે તે ન સ્વીકારશો, પણ લોકોમાં તે ફેલાવનારના માર્ગમાં તો તમે અટકાવ ન જ કરશો. મતભેદ હોવાથી સહનશીલતાથી વર્તવાની લોકને પ્રવૃત્તિ થશે, અને તેથી સામાજિક સુધારણાના સંબંધમાં એક મોટી અડચણ દૂર થવા સરખું થશે. પેટા જાતિનું એકીકરણ કરવા સરખી સામાજિક સુધારણા કરવાના સંબંધે મેં મારા વિચાર તમારા આગળ દર્શાવ્યા છે, તેનો તમે શાંતપણાથી વિચાર કરશો એટલું જ મારૂં કહેવું છે.

**શ્રીમાળી બંધુઓના પ્રયાસો.**

ગયા અકટોબર માસમાં કાઠીયાવાડમાં આવેલા ચૂડા મુકામે કેટલાક ગામના શ્રીમાળી બંધુઓ એકત્ર થયા હતા. તે પ્રસંગે એક વિજ્ઞપ્તિ પત્રિકા વહેંચવામાં આવી હતી. જેમાં નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી.

## શ્રીમાળી બંધુઓને વિજ્ઞપ્તિ.

આપણા યજુર્વેદી શાખાવાળા શ્રીમાળી બંધુઓને વિજ્ઞપ્તિ. હાલમાં સમય બદલાતો જાય છે. સૂક્ષ્મ દ્રષ્ટિથી અવલોકતાં દરેક જ્ઞાતિ બંધુને જરૂર જણાશે કે, આપણે માણસે અને પૈસે ખસાતા જઇએ છીએ; જેથી સમસ્ત જ્ઞાતિના શ્રેયની ખાતર નીચેની બાબત ઉપર દરેક જ્ઞાતિબંધુ વિચાર કરવા કૃપા કરશે, અને સૌ મળી કોઈ ધોરણ ઉપર આવવાનું બની શકે [illegible] પરમાર્થ બુદ્ધિથી જ આ પત્ર રૂપે જ્ઞાતિ બંધુઓને વિનંતિ

અમે કરીએ છીએ, તે ઉપર નજર રાખી કાર્ય કરવામાં શ્રી મહાલક્ષ્મીજી આપણને સહાય થાઓ। તથાસ્તુ.

વાણીઆ જેવી સમૃદ્ધિવાન જ્ઞાતિ પણ સમયને અનુસરી નાતમાં સુધારા કરવા મંડી પડી છે, જીવાઇદાર ગરાસીઆએ પણ સમજી જઈ યોગ્ય રસ્તા લેવા મંડેલા છે, અને ઇશ્વરે આપેલી લાખોની જાગીરોને લીધે જેમને કશી ખામી, ખોટ, કે ન્યૂનતા નથી એવા રાજાઓ પણ રાજ વૈભવમાં રેહેવા છતાં, ખરચ ખુંટણમાં કમીપણું કરવા શીરસ્તાઓ બાંધવા લાગ્યા છે, જેના અહેવાલો વર્તમાનપત્રો દ્વારા આપને વિદિત હશે, તો પણ જ્ઞાતિ એ બાબતમાં કાંઇ વિચાર ન કરે તો તેમા આપણો જ પ્રમાદ આપણે માનવાનો છે

આપણી શ્રીમાળી જ્ઞાતિમા (સામવેદી અને યજુર્વેદી બન્ને શાખામા) સુધારો થવા માટે વઢવાણ અને જામનગર ખાતે ઉત્સાહી જનોએ પ્રેરણા કરવાથી આપણી જ્ઞાતિની કોન્ફરન્સો ભરવામાં આવી હતી; પરંતુ તેમાથી માત્ર ખર્ચ થવા ઉપરાંત કાંઈ સંગીન ફળની પ્રાપ્તિ જોવામા આવી નથી, એટલે હવે બીજી જ્ઞાતિઓના દાખલા જોઇને અમને એવો વિચાર ઉત્પન્ન થયો છે કે, કોન્ફરન્સો ભરીને જ્ઞાતિના પૈસા ખરચીને વ્યર્થ શ્રમ કરવામા કાંઈ ફાયદો નથી, જેથી એક બીજાઓના આવી રીતે પત્રદ્વારાએ મત મેળવી જો બની શકે તો સુધારા ઉપર આવીએ, જેમાં આગ્રહ કોઇને નથી, વાસ્તે હાલ નીચેની બાબતો ઉપર મહેરબાની કરીને આપ સૌ પોતપોતાના ગામના જ્ઞાતિલાઓ ભેળા થઈ એક સંપે જરૂર વિચાર કરી ધ્યાન આપશો, એવી નમ્રતાપૂર્વક વિનંતિ કરવામાં આવે છે.

આટલી વિજ્ઞપ્તિ કરી નાતના ૧ પરણેતર બાબતના ૨ કન્યાવિક્રય બાતનાં ૩ આધરણી બાબત તથા ૪ મરણ બાબતના રિવાજોમા ફેરફાર કરવાની સૂચનાઓ થઈ હતી, પરંતુ બધા મ્હોટા શહેરના તમામ પક્ષના માણસો નહિ હોવાથી કેટલુંક પોતપોતાને ગામ જઈ બધાને પુછીને પંદર વીસ દીવસની અંદર જવાબ લખવા જામનગરના બ્રાહ્મણોનો ઠરાવ થયો. પાટણ ધ્રાગધ્રા હળવદ વગેરેના બ્રાહ્મણોએ આ ઠરાવો સર્વેને કબુલ હોય તો તે પ્રમાણે વર્તવા કબુલત આપી હતી.

| | | | | |
|---|---|---|---|---|
| ૪૫૪ | „ | ધનજીભાઈ રાનેશ્વર | ભુજ | રૂ. ૧-૦- |
| ૪૬૩ | „ | વિસનજી રાવજી | „ | „ |
| ૧૨૭૫ | „ | મોતીરામ નારભુજી | કોળીયાદ | „ |
| ૩૮૫ | „ | મગનલાલ નરસિંહરામ ભટ્ટ એલ. સી. ઇ. | ભાવનગર | „ |
| ૩૦૪ | „ | નરહરિશંકર પ્રાણશંકર | મુંબાઇ | „ |
| ૪૧૧ | „ | નર્મદાશંકર ચિંતામણી | „ | „ |
| ૧૯૯ | „ | મણિશંકર વિઠ્ઠલ | નડિયાદ | „ |
| ૧૦૯ | „ | શિવલાલ ગણપતરામ વ્યાસ | વીરમગામ | „ |
| ૪૫ | „ | ચુનીલાલ મુળજીભાઇ | „ | „ |
| ૫૫૯ | „ | મોતીરામ દલપતરામ ભટ્ટ | સુરત | „ |
| ૧૦ | „ | સોમનાથ નથુરામ ત્રિપાઠી | સરખેજ | „ |
| ૫૨ | „ | જેઠાલાલ નથુરામ ત્રિપાઠી | „ | „ |
| ૪૮ | „ | ચુનીલાલ દેવશંકર | બદરખા | „ |
| ૪૪૨ | „ | જીવણરામ મકનજી ભટ્ટ | ભુજ | „ |
| ૪૭ | „ | ભોગીલાલ કૃપાશંકર ત્રિપાઠી | ડાંગરવા | „ |
| ૧૩૦૮ | „ | જાની ઉમયાશંકર એમ. | ભાવનગર | „ |
| ૧૧૯૪ | „ | માધવલાલ મકનજી ભટ્ટ | મુંબાઇ | „ |
| ૭૬ | „ | શિવશંકર વિશ્વનાથ ત્રિપાઠી | અંકલેશ્વર | „ |
| ૬૧ | „ | પ્રાણજીવન નારાયણ ત્રિપાઠી | પૂના | „ |
| ૫૮ | „ | ડાહ્યાશંકર દલપતરામ | સેવાલીયા | „ |
| ૧૨૦૧ | „ | પુરૂષોત્તમ મથુરભાઇ વ્યાસ | વડોદરા | „ |
| ૧૨૬૧ | „ | ચુનીલાલ મુગટરામ | અમદાવાદ | „ |
| | „ | હરિલાલ અમ્બારામ ત્રવાડી | દેત્રોજ | „ |
| | „ | ઝવેરીલાલ હરગોવિંદ | રાણપુર | „ |
| | „ | પરસોતમ વેણીરામ | કુકવાવ | „ |
| | „ | નર્મદાશંકર મુગટરામ | દેત્રોજ | „ |
| ૨૧૬ | „ | પુરૂષોત્તમ હરિકૃષ્ણ પુરાણી બી. એ. | અમદાવાદ | „ |
| | „ | મણિલાલ આત્મારામ પંડ્યા બી. એ. | ભરૂચ | „ |
| | „ | શાસ્ત્રી પ્રભાશંકર જયશંકર | ભુજ | „ |

# ગુજરાતના બ્રાહ્મણો એકત્ર કરવાના સંબંધમાં સંકેત

## સાક્ષર શિરોમણી મણીલાલ નભુભાઈ દ્વિવેદી:

આપણો આર્યાવર્ત પુરાની ભવ્ય દશામાંથી આજ અતિ હીનદશા ભોગવે છે એમ સર્વ કોઈ બોલે છે. આવી દશા થવાનાં અનેક કારણો કહેવામાં આવે છે બાલલગ્ન, ધર્મ-બંધ, પરદેશીય દુરાચારનું અનુકરણ આદિ અનેકાનેક કારણોની યોજનાઓ સંભળાય છે; અનેક અનેક ઉપાયો તે તે કારણ દૂર કરવા સારુ કહેવામાં આવે છે. આમાંના એકે ઉપાયનો પ્રયોગ આજ પર્યંત વિજયી થયો હોય એમ મારા જાણવામાં નથી. એવા પ્રયોગ નિષ્ફલ થાય છે તેનું મૂલ નિદાન શું છે ! ઘણા સમયથી આ પ્રશ્ન વિષે વિચાર કરતાં એ સર્વનું મુખ્ય અને ગૂઢ કારણ જે **ભેદમય નીતિમાં** આપણે આજ આવી પડ્યા છીએ તેજ લાગે છે. જ્યાં જોઈએ ત્યાં ધર્મ પંથ મતના ભેદ, નાતનાતનાભેદ, ગામગામના ભેદ, વર્ગે વર્ગના ભેદ, એમ ભેદને લીધે જે ઐક્ય-અભેદ-જોઈએ, માણસ માણસનો પ્રેમ જોઈએ, આપણા આર્ય ધર્મના તત્ત્વરૂપે જે સિદ્ધ છે, તે સધાતો નથી; તેથીજ કોઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી, સ્વાતંત્ર્ય આવતું નથી, અને દેશોન્નતિ બનતી નથી. જે પ્રેમભાવ એકતાનું મૂલ બીજ છે, સમાનવૃત્તિનો પિતા છે તે, નાતજાત કુલવર્ગ આદિનાં સંકોચમય બંધનોમાં શુષ્ક થઈ ગયેલા હૃદયમાં ઉદય પામતો નથી. તેવો ભાવ ઉદય પામ્યા વિના " હું અને મારું " સાચવવાની સ્વાર્થવૃત્તિ, ટળતી નથી. સમગ્ર મનુષ્યવર્ગને માટે સ્વાર્પણ કરવાનું ભાન આવતું નથી, અને પરોપકાર, પરમાર્થ, દેશોન્નતિ, ઇત્યાદિની વાર્તાઓનો આદિને અંત વાણી વિલાસમાત્રમાંજ આવી રહે છે. × × × ×

કોઈ પ્રાચીન મતાનુયાયી પ્રશ્ન કરશે કે જ્ઞાતિઓ ખોટી છે ? નિરુપયોગી છે? હું કહું છું કે તેમનો ઉદ્દેશ મૂલ બહુ સારો હતો. મંડલ નાનાં નાનાં હોવાથી કોઈપણ સજાતિ સદાચાર સહજે સાચવી શકાતાં, થોડા માણસમાં પ્રેમ પણ સારો જામતો, પરંતુ હાલની દશામાં તો એ બધા હેતુ ઉધા થઈ ગયા છે મૂલની રાજ્યવ્યવસ્થા બદલાઈ, પંચ અને પટલાઈથી થતા ઇનસાફનો સમય ગયો, વિદ્યા કેળવણી આદિનો ક્રમ બદલાયો, તેમાં જે અમુક આગળ હતા તે હાલ પાછળ પડી ગયા, અસલ પાછળ હશે તે હાલ આગળ આવી ગયા—પ્રત્યેક જ્ઞાતિમાં આવી અવ્યવસ્થા થઈ ગઈ, જ્ઞાતિ એ તો નામ માત્રજ રહ્યું. જ્ઞાતિ જ્ઞાતિમાં પણ વિચાર આચાર ઇત્યાદિના વધતાપણા ઓછાપણાને લીધે અનેક ટોળીઓ થઈ ગઈ, અને પ્રેમને બદલે દ્વેષ તથા ઈર્ષ્યા, સદાચારનો અમલ કરવાને બદલે થોડાક જથાવાળાઓના મનસ્વી વિચારનો અમલ, અને તેથી વિરોધ, ભેદ, તડ, પક્ષ, એ પ્રસંગ ઉભા થયા. જેની આંખોને સંકોચમય વૃત્તિના અભિમાનનો પડદો બંધાયો ન હોય તેને તો કહેવુંજ પડે કે જ્ઞાતિભેદ બહુ હાનિકારક છે, વિઘ્નરૂપ છે. × ×

REGISTERED No B 8!

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रः समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानी व आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થ:—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો, તમારાં સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારી ક્રિયા સમાન હો, તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારાં મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો.

વર્ષ ૧, અંક ૮. [ માસિક. ] પૌષ સંવત

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, સહીવાળા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલું લખાણ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી મોકલવા કૃપા કરવી અને આ લખાણ જો માસિકમાં લેવામાં નહીં આવે તો અમે તે પાછું મોકલવા બંધાતા નથી.

૩ માસિકનો આ આઠમો અંક આવેથી લવાજમ મનીઓર્ડરથી મોકલવા વિનંતિ છે. જેથી અમારૂં વ્યવહારૂ કામ સરળ થઇ પડે. જે ગ્રાહક અંક વિ. પિ. થી મંગાવે છે તેમને મોકલવામાં આવે છે. જેમણે ગ્રાહક નજ થવું હોય તેમણે કૃપા કરીને પત્રથી જણાવવું અગર પાછું મોકલવું ગ્રાહક થઈ અંકો રાખ્યા પછી લવાજમ ન મોકલવું, અને બ્રાહ્મણના ધર્માદા કાર્યમાં નુકસાન પહોંચાડવું એ ધર્મ કાર્યથી ઉલટું ગણાય માટે તે ઉપર દરેક બંધુ ધ્યાન આપશે એવી આશા છે. માસિકનું લવાજમ મોકલવામાં તેમજ અન્ય સર્વ પત્રવ્યવહારમાં માસિક ઉપર લખાતો નંબર લખવાની કૃપા કરવી જેથી અમને લીસ્ટમાંથી નામ ખોળવામાં હરકત નડે નહીં. એક બે મહીના વાટ જોતાં જેના લવાજમની માસીકમાં પહોંચ ન આવી હોય તેણે લખી જણાવવું. પત્ર વ્યવહાર મનીઓર્ડર વગેરે નીચેને શીરનામે કરો.

વ્યવસ્થાપક—ગુર્જર બ્રાહ્મણની ઓફીસ,<br>
પખાલીની પોળ—અમદાવાદ.

---

## આવતા અંકથી વી. પી.

મહા માસથી જે ગ્રાહકોનું લવાજમ વસુલ થયું નહીં હોય તેમને અનુક્રમે થોડે થોડે દર માસે લવાજમ વસુલ કરવા માસીક વી. પી. દ્વારા મોકલાવવામાં આવશે. તે સ્વીકારવાને નમ્ર વિનંતિ છે.આશા છે કે જે ગ્રાહકોએ લવાજમ ના ભર્યું હોય તેઓ મ. ઓ. દ્વારા લવાજમ મોકલી વી. પી. ની કડાકુટમાંથી થોડે અંશે પણ અમને મુક્ત કરી આભારી કરશે. એજ નમ્ર વિનંતિ છે.

( વ્યવસ્થાપક. )

## भारतवर्षीय ब्राह्मण महापरिषद्में विचारणीय विषय लाहोर.

१ किन उपायों से ब्राह्मण स्वतन्त्र वृत्तिका अवलम्बन कर सकते हैं। २ सात्विक दान। ३ संस्कृत तथा हिन्दी भाषा का प्रचार। ४ संस्कृतमहाविद्यालय और आयुर्वेदिक विद्यालय का स्थापन करना। ५ ब्राह्मण आश्रम और ब्रह्मचर्य्य। ६ ब्राह्मण वर्णमें समताका भाव उत्पन्न करना और विवाहादि सम्बंध पर विचार। ७ ब्राह्मणोंके अंदर प्रचलित त्रुटियोंके निवारण करनेका यत्न। ८ विवाहमरणादि संस्कारों पर प्रचलित रीतियों तथा तत्सम्बन्धी व्यय पर विचार। ९ ब्राह्मण महा पुरुषोंके जीवन चरित्रोंका लिखना। १० ब्राह्मण अनाथों तथा विधवाओं की रक्षा। ११ प्राचीन पुस्तकोंका अनुसंधान तथा रक्षा।

# ગુર્જર બ્રાહ્મણ.

ॐ। सहनाववतु। सहनौभुनक्तु। सहवीर्यं करवावहै। तेजस्विना वधीतमस्तु
मा विद्विषावहै

उपनिषद्.

य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः                    उपनिषद्.

અર્થઃ—(તે બ્રહ્મ) અમારું બન્નેનું સાથે રક્ષણ કરો. અમારું બન્નેનું સાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારૂં અધ્યયન કરેલું તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ.

ઉપનિષદ્‌માં જે ધર્મ કહ્યા છે તે મારામાં હો તે મારામાંહો.
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

વર્ષ ૧, અંક ૮.          [ માસિક. ]          પૌષ સંવત્ ૧૯૬૬.

## સવૈયાની ચાલ.

ઉચ્ચ જ્ઞાતિના જન અજ્ઞાને દોરાઈ ઘેટાની પેર,
સુખ સંસાર તણા અમૃતમાં જાણીને ઘોળે છે ઝેર;
સાથે બેસી ભોજન લેતાં લેશ નહિ જ્યાં બાધ નડે,
શુદ્ધ ગોત્ર શાખા પ્રવરોમાં દોષ કશો ન આવી અડે.

સાત પેઢીથી સાથે રહેતાં એક કુટુંબી રૂપ બને,
પુત્ર પુત્રીમાં સ્નેહ થકી ઉદ્ધિ મરતાં આપે હોય કને;
તોપણ લગ્ન તણી બાબતમાં હરકત મોટી એહ ભણે,
પંડિત અન્યનો પુત્ર તથાપિ કન્યા લાયક ના જ ગણે.

ખોળી કાઢી ખુશીથી કો જ્ઞાતિ તણો વર ધાટ વનો,
જેના ઘરમાં ચાર પેઢીથી નહિ વિદ્યા નહી હોય વનો;
વિત્ત વપુ વય ગણશે નહિ ને વિવાહ કરવા વાટ જુએ,
ગુણિયલ પદ્મિની સરખી પુત્રી રત્ન રઝળે નાખી કુવે.

સ્નેહ લગ્ન આ ક્યમ કરી થાશે જન્મારો જાશે શી પેર,
અભાગિયાને પાલવ પડતાં દીકરી રડતી આવે ઘેર;
વળી કદાપિ થાય વિરોધી નિત્ય જગાવે જબરો ક્લેશ,
રસ્તા વચ્ચે રાડ કરે ને શરમ ધરે નહિ ઉરમાં લેશ.

માત પિતાએ પાળી પોષી ઊછેરી કરી યત્ન ઘણું,
સીતા દમયતી સમ કરવા દાન દીયે છે જ્ઞાન તણું;
તોપણ જ્ઞાતી બંધનની જબરી બેડીમાં દેહ ધરી,
તે તોડીને મુક્ત થવા તે યત્ન કરે નહિ એહ જરી.

વળી મળે નહિ સમ વય વર તો ઘરડાને લાવીને ઘેર,
પરણાવે કન્યા રૂપવંતી બાપ થઇને વાળે વેર;
તાત તણો કો નીચો વર વય વિત્ત વપુ વિનયે પૂરો,
વિદ્યાએ વખાણનો સઘળે ધર્મ ધ્યાન ધૃતિમાં શૂરો.

લગ્ન તણી બાબતમાં તેને વામ હસ્તથી દૂર કરે,
કોમળ બાળા સુખ વિશે બનિ અજ્ઞાનીને ઝેર ધરે;
સદ્‌ગુણ થઈ શોભીતા તેમ જ શાન્ત સુકોમળ બાળ ગળે,
હૈયા શગડી સમ અથડાતી બાળા જ્વાળા પેઠ બળે.

એવીને શોધીને બાંધે બાપ બનીને અંધ જ શો,
સંસારે સમ રાખવાને સુખ મળે ન કો દી સંશય શો;
વળિ વર ઝાઝાને કન્યાની છત નહિ ત્યાં માબાપ કુટીલ
કન્યાને વેચી ઘર ભરવા વિપ્ર થઈ નવ કરતા ઢીલ

ઊંચ જ્ઞાતિમાં આ દષ્ટાન્તો અવર નવર બહુ આવી મળે
બ્રાહ્મણ ચંદન વૃક્ષ મૂળેથી અન્ય વૃક્ષ પેહેલું શળે;
તો પણ તેનો ઉપાય કરવા વિચાર ઉરમાં નવ ધારે,
ઉલું છે તે પડશે પળમાં નિષ્કૃતિ નહિ રહેશે ત્યારે.

ચાર વર્ણમાં શિર બ્રાહ્મણ છે હસ્ત ઉદરને પાદ બીજા,
બીજા રહેતાં નહિ શોભે આ આર્ય ભૂમિની શ્રેષ્ઠ પ્રજા;
બ્રાહ્મણ વર્ગ વિશે જોશો તો ચોરાશીથી ચાર ગણા,
વર્ગ બન્યા બહુ આડા અવળા કૂળ થકી વળી આઠ ગણા.

વર કન્યાની શોધ કહોને કેમ કરી કરશે કોપી,
ધર્મ શાસ્ત્રની આજ્ઞાઓને વિપ્ર વરોએ જ્યાં લોપી;
કૂળ તણું નથી મૂળ ખોળતા ખોળીને કુલીન ગણે,
કૂળ તારે એવા બાળકને અજ્ઞાની સહુ નીચ ભણે.

કંઈક જ્ઞાતિનું નામ હવે તો નિશાન સહ જાવા બેઠું,
કૂળ તણી તો વાત કરૂં શું ઉંચું પણ પડિયું હેઠું;
નહિ નભવાનું ઝાઝા દહાડા માટે મારા બંધુ વરો,
વિપ્ર વર્ગની ઉંન્નતિ કરવા પાણી પેલી પાળ કરો.

રૈક્વ જ્ઞાતિની ચાર સહસ્રની વસ્તિ આજે બે જ રહી,
થોડા દિનમાં તે પણ જાશે જેમ ઢાળથી વારિ વહી;
નપ્પુર નગરે ત્રીશ વર્ષ પર ત્રણસે નાગર દાર હતાં,
તે પણ એક રાતે આવ્યાં છે રાખે જો પ્રભુ તેમ છતા.

રાજનગરમાં મેવાડાનાં ગૃહની ગણતી કોઈ ગણે,
ત્રીશ વર્ષમાં અડધાં દેખે ક્ષય થઈ જાતાં એમ ભણે;
વિસનગરામાં વાતો થાતી ગામડિયા સૌ આવિ રહ્યા,
શેહેર વિશે ઓમે પણ તેમાં વાડા ચાલ્યા જાય વહ્યા.

ગીરપરાની ગણતી છે ક્યાં આંગળિયે ગણવા લાગ્યા,
પ્રશ્નોરાનું નામ રહ્યુ છે સંખ્યામાં બહુ તે ભાગ્યા;
એક લક્ષ અનાવિલ ગણાતા બ્હોળી નાત સહુ,
સહસ્ર ચાળિસે આવિ અડી છે તેમાં પડી છે ફાટ બહુ.

નામ કરાડા કોઈ ન જાણે ભાણે ખપતા બ્રાહ્મણ જેહ,
વરને તોટે વાટ ઉડી ગઈ મોઢ વિશે જઈ ભળિયા એહ:
ચોરાશી મેવાડામાં જો ગોત્ર ગમન કરવાનું થાય,
વર કન્યા પરણાવે નહિ તો નામ નાતનું આવ્યુ જાય.

ભટ મેવાડા ભણ્યા ગણ્યા પણ કૂળ તણી ખોટાઈ ઘણી,
કન્યાને પરણાવતી વખતે માત કહેશે શીદ જણી;
કોટ બ્હાર કન્યા જાએ તો કૂળ કલંકિત થઈ જાશે,
એક ઉપર બીજી દેવામાં દુષ્ટ પિતા નહિ શરમાશે.

સુખ કન્યાનું ક્યમ કરી ખોળે ઊંડે પણ આકાશ કહાં,
બદ્ધ પક્ષ બની બાળકીને એ નાખે ઊંડા કૂપ જહાં;
ચૌદાચો અન્યાયી બનીને, બૈરી એને ચાર કરે,
ગામડિયા નિર્વંશી જવાથી દૂર થવા વિચાર કરે.

બાવીસેં ઘરની એ જ્ઞાતિ પંદરસેંમાં ગણતી થાય,
પર ગામી આવીને વસતાં જો કે એમાં ભરતી થાય;
શેહેર વિશે સંખ્યા છે મોટી ભોજનથી ધોવાતી જાય,
કેળવણી પામેલા જન સહુ સમય વિચારી બહુ અકળાય.

ગોમતીવાળા વર છે ઝાઝા કન્યાનું નહિ નામ નિશાન,
વંશ આપણો રહેશે કે નહિ વિચારતાં ભૂલે છે ભાન;
શ્રીગોડ જ્ઞાતિના સહુ કહે છે જ્ઞાતિ અમારી તૂટી જાય,
વડોદરામાં નામ રહ્યું છે અન્ય સ્થળે એ ઓછી થાય.

ખડાયતામાં ખોટ પડી ગઈ, મોઢ તણાની ગણુતી થાય,
તો ઝટ માલુમ પડશે તેમાં સંખ્યામાં તે ઘટતા જાય;
રોઢવાળ રોઝ સમ રખડે વાંઢા રહી નિર્વંશી થાય,
રવાળ ને બીજા બ્રાહ્મણનાં ગુજરાતે ઘર ઘટતાં જાય.

મહુધા નટપુર ને ઉમરેઠે આણુંદમાં છે ખેડાવાળ,
અન્ય સ્થળો ઉજડ થઈ ચાલ્યાં તેની કોણુ લહે સંભાળ;
આમ સર્વ જ્ઞાતીમા અવળું થાવા બેઠું વિપ્ર વરો,
વિચારી ને વાત સકળ તે ઉપાય એનો સદ્ય કરો.

( અપૂર્ણ. )

આપણને જણાય છે કે પુરૂષ અને પ્રકૃતિ, શિવ અને શક્તિ, દેવ અને દેવી એ સર્વે સ્ત્રી પુરૂપ રૂપી યુગ્મ વિના આ સંસાર ચક્રનું વહન અસંભવિત છે. પુરૂપ અને સ્ત્રી એ બન્ને એક જ રથનાં ચક્ર ( પૈડાં ) છે; એક જ પક્ષીની બે પાંખો છે, એક જ માર્ગના સહધર્મચારી પથિકો છે. આ એક જ શરીરનાં બન્ને સ્ત્રી પુરૂપ રૂપી અંગો પૂર્ણ વિકસિત હોય ત્યારે જ આ સંસારમાં સુખનો સંચાર થાય. સ્ત્રીમાં ભક્તિ સત્વ હૃદયબળ પ્રાધાન્ય ભોગવે છે; ત્યારે પુરૂપમાં જ્ઞાન સત્વ બુદ્ધિબળનું પ્રાધાન્ય હોય છે. જ્યારે જ્ઞાન અને ભક્તિનું સામ્ય થાય અને કર્મમાર્ગમાં પ્રવૃત્ત થવાય ત્યારે જ ધારેલા સંકલ્પોની સિદ્ધિ થાય. આ પ્રમાણે પુરૂષ અને સ્ત્રીનો સંબંધ અને સમાનતાનો આપણા ધર્મશાસ્ત્રના આધારે આપણે વિચાર કર્યો હવે આપણે જોઇએ કે હાલમાં આપણાં બન્ને અંગોનો કેવો વિકાસ થયો છે, અને તેમાં ખાસ કરીને સ્ત્રી અંગના વિકાસ તરફ આપણે બરોબર દૃષ્ટિ ફેરવીએ.

એ વાત તો નિર્વિવાદિત છે કે આપણા સમાજનું પુરૂષ અંગ અન્ય પૂર્વે તેમ જ પશ્ચિમ સર્વે દેશોના કેળવાયલા સમાજના પુરૂપ અંગ જેવું વિકસિત થયું નથી, પણ અજ્ઞાનતાના અંધકારમાં, ક્ષુદ્ર લાલસાઓના કીચડમાં તથા મમત્વના મદમાં ઘૂમ્યા કરે છે; અને તેમાં ક્યાંક ક્યાંક પ્રકાશનાં કિરણોનું તે જ મંદ મંદ પડતું હોય એવો આભાસ જણાય છે. જ્યારે આપણા સમાજના બળિષ્ટ અંગની સ્થિતિ ઉપર પ્રમાણેની છે, ત્યારે પછી આ બળ ઉપર આધારભૂત એવા શક્તિ સ્વરૂપ સ્ત્રી અંગની સ્થિતિની તો વાત જ શી કરવી ? આપણા સમાજમાં આપણી પ્રાચીન ઉચ્ચ—

स्त्रियो देव्यो गृहश्रियः ।
यत्रनार्यस्तु पूज्यन्ते रमान्तेतत्र देवताः

ભાવનાઓ વ્યવહારમાં કેટલા ન્યુન પ્રમાણમાં વ્યવહરતી જણાય છે! અને તે ભાવનાઓ પૂર્ણ પ્રકાશમાં આણી સજીવન કરવાના પ્રયાસ પણ કેટલા બધા અલ્પ જણાય છે? શું. મૈત્રેયિ, ગાર્ગી, સુલભા, સાવિત્રી, લીલાવતી અરૂંધતી આદિ ઉત્પન્ન કરનાર સમાજની સ્ત્રીઓનું કર્તવ્ય ફક્ત નિર્માલ્ય, નિઃસત્વ અલ્પાયુપિ પ્રજોત્પત્તિ અજ્ઞાન દશામાં ઉત્પન્ન કરવી અને ભોજનાદિ તથા વાસણ માંજવા આદિ ક્ષુદ્ર કામમાં રોકાઈ રહી ક્ષુદ્ર નીંદા કુથલી આદિમાં જીવન વ્યતીત કરવું એ જ હશે ? શું તેમણે પુરૂષે દેશોત્કર્ષ આદિ અનેક ઉમદા કર્તવ્યારૂઢ પથના આદેશો લીધા હોય તેમાં તેને બળ, ઉત્સાહ આપી કાર્યમાં સહાય આપી શકાય એવી ઉચ્ચતા પ્રાપ્ત કરી પણ સહધર્મચારી થવાને યોગ્ય થવું ન જોઇએ ? અને એવી રીતે જીવનના સમસ્ત પ્રદેશમાં તેમણે પુરૂષોને પૂર્ણ સહાય આપી શકવા સમર્થ થવું ન જોઇએ શું ? જે સમાજમાં અને જે દેશમાં સ્ત્રીઓને આવી ઉન્નત દશામાં આણવાના પ્રયાસ કરવામાં આવે છે; તે સમાજ અને તે દેશનો ઉત્કર્ષ નિસંદેહ એક નિમિષ માત્રમાં જ થઈ જાય છે. હાલમાં આપણા તેમ જ અન્ય ઘણા દેશમાં સ્ત્રીઓના કર્તવ્યનું ક્ષેત્ર કેટલુ છે તેનો નિર્ણય કરવાને ઘણા વિચારો કરવામાં આવે છે તથા વિવિધ વિચારો દર્શાવવામાં આવે છે. આ વિષયમાં પુરૂપ અને સ્ત્રીઓના કર્તવ્યમાં ભેદ પાડવો એ કોઈ પણ રીતે શ્રેયસ્કર નથી. સ્ત્રી તેમ જ પુરૂપમાં ઇશ્વરે કેટલીક સામાન્ય અને કેટલીક વિવિધ શક્તિઓ મુકી છે. આ

શક્તિઓના વિભાગ પાડવાને બદલે તેમનો વિકાસ થાય એવી અનુકૂળતા આપવાથી જ સુખ અનુભવી શકાય.

સમાન હક એ શબ્દ આજે ચોતરફ વપરાતો જણાય છે. સ્ત્રીઓને સમાન હક આપવા જોઇએ એમ કેટલાકનું કહેવું છે; અને તેને માટે પશ્ચિમના દેશોમાં તો સ્ત્રીઓ યુદ્ધ મચાવવા પણ મંડી પડી છે. પરંતુ આપણા આર્ય ધર્મનો પાયો નાંખનાર રૂષિ મુનિયોએ આ વિષય ઉપર જે વિચાર જણાવ્યા છે તે અમને તો સર્વોત્કૃષ્ટ લાગે છે. આર્ય પુરૂષોએ સ્ત્રીઓને સમાનતા બક્ષી છે. પરંતુ તે સમાનતા એવી રીતે કે પુરૂષ અને સ્ત્રી એ બન્ને થઇને એક જ અંગ બને છે. માટે બંનેએ એકત્ર થઈ અન્યોઅન્ય સાહાય્યથી ધર્મ, અર્થ અને કામ પ્રાપ્ત કરવાં. પરંતુ સ્ત્રીએ પુરૂષ સાથે, તેમ જ પુરૂષે સ્ત્રી સાથે યુદ્ધ કરવું નહિ. પુરૂષ રક્ષક અને સ્ત્રીએ પુરૂષનું બળ. આ પ્રકારે આ સવાલનો નિર્ણય આપણા પ્રાચીન મહાન પુરૂષોએ કરેલો છે. પરંતુ આપણે હાલમાં તેમના તરફ આપણા સમાજમાં જે પ્રકારની વર્તણુક ચલાવવામાં આવે છે તે ખરેખર આપણા સમાજને ઘણું જ હીણપદ આપે એવી છે, અને મહાન કર્મના આઘાત પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે આપણે તે કર્મનુ મહાન આધારે દુખોત્પાદક ફળ જોઇએ છીએ. બાળકીનો જન્મ થાય ત્યારથી જ આપણે તેને એક દુખનું મૂળ સમજીએ છીએ અને તેથી આપણને પુત્રોત્પત્તિના આનંદથી કાંઈક ઓછો પણ આનંદ થવાને બદલે ઉલટો ખેદ થાય છે. આ ભાવનાને નષ્ટ જ કરવી જોઇએ. કારણ કે બાળકીના ઉછેરમાં તથા તે પછીના તેના વિકાસમાં આ ભાવના ઘણી જ વિચ્છેદક માલુમ પડે છે.

( અપૂર્ણ. )

રામશંકર હરજીવન ત્રિપાઠી.

---

# બ્રહ્મચર્ય.

( અનુસન્ધાન પૃષ્ટ ૧૫ )

ઉપર પ્રમાણે આપણે જોઈ ગયા કે બ્રહ્મચર્ય એ જીવનના વિકાસની દરેક દિશામાં જરરનું છે; માટે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થ પ્રાપ્ત કરવાને પહેલા આશ્રમમાં બ્રહ્મચર્ય વિના ચાલે એમજ નથી.

આપણી શરીર સંપત્તિનો વિચાર, બ્રહ્મચર્યનો અર્થ અને તેની જરૂર આદિ વિષે આપણે વિચાર કર્યો. હવે આપણે આ બ્રહ્મચર્ય હાલના સમયમાં કેવી રીતે પાળી શકીએ, તથા તેનો લાભ સમાજની અવ્યવસ્થિત સ્થિતિમાં કેવી રીતે લઈ શકીએ તેનો વિચાર કરીએ.

એ વાત તો સ્પષ્ટજ છે કે વેદકાળમાં જે પ્રમાણે રૂષિ આશ્રમોમાં રહી બ્રાહ્મણબાળો વેદાધ્યયન કરી બ્રહ્મચર્ય પાળતા હતા તે રીતી હાલમાં પાછી તુરતજ પ્રચલિત થાય એવો

સંભવ નથી. કારણુ કે હાલના સમયમાં પ્રથમ તો એવા બ્રહ્મનિષ્ઠ તત્ત્વવેત્તા તેમજ કર્તવ્ય પરાયણુ બ્રાહ્મણો જણાતા નથી; તેમજ રહેવાને તેવાં અરણ્યો કે આશ્રમો તેમજ ત્યાં રહેવા વગેરેમાં જોઈતા દ્રવ્યનુ દાન કરનાર શ્રીમાન દાનવીર નૃપતિયો કે ધનાઢ્ય વ્યાપારીયો પણુ નથી. વળી કોઈ ધ્યાનનિષ્ઠ થયેલા એવા તત્વચિંતક બ્રાહ્મણુને કોઈ ખોળી કહાડે તેમજ કોઈ શ્રીમાન આશ્રમ બનાવી આપી સર્વ પ્રકારની દ્રવ્યની સગવડ કરી આપે તોપણુ બ્રાહ્મણોનાં સંતાનો માટે એક પ્રકારનો એવો અંધ મોહ જણાય છે કે આવા આશ્રમમાં તેમને મોકલે કે કેમ એ પણુ એક કઠીન પ્રશ્ન છે. કોઈકિ થોડા ઘણુા નીકળે ખરા પરંતુ તેથી ખરૂં કાર્ય થાય નહિ અને અનાથ બ્રાહ્મણુ બાળકોને આવા સ્થળમાં રાખવાથી કંઈ સંગીન ફાયદો થાયજ એવું અનુભવ ઉપરથી જણાતું નથી. બ્રહ્મચર્ય, ધર્મ, આશ્રમ આવા આવા વિવિધ વિષયો ઉપર ઘણાં પુસ્તકો લખાય છે, ઘણુા લેખો વિચારાય છે; તેમજ ઘણાં ભાષણો પણુ થાય છે પરંતુ વસ્તુસ્થિતિ ઉપર બતાવી એ પ્રમાણે હોતાં તે પ્રયત્નોથી સમાજમાં કોઈ પણુ પ્રકારની સંગીન કર્તવ્યબુદ્ધિ ઉત્પન્ન થતી નથી. આ પ્રમાણે જોતાં આપણુને સહજજ પ્રશ્ન થાય છે કે શું ત્યારે આવા આવા પ્રયત્નો બધા નિરર્થકજ થતા હશે ? તેનું ફળ કાંઈ પણુ થતું નહિ હોય ? ત્યારે કેટલાક પુરૂષો કહે છે તેમ આ કલિયુગ હોતાં કોઈ પ્રકારના પ્રયાસજ ન કરતા મૌન બેસી રહેવું એ શું યોગ્ય હશે ? પરંતુ આ બધા પ્રશ્નનો ઉત્તર એટલોજ છે કે જગન્નિયંતા એ આ સૃષ્ટિમા કર્મનો એક મહાન નિયમ એવો મુકયો છે કે કોઈ પણુ પ્રકારનુ કર્મ ફલ વિનાનું હોતુ જ નથી. વિચાર છે તે એક મહાનશક્તિ છે અને તેના બળની જગજાહેર સમુદ્ર અને ટીટાડા તેમજ એવી ઘણી વાતો કહેવામાં આવે છે; જેમાં સંકલ્પની પ્રબળતા અને તેની સિદ્ધિ માટે તન, મન, ધનના ભોગે કરવામાં આવતો પ્રયાસ એજ આપણુને આપણુા કર્તવ્યમાં આરૂઢ રહેવામાં હૃદય બળ આપે છે. સંકલ્પની પ્રબળતા મહાન સાધનો મેળવી શકે છે; અને જ્યારે કર્મપરાયણુ પુરૂષોને સાધન મળે છે ત્યારે ગમે તેવું મહાન કાર્ય પણુ તેઓ ક્ષણુમાં સિદ્ધ કરી શકે છે. પરંતુ સાધન મળવામાં કેટલોક સમય જોઇએ છીએ અને આવી રીતે કેટલાક કાર્યમાં સંકલ્પ તથા પ્રયત્ન ઉપરાંત સમય તથા ઇશ્વિર કૃપાની જરૂર હોય છે. માટે કર્તા પુરૂષે સર્વેનો વિચાર કરી ધૈર્ય તથા ઉત્સાહ રાખવો જોઇએ અને જ્યારે સમય આવે છે ત્યારે જ ઈશ્વરની કૃપાથી કાર્ય સત્વર સિદ્ધ થઈ જાય છે. માટે બ્રહ્મચર્ય આદિ આશ્રમો ઉત્તમ પાયાપર ઉપરિયત કરવામાં ઇશ્વિર કૃપા થવાને કેટલોક સમય જોઇએ એવું જણાય છે.

ત્યારે હવે પ્રશ્ન થાય છે કે આવો આશ્રમ થતાં સુધી તથા તેમાં ઇશ્વિરકૃપા મળતાં સુધી આપણે મૌન બેસી રહેવું કે તે થતાં સુધીમાં પણુ પ્રયાસથી આપણે કાંઈક કરી શકીએ એમ છે ? વિચાર કરતાં એમ જણાય છે કે તદ્દન નિરાશદર્શી થવાની જરૂર નથી કારણુ કે આ વિષયમાં કંઈપિણુ પ્રયાસ થાય તો થોડો ઘણો પણુ લાભ નજ થાય એવું નથી. ત્યારે હવે આપણે વિચારીએ કે આ લાભ કેવી રીતે થાય એવો છે; અને તેને માટે આપણે કેવા પ્રયાસ આદરવા જોઇએ. હાલમાં કેળવણીનો પ્રકાર એવો વિચિત્ર ચાલે છે કે તદ્દન નિશાળોમાં અપાતી કેળવણી ઉપર આપણે આધાર રાખીએ તો આપણા બ્રાહ્મણુ-જીવનમાં કોઇપિણુ પ્રકારની ઉન્નતતા ન આવી શકે, પરંતુ આ સ્થિતિમાં પણુ આપણે કાંઈક

કરી શકીએ છીએ તેનું કારણ એટલું જ છે કે આપણું જીવન, સમાજ વગેરે સર્વે ધર્મ સાથે અનેક પ્રકારથી ગ્રથિત થયેલું છે. ત્યારે હાલમાં આપણે આપણાં બાળકોને ઉત્તમ બનાવવાને ઘરની કેળવણી ઉપર આધાર રાખવો જોઇએ. માટે દરેક સમજુ માબાપે બાળકોના ઉપર ઘરમાં ઉત્તમ દેખરેખ રાખવી જોઇએ અને તેમનું જીવન ઉત્તમ થાય તેને માટે વિચાર કરી તેમને તે વિચાર આચારમાં ભાવ થાય એવી ટેવો પાડતાં શિખવવું જોઇએ. બાળકને નહાનપણથીજ નિત્ય કર્મમાં પ્રીતિ ઉત્પન્ન થાય એવી ટેવ પાડવી જોઇએ. અને તેમને બાળ અવસ્થાથી જ ખરાબ વિચાર તથા ખરાબ સંગથી દૂર રાખવાં જોઇએ. વળી કેટલેક સ્થળે સારી દેખરેખ નીચે રહી અધ્યયન કરવાને બોર્ડીંગ હાઉસો હોય છે તો તેવે સ્થળે તપાસ કરી બાળકોને અધ્યયન માટે મુકવાં અને નહાનપણથી લગ્નરૂપી યજ્ઞમાં તેમનો થતો પશુ જેવો વધ અટકાવવો જોઇએ. વ્યાવહારિક દ્રષ્ટિથી કેટલીક અડચણો જણાય તો છોકરા કરતાં વયમાં ૬ થી ૮ વર્ષ નહાની કન્યાની સાથે સગપણ કરી મુકવું અને જ્યારે યુવક ૨૦ કે બાવીસ વર્ષનો થાય તથા અધ્યયન પુરૂં કરે ત્યારેજ તેના લગ્ન કરવાં. આથી પણ બ્રહ્મચર્યનો લાભ કેટલેક અંશે આપણે લઇ શકીએ એમ છે. હાલમાં આપણા સમાજમાં ગામડામાં તેમજ શહેરોમાં વિચાર તથા આચારનું વાતાવરણ એવું ખરાબ થઇ ગયેલું જણાય છે કે જે બાળકને ઉન્નતસ્થિતિમાં આણવું હોય તેવા બાળકને આ વાતાવરણથી સત્વર જ દૂર કરવું જોઇએ. સમાજમાં ઘણા યુવાન પુરૂષો તથા યુવાન સ્ત્રીઓ વિષયાંધ જોવામાં આવે છે અને તેથી તેમનું જીવન ધર્મભ્રષ્ટ તથા વિવેકહીન થાય છે. ઘણી દીલગીરીની વાત તો એ છે ને આવી વ્યક્તિઓનો સમૂહ બળવાન હોય છે. આવી આસુરી વ્યક્તિઓને પ્રજા સાત્વિક થવી કેવી રીતે સંભવે. અને તેમનાજ વાતાવરણમાં ઉછરતી થોડાં ઘણાં દૈવી અંશવાળાં માબાપોનાં સંતાનો પણ દૈવી કેવી રીતે થઈ શકે આવી સ્થિતિ સર્વત્ર જોવામાં આવે છે. જ્યાં લગી પ્રજા, દૈવી ગુણાલંકૃત ન હોય ત્યાં સુધી સંસારમાં સુખ નજ થઈ શકે અને આપણો બ્રાહ્મણ સમાજ તો સમસ્ત દૈવીજ હોવો જોઇએ. આવી દિવ્યતા પ્રાપ્ત કરવાને આપણા ઋષિ મુનિયોએ આપણે બ્રહ્મચર્યરૂપી સમર્થ સાધન બતાવ્યું છે. તેનું પુરે પુરૂં અનુસરણ તો એવા ઉત્તમ બ્રાહ્મણોથી વ્યવસ્થિત થતા આશ્રમો સિવાય બનવું અશક્ય છે; પરંતુ આપણે ઉપર જોઈ ગયા તેમ તેનો લાભ આપણા હાલના જીવનમાં પણ આપણે લઈ શકીએ એમ છે પણ તેમાં બહુધા કુટુંબના નેતા પિતા ઉપરજ છે. બ્રાહ્મણ બંધુઓ પોતાનાં બાલકોને આ ઉત્તમ અને પ્રથમ આશ્રમનો લાભ જેટલો બને એટલો આપી પોતાની પ્રજાને દૈવી બનાવી તેથી પોતાનો ગૃહસ્થાશ્રમ સફલ કરશે અને તેથી સમાજને અને આખી સૃષ્ટિને ઉપકૃત કરશે એવી શ્રદ્ધા રાખી આ વિષય અમે આટલેથી સમાપ્ત કરીશું.

**ધર્મપથ પ્રવાસી.**

---

# બ્રાહ્મણોત્કર્ષ.

## ( સંવાદ રૂપે. )

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૦૬ થી. )

પત્ની—આપ સોળ વર્ષની કન્યા અને ૨૫ વર્ષનો વર વરવા યોગ્ય ગણો છો પણ પરણ્યાં પહેલાં સ્ત્રી રજસ્વળા થાય તો પ્રાયશ્ચિત લાગે અને ૨૫ વર્ષ સુધી જુવાનો સંયમ રાખી શકે નહિ તેનું શું કરવું?

પતિ—બ્રહ્મચર્ય પાળવાની અને મન ઇંદ્રિયોને જીતવાની વિદ્યાનો લોપ થવાથી એવો ભય રહે છે. રજસ્વળા થવાથી કુંવારી કન્યાને પ્રાયશ્ચિત લાગે એ ડાહ્યા માણસો માનતા નથી. કેટલાક અણસમજુઓ કલ્પિત શ્લોકો સાંભળી ભડકે છે, પણ આશ્વાલયન સૂત્ર શું કહે છે તે સાંભળો.

પઞ્ચવિંશતિ મેદ્ધે પુમાન્ નારીષોડષમદ્ધકે ॥

પચીશ વર્ષે પુરુષ એવી સંજ્ઞા થાય છે ત્યાં સુધી વિર્યપાત થવો ન જોઇએ અને સ્ત્રીએ સોળ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

પત્ની—એટલી લાંબી મુદત સુધી બ્રહ્મચર્ય પાળનારા સ્ત્રી અને પુરુષરત્નો આપણા દેશમાં થયાં છે?

પતિ—સતી સાવિત્રી અને ગાર્ગી એ ઘણી મોટી ઉમ્મર સુધી બ્રહ્મચર્ય પાળ્યું હતુ. તેમાં ગાર્ગીએ તો યાજ્ઞવલ્કય સાથે બ્રહ્મવિદ્યા વિષે વાદ કર્યો હતો તથા અરૂંધતી, અનસૂયા, સરસ્વતી વગેરે ઘણી સ્ત્રીઓ બ્રહ્મચર્ય પાળી વિદ્યા ભણીને મ્હોટી ઉમ્મરે પરણેલી છે. તેમાં સરસ્વતી જે પંડિતા હતાં તેમણે શ્રીશંકરસ્વામી સાથે ધર્મ સંબંધી સંવાદ કર્યો હતો. તે પરથી સમજાય છે કે હાલ અજ્ઞાની બ્રાહ્મણો ૮-૯-૧૦-૧૨ વર્ષની કન્યાઓનાં લગ્ન કરે છે, તેમ આગળના કોઈ બ્રાહ્મણો કરતા નહિ. પુરુષોમાં ઓછામાં ઓછાં બાર અને વધારેમાં વધારે ૨૫ વર્ષ બ્રહ્મચર્ય પાળતા, અને એથી વિશેષ જન્મ પર્યંત બ્રહ્મચર્ય પાળતા તે પિતામહ અને ૩૦ વર્ષ બ્રહ્મચર્ય પાળતા તે પિતા કહેવાતા.

પત્ની—સારો વર મળવા માટે કન્યાઓ કંઈ ઇષ્ટ ચિંતન કરે છે?

પતિ—હા તેઓ ઇશ્વરની શક્તિ જે ગૌરી તેનું તથા ગાયવ્રત વગેરે વ્રતો કરે છે, અને ગૌરમા પાસે સારો વર માગે છે.

પત્ની—ત્યારે તો ગૌરી પ્રસન્ન થતાં હશે?

પતિ—પ્રસન્ન તો થાય, પણ એટલી નાની ઉમ્મરમાં તેઓને તેનાં માબાપ એ વ્રત કરાવે છે કે, તેનો મહિમા કન્યા કંઈ સમજતી નથી, અને રોવું કૂટવું વગેરે વ્રત ભંગ થાય તેવાં કાર્યો કરે છે. તેથી તેમને દેવી પ્રસન્ન થતા નથી, એટલે સારો વર મળતો નથી તથા વિધવાપણું પ્રાપ્ત થાય છે.

પત્ની—કન્યા પોતે વર પસંદ કરે છે કે શી રીતે? અને સારો વર મેળવવા પોતાના વડિલોને કંઈ સૂચના કરે છે કે શી રીતે?

પતિ—વરે વધૂને અને વધૂએ વરને પસંદ કરીને પુખ્ત ઉમ્મરે જ લગ્ન કરવાં જોઇએ. અને પસંદ કરીને તેમણે માતાપિતાની આજ્ઞા મેળવવી જોઇએ. એવી આર્ય લોકોની નીતિ અને રીતિ લગ્નમાં હતી.

પત્ની—ત્યારે હાલમાં તેમાંનું કંઈ જોવામાં આવે છે?

પતિ—સાપ ગયા ને લીટા રહ્યા એ કહેવત પ્રમાણે હાલમાં તો ખૈરાં ગીત ગાય છે, પણ તે પરથી જણાય છે કે, પહેલાં કન્યાઓ જ વરને જોઈ પસંદ કરી માતાપિતાને વિનંતિ કરતી કે, મારે માટે આ વર જો જો.

પત્ની—એ વાતનું કંઈ દૃષ્ટાંત છે?

પતિ—હા સાભળો. વધૂવરની વાતો.

### ધોળ.

સોનાની ગેડી રે, રૂપલા દડૂલો રે, રામચંદ્ર રમવાને સંચર્યા,
સોનાનુ બેડુ રે, રૂપલા ઉઢાણી રે, સીતાવેલ પાણીડાં સંચર્યાં;
રાશડી ન પહોંચે રે, ઘડુલો ન ડૂબે રે, કૂવાને કાંઠે ઉભાં રહ્યાં,
કોણ છું રે, કોણ છું રે, કોણ રાયનો બેટો રે, કોણ તારૂં નામ રે,
કોણ તારૂં ગામ રે, કઈ રે નગરીનો ગરાશીયો?

હું છું રે, હુ છુ રે, દશરથનો બેટો રે, રામચંદ્ર નામ રે,
અયોધ્યા નગરીનો ગરાશીયો, હજુએ છું બાળ કુંવારડો;
કોણ છું રે, કોણ છું રે, કોણ રાયની બેટી રે, કોણ તારૂં નામ રે,
કોણ તારૂં ગામ રે, કઈ રે નગરીની ગરાશણી?

હું છું રે, હુ છુ રે, જનકરાયની બેટી રે, સીતાવેલ નામ રે,
જનકપુરીની ગરાશણી; હજુએ છું બાળ કુંવારડી.
સાત સોપારી રે, પાનનાં બીડાં રે, લગન નિરધારી વહેલા આવજો.

---

ઉપરના ગીતથી જણાય છે કે, વરકન્યાને એકાંતે મળવાનો અને અરસપરસ લગ્ન સંબંધમાં જોડાવાનો અધિકાર હશે. વળી કન્યા વરની પરીક્ષાની અને પોતાને કેવો વર જોઇએ તેની વાત વડિલોને જણાવે છે તે સંબંધનુ ધોળ આ પ્રમાણે છે.—

### ધોળ.

લાડકડી ચઢિરે કમાડ સુંદર વરને નીરખવા રે,
દાદાજી એ વર જો જો એણે મારાં દિલ વસ્યાં રે. ૧

દાદા મોરા બોલું કે બોલાવું, બોલતી લજ્જા ધરૂં રે,
ગેડી દડે રમતો મેં દીઠો દડુલે મારાં મન વસ્યાં રે. ૨

ભણતો તો ભટની નિશાળે, અક્ષરે મારાં મન મોહ્યાં રે,
ઝીલતો તો સરોવર પાળ અંબોડે મારાં મન વસ્યાં રે. ૩

જમતો તો સાળ ને દાળ ચતુરાઇએ મારાં મન મોહ્યાં રે,
ઘોડીલો ખેલાવંતો દીઠો પેંગડે મારાં દિલ વસ્યાં રે. ૪

ઉપર પ્રમાણે કન્યા વરની પરીક્ષા કરી તે વરને વરવા વડિલોને વિનતિ કરે છે. વળી તે કેવા વરને વરવા ઇચ્છતી નથી તે પણ વડિલોને જણાવે છે:—

ધોળ.

છેક ઊંચો તે વર નવ જોશો દાદા, ઊંચો તો તોરણ આંબશે;
છેક ઠીંગણો વર નવ જોશો દાદા, ઠીંગણો તે ઠેમે આવશે.
છેક કાળો વર નવ જોશો દાદા, કાળો તે કુટુંબ લજાવશે,
છેક ધોળો તે વર નવ જોશો દાદા, ધોળો તે આપ વખાણશે.
કોઈ મૂરખ વર નવ જોશો દાદા, મૂરખ વર દુઃખ આપશે,
એક કેડે પાતળીયો, ને મુખડે શામળિયે તે મારી સૈયરે વખાણીયો.
એક પાણી ભરંતાં પાણીઆરીએ વખાણ્યો, ઘણેરે વખાણ્યો મારી ભાભીએ

---

આ ગીતોથી સમજાય છે કે વહૂની ઉમ્મર મોટી હોવી જોઇએ, અને તે પણ વરની પરીક્ષા એટલી ઉમ્મરે જ કરી શકે. કન્યાને લગ્નમાં વરમા રૂપ, માતા વિત્ત, પિતા વિદ્યા, ભાઇઓ કુળ અને બીજા માણસ મિષ્ટાન્ન ઇચ્છે છે.

પત્ની—વર સારી કન્યાને માટે કંઈ ઇષ્ટ ચિંતન કરે છે?

પતિ—હા. તે પણ ગૌરી પાસે સ્તુતિ કરીને માગે છે કે,—

पत्नीं मनोरमां देहि मनोवृत्तानु सारिणीं
तारिणीं दुर्गसंसार सागरस्य कुलोद्भवां ॥१॥

જગદંબા જે ઇશ્વરીશક્તિ તેની પાસે વર માગે છે કે મનને આનંદ પમાડે એવી પત્ની મને આપો. વળી તે પત્ની મારા મનની વૃત્તિ પ્રમાણે ચાલનારી અને આ સંસાર રૂપી મોટા સાગરમાંથી મને મારા કુળ સહિત તારી તેનો પ્રભાવ વધારે તેવી આપો.

આ પ્રમાણે વર પણ ઉત્તમ વધૂને માટે ઇષ્ટ ચિંતન કરે છે.

પત્ની—વરકન્યાનાં માતાપિતા વરકન્યાના મળતા ગ્રહ તથા મૂહૂર્ત જોઇને લગ્ન કરે છે કે શી રીતે?

આ પ્રકારે એક બ્રાહ્મણ જાતિને જ વિચારતાં એમ સિદ્ધ થાય છે કે બ્રાહ્મણો માત્ર, એટલે કે વર્ણવ્યવસ્થા અદ્યાપિ પોતાના આચાર વિચારથી સાચવી રહ્યા હોય એવા બ્રાહ્મણો માત્રને, પ્રાચીન સ્થિતિ ઉપર આવવામાં કશો પણ શાસ્ત્રનો બાધ નથી કિંબહુના એક વડનગરા અને પ્રશ્નોરા નાગરો સિવાય બીજા નાગરો તો ઇતર બ્રાહ્મણોનું અન્નોદક પણ પ્રસિદ્ધ રીતે લે છે બ્રાહ્મણ માત્રને એમ અન્નકન્યાદિ વ્યવહારમાં શાસ્ત્રનો બાધ નથી, તો જેને અન્નોદક ખપે છે તેવા બ્રાહ્મણો કન્યા વ્યવહાર ન કરે એ તો કેવલ કપોલ કલ્પિત આચાર જેવું જ, જ્ઞાતિ બંધનની હાનિને ખરેખરી હાનિ રૂપે બતાવવા જેવું જ કહેવાય. જ્ઞાતિના બંધનથી બહુ બહુ હાનિઓ થઈ છે થાય છે, ને થશે આપણે પોતે તેમ આખો દેશ નિર્માલ્ય અને નિઃસત્ત્વ તથા ધર્મ ભ્રષ્ટ થઈ પશુવત્ બની જશે ઉચિત છે કે આ સમયે વિચારવાન્ પુરુષોએ પોતપોતાની જ્ઞાતિની ઉત્પત્તિ અને સ્થિતિનો તર્ક કરી જોવો, અને જેમ જેમ પ્રાચીન વર્ણવ્યવસ્થા ઉપર અવાય તેવો માર્ગ યોજવો બ્રાહ્મણોને સંબંધે મે આજ પર્યંતમાં જે વિચાર કરેલો તે આ લેખ દ્વારા પ્રકટ કર્યો છે પરંતુ આ બધી ચર્ચાથી હું સર્વને એમ સમજાવવા ઈચ્છું છું કે નાગર અને બ્રાહ્મણ બાહ્ય અને આભ્યંતર, ગૃહસ્થ, અને ભિક્ષુક, ગમે તે હોય પણ વર્ણાશ્રમ ધર્માનુસાર બ્રાહ્મત્વ સાચવી રહેના બ્રાહ્મણ માત્રને અન્નોદક તથા કન્યા આપવા લેવામાં શાસ્ત્રનો કશો અંતરાય નથી ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર આદિ જાતિવાળા પણ પોતના વર્ગ વિષે એવા જ તર્ક કરી જુએ તો તેમને પણ રજપૂતના, વાણીઆના, પાટીદાના, સૂતારના, કુંભારના અનેકાનેક વર્ગ તોડી નાખી ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, એ વિભાગ ઉપર આવવામાં કશો શાસ્ત્રનો અંતરાય નડે એમ મને ભાસતું નથી

વર્ણ વ્યવસ્થા થયા પછી વર્ણોએ પરસ્પર સંબંધ કરવો કે નહિ એ પ્રશ્ન [illegible] થવો નિરર્થક છે **मूलं नास्ति कुतः शाखा** એ ન્યાયે એ વાત ઉપર હાલ ચર્ચા કરવી. [illegible] ગાંધર્વ નગર રચના માત્ર જ કહેવાય વર્ણ વ્યવસ્થા તો દેશ માત્રમાં પ્રકારાન્તરે રહે છે જ વર્ણે વર્ણમાં પણ ગામને લઈને આચારને લઈને, વ્યવહારને લેઈને, કુલાદિ સ્થિતિને લેઈને, અમુક વર્ગ બંધાયના રહે છે જ, ને તે યોગ્ય છે પણ તે વર્ગની બહારનાથી અભડાઈ જવાય એવો વર્ણમાં પડી ગયેલો જ્ઞાતિભેદ તો દેશને ઉધો વાળનાર જ થઈ પડ્યો છે જેને દેશહિત લાગતું હોય, પોતના સંબંધીઓનું દુઃખ દીલમાં દાઝતું હોય, ને પોતાના પુત્ર પુત્રી આદિને યોગ્ય સ્થાન ન મળવાથી [illegible] બેઠા બેઠી પડતી હોય, તેમણે આ ચર્ચા વિચારી જોઈ, એટલા માત્ર પ્રશ્નનો ઉત્તર કરવું કે —

વર્ણસ્થ બ્રાહ્મણ માત્રને એક થવામાં શાસ્ત્રનો શો બાધ છે?

હું કહું છું કશો બાધ નથી, જે ને કલ્પના અને દુરાગ્રહથી બાધ માનવો હોય તે કારણ આપ્યા વિના પણ બાધ માન્યા કરે એમાં કાંઈ લાભ હાનિ નથી

વાંચી વિચારીને સમજશો, ઉંચું મુકશો, પછવાડે વાત કરશો એથી અધિક કાંઈ કરી શકશો? હૃદય છે? પ્રેમ કદી અનુભવ્યો છે? ધર્મ સમજો છો? જે વાત માનતા હો તે કરી બતાવો, એક દૃષ્ટાન્તથી દશ બીજા તૈયાર થશે, સો બેસી વિલા વાત ઉપાડશે તો જતે દહાડે ધારેલું સિદ્ધ થશે સ્ત્રીઓ, પુરુષો, પંડિતો, ધર્મનું અભિમાન રાખનારા, જાતિના અભિમાનમાં ઉત્તમતા સમજનારા, એવા સર્વને મારી નમ્ર વિનતિ છે કે તેમણે નિષ્પક્ષપાતથી આ વિષય ચર્ચવો

સ્વ. મ. ન. દ્વિવેદી.

---

REGISTERED No B 8

# गुर्जर ब्राह्मण

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रः समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानी व आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થ:—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો. તમારી ગૃહ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારાં મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં સાર એકતા થાય હે અગ્નિદેવ અમારી આ ઇચ્છા પૂર્ણ કરો. ઋગ્વેદ.

વર્ષ ૧, અંક ૯. [ માસિક. ] માઘ સંવત્ ૧૯૬૬.

તંત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ



વ્યવસ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ' ની ઑફિસ પખાલીની પોળ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧. અગાઉથી.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કં૦ લિમિટેડ—અમદાવાદ

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, સહીવાળા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલું લખાણ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી મોકલવા કૃપા કરવી અને આ લખાણ જો માસિકમા લેવામાં નહીં આવે તો અમે તે પાછુ મોકલવા બંધાતા નથી.

૩ માસિકનો આ નવમો અંક આવેથી લવાજમ મનીઓર્ડરથી મોકલવા વિનંતિ છે. જેથી અમારૂ વ્યવહાર કામ સરળ થઇ પડે જે ગ્રાહક અંક વિ. પિ થી મગાવે છે તેમને મોકલવામા આવે છે જેમણે ગ્રાહક નજ થવુ હોય તેમણે કૃપા કરીને પત્રથી જણાવવું અગર પાછુ મોકલવુ ગ્રાહક થઈ અંકો રાખ્યા પછી લવાજમ ન મોકલવુ, અને બ્રાહ્મણના ધર્માદા કાર્યમા નુકસાન પહોચાડવુ એ ધર્મ કાર્યથી ઉલટુ ગણાય માટે તે ઉપર દરેક બંધુ ધ્યાન આપશે એવી આશા છે ગ્રાહકોએ તેમનું ઠીરનામુ બદલ્યુ હોય તો અમને ખબર આપવી જેથી માશીક રખડી પાછુ ન મળતા તેમને મળી શકે માસિકનું લવાજમ મોકલવામા તેમજ અન્ય સર્વે પત્રવ્યવહારમા માસિક ઉપર લખાતો નંબર લખવાની કૃપા કરવી જેથી અમને લીસ્ટમાંથી નામ ખોળવામા હરકત નડે નહીં એક બે મહીના વાટ જોતાં જેના લવાજમની માસીકમા પહોચ ન આવી હોય તેણે લખી જણાવવું પત્ર વ્યવહાર મનીઓર્ડર વગેરે નીચેને શીરનામે કરો.

વ્યવસ્થાપક—ગુર્જર બ્રાહ્મણની ઑફીસ,<br>પખાલીની પોળ—અમદાવાદ.

---

# આવતા અંકથી વી. પી.

આ મુ માસથી જે ગ્રાહકોનુ લવાજમ વસુલ થયુ નહીં હોય તેમને અનુક્રમે થોડે થોડે દર માસે લવાજમ વસુલ કરવા માસીક વી. પી. દ્વારા મોકલાવવાનુ શરૂ કર્યુ છે. તે સીકાનાને નમ્ર વિનતિ છે આશા છે કે જે મહાશયો લવાજમ ના ભર્યુ હોય તેઓ મ. ઓ. દ્વારા લવાજમ મોકલી વી પી. ની ફગાટમાથી થોડે અંશે પણ અમને મુક્ત કરી આભારી કરશો, એજ નમ્ર વિનતિ છે

' વ્યવસ્થાપક. '

---

## મોઢ સંજ્ઞા ધારક સમસ્ત બ્રાહ્મણ, વાણિયા, ઘાંચી આદિને ખુશખબર.

મોઢ જ્ઞાતિ સમસ્તનો મેળાવો મોઢેરામા આવતા મહા શુદી ૫ થી થવાનો છે. તે પ્રસંગે સર્વ બંધુઓને ત્યા જવાની વિજ્ઞપ્તિ કરવામા આવે છે. તે પ્રસંગે ધર્મારણ્ય ક્ષેત્રમા આવેલા સર્વે તિર્થોનો જીર્ણોદ્ધાર થયો છે તેનો ઉત્સવ ઉત્સાહ પૂર્વક મ્હોટી ધામધુમથી થશે. અને ત્યા મહારૂદ્ર, સહસ્ત્રચંડી, વિષ્ણુયાગ આદિ યજ્ઞો મોટા સમારંભથી કરવામાં આવશે ધર્મારણ્યના જીર્ણોદ્ધાર માટે પાટણવાસી વકીલ પરીખ નથુભાઇએ જે પચીસ વર્ષથી અથાગ પ્રયત્ન કર્યો છે તેનુ ફળ આવુ ઉત્તમ આવેલુ જોઈ તેમની સાથે સર્વે પાટણની વણિક જ્ઞાતિ તરફથી સર્વે જાતના મોઢને આમંત્રણ પત્રિકા મોકલવામા આવી છે તે પ્રમાણે સર્વે બંધુઓ ત્યા જઈ સમારંભના આનંદમા ભાગ લઈ રાગદ્વેષથી દુર રહી પોતપોતાના કુલદેવીનો પવિત્ર ક્ષેત્રમા વિચાર કરશે એવી અમે આશા રાખીએ છીએ. હરિ ! ૐ શુભં ભવતુ.

---

# गुर्जर ब्राह्मण.

ॐ। सहनाववतु । सहनौभुनक्तु । सहवीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु माविद्विषावहै

उपनिषद्.

य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्ति. उपनिषद्.

અર્થ:—(તે બ્રહ્મ) અમારું બન્નેનું સાથે રક્ષણ કરો. અમારું બન્નેનું સાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારૂં અધ્યયન કરેલું તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ.

ઉપનિષદ્‌માં જે ધર્મ કહ્યા છે તે મારામાં હો તે મારામાં હો.

ॐ शान्तिः शान्ति शान्ति

વર્ષ ૧, અંક ૯. [ માસિક. ] માઘ સંવત્ ૧૯૬૬.

## સવૈયાની ચાલ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૧૬ થી )

વસિષ્ઠ વાલ્મિકિ જમદગ્નિને ગૌતમ ગાલવના જાયા,
આજ તમારી ગતી વિચારો મમત તણી ત્યાગો માયા;
દક્ષિણ દેશ વિશે જોશો તો કોકણ દેશ અને કરાડ,
પર વસનારામાં નથિ રે'તી લગ્ન બાબતે એકે આડ.

વિશાળ મોટું ક્ષેત્ર તેમને વર કન્યાને નથી બહુ દુઃખ,
સહુએ સાથે મળિને બેસે એક સુખી તો સહુને સુખ,
સંપ તેમનો દેખો નજરે એક બિજાને આપે સહાય,
સામાને સુખી દેખીને જો કંઈ ઉદરમાં શૂર ભરાય

ચોરાશીની ચાર કરો તો ચાર કદાપી થાશે એક,
એક થશો તો રહે એકતા બ્રાહ્મણની એ રાખો ટેક,

ભીખ જશે ને ઠીક થશે સહુ બીક વગરના થાશો સર્વ,
જો ઉત્સાહી હવે બનીને દેશો છોડી મિથ્યા ગર્વ.

તકો તમોને ત્રાસ બતાવે લેશ નહો નથિ એમાં વાર,
સંપ કરીને એક થશો તો થઈ જશે સુખીયો સંસાર;
તાણી તૂશી લગ્ન થવામાં કામનીયો બહુ ક્લેશ સહે,
ઉરની જ્વાળા પ્રગટ થયેથી જબરા તાપે દેહ દહે.

વૃદ્ધ વરોને પરણાવેલી રાંડી કરતી નિત્ય રૂદન,
અડબંગોને આપેલી પણ બાળી નાખે કોમળ તન;
એના શાપ તણું ફળ આજે અવની આર્ય તણીમાં સર્વ,
ભોગવતા નજરે દેખીને કોણ ધરે કહો મિથ્યા ગર્વ.

વર કન્યાની સંખ્યા સરખી ઇશ્વર ઉપજાવે છે નિત્ય,
એક પુરૂષને બે ત્રણ બૈરી કે'શો એ તે ક્યાંની રીત્ય;
વૃદ્ધ થએલી અબળા જો કદી અન્ય પતિની કરશે વાત,
ખળભળશે સંસાર સકળ ને સર્વ બાજુથી પડશે લાત.

વૃદ્ધ થએલો પતિ પણ પોતે પરવરશે મન ધારિ ઉમંગ,
નાજુક મુગ્ધ મનોહર બાળાની આશાનો કરવા ભંગ;
ન્યાય નહિ પતિ પિતા વિચારે નાખે એને અગ્નિ ઝાળ,
શાણામાં ખપતા ખખ જેવા જો કે રડતું રે'શે બાળ.

આ સઘળાનું મૂળ વર્ણના વિભાગને કહેવાતું ફૂળ,
સાલે છે અવળું સવળું તે વિપ્રવર્ગને જાણે શૂળ;
સર્વ વિભાગો એક બને તો થાય સ્વયંવરની શુભ રીત,
કોમળ અંગી યુવતી સરવે દેશે ઉરથી આશિષ નિત્ય.

સમવય સમરસ સમભાવોનાં દંપતિ ઉર ધરી આનંદ,
હરશે ફરશે આર્ય ભૂમિ પર ભજશે નિત્ય પ્રભુ સુખકંદ;
કોઈ કહેશે જ્ઞાતિ થકી તો નીતિ રીત ભલી સચવાય,
પણ જાણે નહિ ચાર મળ્યેથી જ્ઞાતિજનો સૌ બકતા જાય.

એદી તણો જ અખાડો જ્ઞાતી તાલિમ્બાજો ત્યાં અથડાય,
ધંધો ત્યાગી ધ્યાન ધરે એ ક્યારે કુસ્તીબાજ ભરાય;
સગાતણા જુથવાળા કંઈ તો બોલે બોલ ધરી અભિમાન,
નીતિ રીત તણી વાતોને સુણી સહુના ફુટયા કાન.

દક્ષિણમાં નીતિ નથી રહિને ગુજરાતે શું આવિ અડી,
અમસ્તકી તકરાર કર્યાંમાં બહુની બુદ્ધિ ચૂલ પડી;
જ્ઞાતિ બંધન રૂંધન જબરૂં ગુંગળાવીને મારે માર,
તડાં પડાવી તોફાની સહુ એક બીજા પર રાખે ખાર.

માટે મારા વિપ્ર બંધુઓ એક થઇને આણો અંત,
લઢાઈ ઝગડા ભૂસી નાખી વળગી ધંધે બનો નચિંત;
લાગણી સહુની એક થશે ને સુધરશે ઘરનો વ્યવહાર,
ભાર તમારો વધશે સઘળો ભૂખ દુઃખનો નહિ રહે માર.

ઉદર ભરણને વિષય તણું સુખ સર્વે પ્રાણિમાં સરખું જોય,
પ્રેમલગ્નની પવિત્ર, જેથી મનુષ્ય પ્રાણિમાં ઊંચી હોય,
તે નવ થઈ તો વિપ્ર વર્ગનું કહો શી રીતે રે'શે માન,
સર્વ દાનમાં દાનજ મોટું જે જન ગણતા કન્યાદાન.

દાન વિશે શું માન રહ્યું જ્યાં દુઃખ તણું દેવાશે દાન,
માતપિતાને ભાન નહિ ને દાન તણું ધારે અભિમાન;
વળી જુઓ જ્ઞાતી ભોજનનો ગરીબ માથે રે'છે ભાર,
હોય પાસ તો કરે નિર્ગંને નહિ તો વેચાશે ઘરબાર.

ભોજન જ્ઞાતિને દેવામાં હું નથિ ગણતો કંઈ એ પાપ,
પણ ઘરબારી ગરીબ હોય તો ભોજન સાથે દેશે શાપ;
ભોજનનો વ્યવહાર ભલે રે' પણ મન ગમતા ભેળા થાય,
હસે રમેને રહે ઉમંગી નહિ તટો કે બંધન થાય.

બંધનમાથી મુક્ત થવાને વિનતિ જો કદી ઊર ધરો,
જીવ્હા રસનો સ્વાદ છોડીને એક થવાને યત્ન કરો;
આશિષ લેશો અબળાની ને માતપિતા પણ નિર્ભય થાય,
પુત્રી પેટ પડ્યાથી જરીએ માત તેહની નહિ અકળાય.

વંશ વધે વળી વિપ્ર વર્ગનો સ્વર્ગ સમાણું લે સહુ સુખ,
કન્યાદાન તણું ફળ મળશે રહેશે ઉજળાં સહુનાં મુખ;
જ્ઞાતી બંધનથી કુળવતા કરે કલેશ ને મોટા થાય,
હલકાને ચઢતો દેખીને ઊર વિશે ખાલી અકળાય.

સરખો જો કદી નીચો નમશે અધિકો જાતે રાજી થાય,
પટલાઈમાં જો ભાગ પડે તો અવસર આવ્યે અવળો જાય;

અન્યોઅન્યે કરે ખોદણી છિદ્ર શોધવાં તત્પર થાય,
એક બિજાની લાતો ખાતાં જન્મારો એળે વહિ જાય.

જ્ઞાતિ તણો ઉદ્ધાર થવાંમાં અડચણ મોટી આવી પડે,
પરેલીઆની પટલાઈ જાતાં સવળામાં પણ સે'જ નડે;
ઉંચી આશાઓ યુવકોની જ્ઞાતિ બંધનથી બગડે,
હિમ્મતહારી જાય બિચારા ઊંચા થઇને હેઠ પડે.

કેળવણી પામેલા જન સહુ કાયર જ્ઞાતિ બંધનથી,
સવળું પગલું ભરવામાં પણ જાણે છે કે સુખ નથી,
આવી બેડીમા પગ ઘાલી જીવનમાં શું સુખ રહ્યું,
વિપ્ર બંધુઓ વાત વિચારો દુઃખ હવે કયમ જાય સહ્યું.

સમજુ થઇને ભૂલ કરો છો શળ સમી પીડા ભારી,
વેદો છો ને વેદાવીને અબળાને નાખો મારી;
બ્રાહ્મણ સઘળા એક થવામાં શાસ્ત્ર તણો નહિ બાધ નડે,
એક હૃદય થાશે મોકોનું વિપત્ત સમયમાં વ્હાર જડે.

ન્હોળા થાતાં મન પણ ન્હોળું ટુંકામાં ટુકુ થઈ જાય,
દુઃખ કદાપી આવી પડતાં શોધી પણ જડશે નહિ સહાય;
યોગથીની એક થાય તો નબળો તે પણ સબળો થાય.
એક બિજાનો આશ્રય મળતા સુખમાં સહુના દા'દા જાય.

વિચાર કરવાને વિનતી આ વિપ્ર વરોને કરી પ્રણામ,
મૂકી છે તે ઊર ઉતારો બંધુ અમારા મતિના ધામ;
વિચાર કરવા એક થઇને બ્રહ્મ સભામાં કરો ઠરાવ,
મમત સહુના છોડી દઇને બેસો સઘળા એક જ નાવ.

સુખનો ફીનારો સામો છે, હામ ધરી જો યત્ન કરાય;
શાન્ત સમયમાં સઘળું બનશે, યત્નકારીને ઈશ સહાય.
સમજુને ઝાઝુ શું કહિયે સારરૂપ આ કર્યું કથન,
જ્ઞાતિબંધનની પીડાને નિર્મૂળ કરવા ધારો મન.

રા. રા. મહાનંદ ભટ્ટ.

# બ્રાહ્મણોને વિનંતિ.

विद्यायामर्थलाभे च यस्य न प्रथितं मनः
दाने तपसि शौर्ये च मातुरुच्चार एव सः ॥

## ભણો બંધુઓ! કૃતનિશ્ચય થઇને ભણો:—

હવે એવો સમય આવી પહોચ્યો છે કે જ્યારે આપણે આપણી મરણપ્રાય ઘોર નિદ્રામાંથી જાગ્રત થઈ દેશ કાળ અને સ્થિતિ શું છે તે જોવું જોઇએ. આપણી આગળ પાછળ ચાલી રહેલી પ્રવૃત્તિની પરિસ્થિતિ આપણને ક્યારનીએ જગવી રહી છે એમ કોણ નહિ કહે ? ક્ષત્રિય-રજપૂતોમાં કેળવણી અને સુધારાઓને માટે હિલચાલ થઈ રહી છે, વૈશ્યો-વાણીઆઓ, આ અર્થ પ્રધાન કાળનો પરિસ્થિતિને યોગ્ય થઈ લાભ લઈ રહ્યા છે અને શુદ્રો-મજુર આદિ વર્ગો વાતાવરણને ધમધમાવી રહેલાં ઉદ્યોગનાં ક્ષેત્રોમાં કીડીઓની માફક કામે લાગી ગયા છે, ત્યારે આપણે બ્રાહ્મણો જ માત્ર એકલા આપણા પૂર્વજોની મોટાઈના ગુમાનમાં ઝોળીમાં જાહોજલાલી માની મૂઢ થઈ બેશી રહ્યા છીએ. પૂર્વજોની મોટાઇનો દાખલો લઈ આપણે મોટા થવાનું છે, કંઈ બાપના કુવામાં બુડી મરવાનું નથી ! પૂર્વજોની જે મોટાઇનું આપણે ગુમાન રાખીએ છીએ તે મોટાઇનો લવલેશ આપણામાં છે કે નહિ ? તે આપણે પ્રથમ જોવું જોઇએ.

આપણા-બ્રાહ્મણોના પૂર્વજોની મોટાઈ વિદ્યામાં, ધર્માચારમાં, શીલમાં અને કર્તવ્ય પરાયણતામાં હતી. આમાંનું એકે વાનું આપણી પાસે રહ્યું નથી. વિદ્યાભ્યાસ, જે બ્રાહ્મણનું પહેલું ને સઉથી વધુ અગત્યનું કર્તવ્ય હતું તે તો આપણે બીલકુલ નેવે જ મુકી બેઠા છીએ. બીજી કોઈ પણ વર્ણના કરતાં આપણામાં અત્યારે ઓછી વિદ્યા છે. બ્રાહ્મણેતર વર્ણોમાં વસ્તીના પ્રમાણમાં જેટલા લોકો લખી વાંચી જાણતા હશે તેટલા બ્રાહ્મણ, તેમની વસ્તીના પ્રમાણમાં લખી વાંચી જાણતા નથી. બ્રાહ્મણોને આ શું ઓછું નીચું જોવરાવનારૂ છે ? અંગ્રેજી અને યુનિવરસીટીની કેળવણીમાં બીજી વર્ણો જેટલો ઉત્સાહ ધરાવે છે તેટલો ઉત્સાહ આપણે ધરાવીએ છીએ ? અમદાવાદમાં બ્રાહ્મણોનાં ચાર પાંચ હજાર ઘર છે છતાં કેટલા ગ્રેજ્યુએટો છે તે કોઈ બતાવશો ? અમદાવાદ જેવા શહેરમાં રહેવા છતાં પણ જ્યારે બ્રાહ્મણોના છોકરા ભણ્યા નથી ત્યારે ગુજરાતનાં ગામડાંમાંના બ્રાહ્મણોના છોકરા ક્યાંથી ભણ્યા હશે ? શ્રાવકોની વસ્તી હિંદુસ્થાનને મુકાબલે ગુજરાતમાં સઉથી વધારે છે, છતાં છેલ્લા વસ્તીપત્રક ઉપરથી જણાય છે કે તેમનામાં કેળવાયલાઓની સંખ્યા બ્રાહ્મણોના કરતાં ઘણી વધારે છે. આપણે બ્રાહ્મણો જેમની પહેલી ફરજ ભણવું અને ભણાવવું એ છે, તે જ્યારે આ પ્રમાણે પછાત પડીએ ત્યારે આપણા પૂર્વજોની વિદ્યાનું અભિમાન રાખવું તે ખોટું જ ને ?

આપણામાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ ક્યાં છે ? અમદાવાદમાં કયો બ્રાહ્મણ શાસ્ત્રી એવો છે કે જે કોઈ પણ શાસ્ત્રના સવાલોનો ઉત્તર આપી શકે ? આગલા મહર્ષિઓની વિદ્વત્તા તો

મુઈ, પણ પાછલા જમાનાના કવિઓ, લેખકો અને સંસ્કૃત ભાષામાં વાદવિવાદ ચલાવે એવા વિદ્વાન શાસ્ત્રીઓની વિદ્વત્તાની તુલના કરનારો બ્રાહ્મણ પણ અત્યારે ક્યાં છે ? બ્રાહ્મણ ધર્મને અનુવર્તનારા શ્રોત્રિય કે અગ્નિહોત્રી પણ ગુજરાતમાં છે ? જ્યારે આગલી વિદ્વત્તા કે ધર્મ મહત્તાનો લવલેશ પણ રહ્યો નથી ત્યારે હાલના બ્રાહ્મણોમાં શું બ્રાહ્મણત્વ છે તે કોઈ બતાવશે ? હાલ પ્રજાને જ્ઞાન થવા માંડ્યું છે અને આગળ જેમ આંધળે બહેરૂં ચાલ્યું જતું હતું તેવું ચાલે એમ નથી. હાલ તો ક્ષત્રિય અને વાણીઆના છોકરાઓ પણ બ્રાહ્મણની અશુદ્ધિ સુધારે ને ચરણ પડતું હોય તો પુરતી કરી આપે એવા થયા છે. એમ પણ સાંભળવામાં છે કે એક ઠેકાણે વાણીઆના વરે એક ગોર મહારાજની અશુદ્ધ ક્રિયા કર્મ કરાવતાં ધૂળ કાઢી નાખી હતી અને સાજનમાંના બ્રાહ્મણોનાં મોઢાં તેથી ઝાંખા પડી ગયાં હતાં. આવી સ્થિતિએ પહોંચ્યા છતાં પણ આપણે ઋષિ મુનિઓના વંશજો છીએ, એવું અભિમાન રાખવું અને છોકરાને અગડ બગડ શીખવી માત્ર ઝોળી ફેરવાવ્યા કરવી તે શું આપણા અજ્ઞાનની અને કાળને નહિ પારખી શકવાની પરાકાષ્ટા નથી કે ?

પ્રાણીઓમાં માણસો અને માણસોમાં બ્રાહ્મણો ઉત્તમ ગણાયા છે તે યાદ રાખજો કે, કેળવણીને લીધે જ ગણાયા છે. ભગવાન મનુ કહે છે કે, ब्रह्मणश्चैव धारणात् બ્રાહ્મણત્વના-જ્ઞાનના ધારણથી જ બ્રાહ્મણોની શ્રેષ્ઠતા છે. જગત બ્રાહ્મણનું છે એટલે કે જગત જ્ઞાનવાળાનું છે અને જ્ઞાનવાળો જ જગતનો પ્રભુ છે. પૂર્વ કાળના બ્રાહ્મણો વિદ્યા બળવાળા હતા એટલે તેઓ જગતના પ્રભુ અને રાજાના રાજા ગણાતા. સો વર્ષના ક્ષત્રિયનો પણ નાની વયનો છતાં દસ વર્ષનો બ્રાહ્મણ પિતા ગણાતો હતો. આ મહત્તા જ્ઞાનની છે, બ્રાહ્મણના કુળમાં જન્મીને લાડુ ઝાપટનારાઓની નથી. આપણા પૂર્વજો જેમના ચારિત્ર્ય (character) ની મહત્તા બહુ જ મોટી હતી અને મનુ ભગવાન પણ કહે છે કે, स्व स्व चरित्रं शिक्षेरन् पृथिव्या सर्व मानवाः પૃથ્વી ઉપરના સર્વ મનુષ્યોએ બ્રાહ્મણોની પાસેથી પોતપોતાનો સદાચાર શીખવો, તે પૂર્વજોના ચારિત્ર્યનો અંશે જ્યારે આપણામાં રહ્યો નથી ત્યારે આપણને કોણ મોટા ગણશે ? આપણે આપણા મનથી-ગુમાન રાખી મોટા છીએ એમ માનીએ તેમાં શો માલ? જે માણસ પોતે પોતાના દોષો જોઈ પોતાની મેળે સુધરે છે તેજ માણસની મહત્તા વધે છે, તેમ આપણે પણ આપણી મહત્તા વધારવી હોય તો હાલના અજ્ઞાનને ખંખેરી નાંખી કેળવણી લેવાને તત્પર થવું જોઇએ. ઘેર ઘેર ભટકીને ભિક્ષા માગવી અને ક્ષુદ્ર મનુષ્યોના તિરસ્કાર સહન કરવા એ શું આપણું બ્રાહ્મણત્વ કહેવાય ? પાંચ સાત વર્ષનો છોકરો થયો એટલે ભિક્ષાપાત્ર આપી તેને ગામમાં ભિક્ષા લેવાને ફેરવીએ અને તે ઘેર ઘેરથી અપમાન પામે, તેનામાં પછી સ્વાભિમાન ક્યાંથી રહે ? અને આવા નિરંતર અપમાન સહન કરી કરીને જડ થઈ ગયેલા તથા દૈન્યમાં ડુબી ગયેલા બ્રાહ્મણને જગતમાં માન પણ પછી ક્યાંથી મળે ? માન મેળવવાને માટે તો વિદ્યા, કર્મ, ઉમ્મર, સંબંધી વર્ગ, અને ધન જોઇએ છીએ. બ્રાહ્મણોમાં આમાંનું એકે વાનું નથી તો પછી તેમને ક્યાંથી માન મળે ?

બન્ધુઓ ! મોટાઈ, માન, આબરૂ, વિત્ત અને બીજું બધુએ, જ્ઞાનને આશ્રયે રહેલું છે અને જ્ઞાનથી જ આપણા પૂર્વજો મોટા હતા. આપણે પડી ગયા છીએ તે પણ જ્ઞાન વગર જ. જ્ઞાન વગર આપણે કેવી રીતે આપણી શ્રેષ્ઠતા સાચવી શકીશું તે તો વિચારો!

આગલા જમાનામાં પણ જ્ઞાનથી જ બ્રાહ્મણની શ્રેષ્ઠતા હતી–મનુ કહે છે કે विप्राणां ज्ञान तो ज्येष्ठयं–બ્રાહ્મણોનું મોટાપણું જ્ઞાનથી છે. આગળ કેળવાયલા જ્ઞાનીઓને જ માન મળતું હતું અજ્ઞાનીઓને નહિ. ભણેલા ન હોય તે તો यश्च विप्रोऽनधीयानः नाम बिभ्रति—માત્ર નામનો જ બ્રાહ્મણ કહેવાતો. યજ્ઞ, શ્રાદ્ધ અને દાનાદિકમાંથી પણ અજ્ઞાની બ્રાહ્મણનો તો બહિષ્કાર જ કરવામાં આવતો. અવિદ્વાનનું કોઈ કાળમાં કે કોઈ દેશમાં કશું માન હોતું જ નથી. દરેક પ્રજામાં અને દરેક ઠેકાણે જ્ઞાનવાળાને જ માન મળે છે માટે આપણે બ્રાહ્મણોએ હાલ આપણે જે અધમાવસ્થામાં–અજ્ઞાનમાં પડ્યા છીએ તેમાંથી બહાર નિકળવું હોય, આપણા પૂર્વજોની સ્થિતિને પ્રાપ્ત થવું હોય અને દુનિયાંની સુધરતી જતી પ્રજાઓમાં આપણું નામ રાખવું હોય તો કમ્મર બાંધીને કેળવણીની પાછળ પડવું જોઇએ. કેળવણી વગર ધન મળવાનું નથી, ધન વગર કામનાઓની તૃપ્તિ થવાની નથી, અને કામનાઓની તૃપ્તિ વગર મોક્ષપણ મેળવી શકાવાનો નથી માટે બન્ધુઓ, જો પુરૂષાર્થો સાધવાની ઇચ્છા હોય તો તો કેળવણીનો આશ્રય કરો અને બ્રાહ્મણ નામને શોભે તેવી સર્વ શાખા યુક્ત વિદ્યા સં-પાદન કરો.

વિદ્યાની મહત્તા દર્શાવવાને સાહિત્યમાં ઘણું લખાયલું છે અને દરેક માણસ હાલ તેની મહત્તા જોઈ રહ્યું છે, તેમ છતાં આપણી ઉંઘ ઉડતી નથી એ બહુ જ મોટું આશ્ચર્ય છે. કેળવણી ખાતું આખુ બ્રાહ્મણોને માટે જ છે એમ કહીએ તો ચાલે. ભણવું અને ભણાવવું એ આપણું કર્તવ્ય છે અને તે જ જો આપણે હાથ કરીએ તો આ જમાનામાં આપણે માનભેર આજીવિકા ચલાવવાને શક્તિમાન થઇએ. કેળવણી ખાતાના શિક્ષકોની કેટલી જ-ગાઓ બીજા વર્ણના લોકોએ હાથ કરી છે તે જુઓ! બ્રાહ્મણ જે સર્વ વર્ણોના ગુરૂ છે તેમનાં છોકરાં હાલ કયી વર્ણના ગુરૂઓના હાથ નીચે કેળવણી લે છે તે જુઓ અને આ-પણો જે હક અને ધર્મ છે, તે હાથ કરવાને તત્પર થાઓ કે જેથી ભિક્ષાનું પાત્ર અને પતરાળું દૂર નાંખી દેવાય. ભિક્ષા કોઈ પણ લોકમાં અને કોઈ પણ જમાનામાં આજીવિ-કાનો ઉંચો માર્ગ ગણાયો નથી અને ગણાશે પણ નહિ જ. પ્રાણી માત્ર શારીરિક કિંવા માનસિક બળથી આજીવિકા કરે છે ત્યારે આપણે બુદ્ધિ અને બળવાળા પ્રાણી–અરે માણસ અને તે પણ વળી બ્રાહ્મણ, ઢોર પણ જે તિરસ્કારને સહન કરતાં નથી તે તિરસ્કારને સહન કરી અત્યંત દૈન્યથી પારકાની ઉપર ભિક્ષાદેહી કરીને આજીવિકા ચલાવીએ અને તેને વળી વ-ખાણતા જઇએ એ આપણી મૂઢતાનો અવધિ જ કે બીજું કંઈ?

તિરસ્કાર સહન કરવા, ભૂખે મરવું અને ધન હીણુ અધમ જીવન ગાળવું, એ કોઈ પણ રીતે ધર્મ્ય નથી. અત્યારે આખી દુનિયાં આજીવિકાના મહા કલેશમાં પડી છે અને જેઓ દેશકાળને યોગ્ય માર્ગ લે છે તેઓ આજના સમયમાં સુખથી આજીવિકા ચલાવી શકે છે માટે આજના દેશકાળને બંધ બેસતા થઈ આપણે પણ આપણને ઉચિત કેળવણીના અને પ્રગતિના માર્ગ લેવા એ જ ધર્મ્ય છે. મહા ભારતમાં આપત ધર્મ પ્રકરણમાં દેશકાળ અને સ્થિતિને અનુસરતા માર્ગો ગ્રહણ કરવામાં અધર્મ થતો નથી એમ જુદી જુદી અનેક બાબ-તોમાં બતાવ્યું છે, તેમજ ધર્મશાસ્ત્રોમાં પણ કહ્યું છે કે આગળ વામદેવ, અને વિશ્વમિત્ર જેવા-

ઓએ-શ્વાનમાંસ જેવી અભક્ષ્ય વસ્તુઓને પણ પ્રાણ સંરક્ષણાર્થે ગ્રહણ કરી હતી તેમ છતાં તેમને પાપ લાગ્યું ન હતું. અત્યારે દુનિયાંની પ્રજાઓ વચ્ચે પ્રાણ રક્ષણને માટે આપદ ધર્મનો આશ્રય લેવા જેવો જ જીવન કલહ-struggle for existence ચાલી રહ્યો છે માટે પ્રગતિનો માર્ગ લેવામાં અજ્ઞાનથી ભરેલી જુની રૂઢિઓને વશ રહેવાનું કારણ નથી. જ્ઞાનનો આશ્રય લઈ દેશ કાળ અને પરિસ્થિતિનો વિચાર કરી જે ધર્મ સાંપ્રતમાં પ્રાપ્ત થતો હોય તે તે ગ્રહણ કરી આપણે આપણી આર્ય પરંપરા સચવાય તેમ આગળ વધવું ઘટે છે. આપણે આપણને પોતાને ભુલી જવું યુક્ત નથી. આપણે આપણા પોતાના સ્વરૂપમાં રહી દેશ કાળ અને પરિસ્થિતિને યોગ્ય જે પણ કર્તવ્ય હોય તે કરવાને તત્પર થવાનું છે. આગળ પણ સમયે સમય ધર્મોમાં ફેરફાર થતો અને મનુષ્યો દેશકાળ અને સ્થિતિને જોઈ નવા ધર્મ નિર્માણ કરતા અને તે પ્રમાણે ચાલતા. કહ્યું છે કે—यज्ञेऽध्वर्युरिवाप्रत्ति मनुर्मन्वन्तरे सदा प्रति मन्वन्तर चैव स्मृतिरन्या विधीयते જેમ યજ્ઞમાં નવો અધ્વર્યુ થાય છે તેમ પ્રત્યેક મન્વન્તરમાં નવા નવા મનુ (પ્રજાની વ્યવસ્થા કરનારા) થાય છે, અને પ્રતિ મન્વન્તરમાં (કાળમા) બીજી સ્મૃતિઓ-(જીવન ભોગવવાના કાયદા) કરવી પડે છે. વળી મનુ પણ કહે છે કે—अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे । अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः મનુષ્યોના ધર્મો સતયુગમાં જુદા, દ્વાપરમાં જુદા અને કલિયુગમાં જુદા હોય છે. યુગો—સમય કાળ—ના ફેરફાર પ્રમાણે ધર્મોમાં પણ હમ્મેશાં ફેરફાર થાય છે, માટે હાલના દેશકાળને લઈ નવો યુગ શરૂ થયેલો ગણી વિદ્વાનોએ તેને યોગ્ય ધર્મોની યોજના કરવી જોઇએ. બ્રાહ્મણો વગર બીજી વર્ણોથી તે કાર્ય થવાનુ નથી. મનુસ્મૃતિ પછી થયેલી પારાશર વગેરે સ્મૃતિઓ પણ બતાવી આપે છે કે કાળે કરીને આગલા જમાનામા પણ મનુષ્યોના કર્તવ્ય પ્રમાણે ધર્મો—ધારા અને કાનુનો ફરતા હતા. આપણી ભાષા તેજ ભાષા, આપણાં શાસ્ત્રોએજ શાસ્ત્રો અને આપણે ખણેલો તેજ જીવનને યોગ્ય માર્ગ બીજી પ્રજાએ ખણેલો તે જીવનને યોગ્ય માર્ગ નહિ એમ કહેવાય નહિ. મનુષ્ય માત્રને ઇશ્વરે બુદ્ધિ આપેલી છે અને જે કોઈ વિવિધ જ્ઞાનથી બુદ્ધિને ખીલવી વિદ્વાન બને છે તે સર્વ જગતને પૂજનીય અને ઉપકારક છે. આપણા ધર્મશાસ્ત્રકારોએ પણ કંઠારવે કહેલુ જ છે કે, ગમે તેની પાસેથી પણ વિદ્યા ગ્રહણ કરવી અને જ્ઞાનથી ઉન્નત થવું.

બંધુઓ! વિદ્યાનું માહાત્મ્ય બહુ મોટું છે અને તેના આશ્રયથી જ મનુષ્ય મોટા થઈ શકે છે માટે આપણે બ્રાહ્મણોએ તો ખાસ કરીને તેનો જ આશ્રય લેવો જોઇએ. કેળવણીથી જ આપણે ઉન્નતાવસ્થાને પ્રાપ્ત કરી શકીશું માટે કેળવણીની પાછળ પડો સ્કુલો હાઈસ્કુલો અને કોલેજો બ્રાહ્મણ વિદ્યાર્થીઓથી અને બ્રાહ્મણ શિક્ષકોથી શા માટે ખાલી રહેવી જોઇએ? કોઈ કહેશે કે ધનના અભાવે? તો તેને અમો એટલો જ ઉત્તર આપીશું કે જેને ભણવાની હોંશ છે ખંત છે અને પ્રબળ નિશ્ચય છે તેને ધન અને સાધન મળી આવતા વાર લાગતી નથી. અત્યારે હિંદમાં જેઓ મહા પુરૂષો ગણાય છે એવા ઘણા મહા પુરૂષોના ચરિત્રો જોશો તો તેઓ ગરીબીમાથી સંકટ વેઠીને જ ભણેલા જણાશે. આપણી હાઇકોર્ટના આગલા ન્યાયાધીશ જસ્ટીસ. મિ. નાનાભાઈ હરિદાસ મ્યુનિસીપાલીટીને દીવે લેશન કરી ભણ્યા હતા. મિ. ભાઈશંકર નાનાભાઈ જેઓ અમદાવાદના—આખા ઈલાકામાં એક્કા ગણાતા સોલીસીટર છે

તેઓ ગરીબીમાંથી લોકોને ભણાવીને ભણ્યા હતા અને ઉમ્મર લાયક થતાં નોકરી કરતા, આજીવિકા ચલાવતા અને ભણતા રહ્યા હતા. અત્યારે પણ મુંબાઈ પુના અને બીજા ભાગોમાં ઘણાય દક્ષિણી બ્રાહ્મણના છોકરાંઓ મધુકરી કરીને ભણે છે, યુનિવરસીટીની ઉંચી ઉંચી ડીગ્રીઓ મેળવી જુદાં જુદાં ખાતાંમાં હોદ્દાઓ સંપાદન કરે છે. યાદ રાખો કે નિશ્ચયની ખામીને લીધે જ મનુષ્ય અશક્ત ગણાયલો છે. જ્યાં નિશ્ચય છે ત્યાં કાર્ય થયા વગર રહેતું જ નથી. આપણામાં એક સામાન્ય કહેવત છે તે ખોટો નથી કે, 'મન પથ્થરમાંથી પણ માર્ગ કરે છે' તેમ બંધુઓ! તમે જો પાકા નિશ્ચયથી વિદ્યાભ્યાસની ઇચ્છા રાખશો અને તમારામાંથી ઉત્પન્ન થતી પ્રજાને ભણવાના નિશ્ચયવાળી ઉત્પન્ન કરશો તો તેમણે ધન કે સાધનની ટાંચ કદી પણ પડશે નહિ, કૃત નિશ્ચય થાવ ને ભણો!

(બ્રાહ્મણ.)

---

# લગ્ન.

સિંહસ્થ વર્ષ પુરૂં થઈ જવાથી હવે લગ્નની ધામધુમો સર્વત્ર થતી જોવામાં આવે છે. કન્યાનાં માબાપો પોતાની લાડીલી કન્યાઓને માટે યોગ્ય વર શોધવાને વાસ્તે આમ તેમ દોડા દોડ કરતાં જણાય છે, અને વરનાં માબાપો પણ પોતાને યોગ્ય કન્યા માટે ફાંફાં મારતાં જોવામાં આવે છે. આવે પ્રસંગે આપણે લગ્ન એ શું છે અને બ્રાહ્મણોમાં લગ્ન કેવી રીતે થવાં જોઇએ તે વિષે જરા વિચાર કરીએ. આ વિચાર કરવાનો હેતુ એટલો જ છે કે તેથી વર કન્યાનાં માબાપો તે વિચાર જાણી જો તે ગ્રાહ્ય લાગે તો તેમાંના વિચારો અમલમાં મુકી શકે અને તે દ્વારા પોતાનાં સંતાનોને સુખનો માર્ગ બતાવી શકે. લગ્ન એ શું છે એ વિષે વિચાર કરતા પહેલાં આપણે જરા હાલમાં આપણા સમાજમાં જે પ્રચલિત રૂઢી છે તેનું અવલોકન કરીએ. આપણા સમાજનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારને જણાયા વિના રહેશે જ નહિ કે તેમાં થતાં લગ્નમાંનાં સેંકડે ૯૦ ટકા લગ્ન કોઈ પણ પ્રકારના વિવેક અથવા વિચાર વિનાનાં હોય છે. બન્ને તરફનો સમાજ વિદ્યા-કેળવણીના અભાવને લીધે વિવેક વગરનો હોય છે, અને 'કેટલેક ઠેકાણે પુરૂષ થોડો ઘણો કેળવાયલો હોય છે તો ત્યાં ઘરમાં અશિક્ષિત સ્ત્રીના ચલણને લીધે પોતાના પુત્રના કે પોતાની પુત્રીના લગ્ન સંબંધમાં તે બિચારાનું ચાલતું નથી. આવા આવા કારણોને લીધે આપણા સમાજમાં ઘણે ભાગે જે લગ્નો થાય છે તે વિવેક વિનાનાં જ હોય છે. વિવેક વિનાનાં લગ્નોમાં સુખ તો હોય જ ક્યાંથી? કારણ કે જ્યાં સ્ત્રી પુરૂષમાં અન્યોન્ય અમુક પ્રકારની સમાનતાના ગુણ હોય જ નહિ, અને લગ્ન પ્રસંગે તેનો વિચાર જ કરવામાં આવે નહિં ત્યાં તે જોડામાં આખા જીવન કાળમાં સુખ ક્યાંથી સંભવે? હાલમાં આપણા સમાજમાં લગ્ન સંબંધમાં ઘણી જ અવ્યવસ્થા ચાલે છે. સમાજમાં નહાની નહાની શાસ્ત્ર વિરૂદ્ધ ઘણી જ નાતો થઈ ગઈ છે અને તેથી કન્યા તેમ જ વર પસંદ કરવામાં આપણા સમાજનું ક્ષેત્ર વિશાળ હોવા છતાં અજ્ઞાનતાને લીધે અને અંધ રૂઢી ચાલને લીધે ઘણું જ સંકુચિત થઈ ગયું છે. પાંચ લાખ બ્રાહ્મણોના સમા-

જેમાં ૯૩ પેટા ન્યાતો છે; આ પેટા ન્યાતોમાં પણ અનેક તરેહના જથાઓ પડેલા છે તેમાં પ્રાંતિક ભેદ, કુળાકુળનો ભેદ વિભાગોનો ભેદ આવા આવા ઘણા ભેદ પડવાથી આપણા સમાજનાં શિક્ષિત કુટુંબોને પોતાનાં સંતાનોના સુખને વાસ્તે ઘણો જ થોડો અવકાશ રહે છે. આવાં આવાં કારણને લીધે આપણા સમાજમાં લગ્ન એ ઉત્તમ સાત્વિક યજ્ઞ વેદી ઉપર થતાં નથી પરંતુ હાલતો યજ્ઞ વેદી ઉપર ઉત્તમ પુત્રીઓનો તથા પુત્રોનો વધ કરવામાં આવે છે એમ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. આ પ્રમાણે થાય છે એનું એક કારણ એ છે કે આપણા સમાજનો ઘણો ભાગ શિક્ષિત નથી, તેથી તેઓ પોતાનાં સંતાનોના લગ્નમાં વિવેક વાપરી શકતા નથી, અને બાકીના થોડા જે વિવેક વાપરી શકે એવા છે તેમને રૂઢી અનુસાર ક્ષેત્ર બહુ સંકુચિત હોવાથી મને કમને પોતાનાં ઉત્તમ સંતાનોનો સંસાર ચક્રમાં વહન કરવામાં વધ કરવો પડે છે એટલે કે તેમને સદાને માટે દુઃખાવહ જીવન ગાળવાના પથમાં નાંખવાં પડેછે. હાલનાં આપણા સમાજનાં લગ્નમાં આવાં કષ્ટો માલુમ પડે છે. આવી સ્થિતિવાળાંનાં દૃષ્ટાંત તથા દાખલા જોવા બેસીએ તો અસંખ્ય મળી આવે છે. સેંકડો જોડામાં ભાગ્યે જ એક સારૂં જોડું મળી આવે છે કારણ કે વસ્તુ સ્થિતિ આપણે ઉપર જણાવી તેવી હોય છે. આવાં કારણને લીધે આપણા સમાજમાં બાળલગ્ન, કજોડાં, વૃદ્ધ વર બાલવિધવા વરવિક્રય, કન્યાવિક્રય આદિનાં કષ્ટોત્પાદક ઘણા દાખલાઓ મળી આવે છે અને તેથી આપણા સમાજની સ્થિતિ ખરેખર ઘણી જ દુખી છે. ઉપર પ્રમાણે આપણને આપણા સમાજની ખરી સ્થિતિનું ભાન થયું અને હવે આપણે તેમાંથી ઉગરવાના શા શા ઉપાય લેવા જોઇએ તો આપણી સ્થિતિ સુધરે તેનો વિચાર કરીએ. રોગીને રોગ તપાસતાં વૈદ્ય રોગ કેવો છે તેની પરિક્ષા કરે છે, અને કુશળ વૈદ્ય જે રોગ કષ્ટ સાધ્ય હોય અથવા સહજ સાધ્ય હોય તેને માટે પ્રયાસ કરે છે, પરંતુ જ્યારે રોગ કષ્ટ સાધ્ય પણ હોય નહિ ત્યારે તો औषधं जान्हवितोयं वैद्यो नारायणो हरिः। એ ન્યાયે દેહથી જીવાત્મા મુક્ત થાય ત્યાં સુધી ફક્ત રામ નામનો જપ કરવાની જ સલાહ આપે છે. આપણા સમાજનો રોગ કેવો છે તે વિચારતાં, એમ જણાય છે કે આપણો રોગ સહજ સાધ્ય નથી તેમ જ અસાધ્ય પણ નથી જ કષ્ટ સાધ્ય છે, માટે જો આપણા સમાજના શિક્ષિત નેતાઓ કર્તવ્ય પરાયણ થઈ હૃદયની સમાજ પ્રેમ રૂપી ભક્તિ પ્રદિપ્ત કરી એકત્ર થઈ વિચાર કરી, અમુક નિશ્ચય પર આવી તેને આચારમાં મુકવા તથા મુકાવવા પ્રયત્ન આરંભે તો નિઃસંદેહ આપણો કષ્ટ સાધ્ય રોગ સહજ સાધ્ય થઈ જાય. હવે આપણે જોઇએ કે આને માટે આપણે ઔષધ રૂપ શા ઉપાય લેવા જોઇએ. ઉપાયને માટે આપણે ક્યાંય દૂર જવું પડે એમ છે જ નહિ તેમ કોઇનું અનુસરણ કે કોઈની સલાહ લેવા પણ જવું પડે એમ નથી. આપણા પૂર્વજો આપણને ઉત્તમ માર્ગ બતાવી ગયા છે, તે માર્ગ શોધી તે પ્રમાણે વર્તન કરીશું એટલે આપણે સુખી થઇશું. ફક્ત તેમાં એટલું જ કરવાનું છે કે, આપણે તેમનાં વાક્યોમાંથી શોધક બુદ્ધિથી આપણી બુદ્ધિ ગ્રહણ કરી શકે તથા સંમત થઈ શકે તેવાં વાક્યો શોધી તથા વિચારી કાઢવાં અને તદનુસાર વર્તન કરવું. આપણાં શાસ્ત્ર અનેક છે, અને તેમનું પૂર મહાસાગર સમાન છે માટે સમયાનુકૂળ ઉપયોગી ઉપદેશો શોધવામાં પણ ઉત્તમ સત્સ ગ્રાહક બુદ્ધિની જરૂર પડે છે. અંધશ્રદ્ધાથી જોઇએ તો તેમાં પણ વખતે ગોથાં ખાઇએ એવું છે. આટલો વિચાર કરી હવે આપણે લગ્ન એટલું શું? બ્રાહ્મણ સમાજમાં લગ્ન કેવાં હોવાં જોઇએ? અને તેવાં લગ્ન

થવામાં આપણે કેવાં સાધનો એકત્ર કરવાં જોઇએ તેનો વિચાર કરીએ. આપણા ધર્મ શાસ્ત્રમાં વિવાહના ઘણા પ્રકાર બતાવવામાં આવ્યા છે અને વિવાહ સંસ્કાર એ એક ઘણો જ મહાન અગત્યનો સંસ્કાર ગણવામાં આવ્યો છે. વિવાહ સસ્કારનો અર્થ એટલો જ છે કે આ લોકનું અને પરલોકનું સુખ પ્રાપ્ત કરવામાં સ્ત્રી પુરૂષે અન્યોન્યની સહાય માટે ઉત્તમ રીતીએ વિધિપૂર્વક એક વચનની ગ્રંથીથી જોડાવું. આ વિધિ કરવામાં આપણા પૂર્વજોએ વિચાર કરી એક પ્રકારની ક્રિયા કરવાની ઠરાવી છે. તે અનુસાર હાલમાં સાપ ગયા ને લીસોટા રહ્યા તે પ્રમાણે આપણે આંતર રહસ્યથી રહિત ફક્ત બાહ્યોપચારની ક્રિયા કરીએ છીએ. આ વિવાહના જે જે પ્રકાર બતાવવામાં આવ્યા છે તેમાં આપણા સમાજને માટે બ્રાહ્મ વિવાહ જ યોગ્ય છે. આ વિવાહમાં કન્યાએ અથવા કન્યાનાં માબાપે પોતાની કન્યાને યોગ્ય ઐશ્વર્ય યુક્ત વર શોધીને તેને રૂડી પ્રકારે પોતાની સંપત્તિ અનુસાર વસ્ત્ર અલંકાર આપી પોતાની કન્યાનું દાન આપવું. આ પ્રકારનો વિધી આ વિવાહમાં કરવાનો કહ્યો છે. આવો વિવાહ આપણા સમાજમાં પ્રવર્તે તો જ આપણે સુખી થઇએ. હવે આ પ્રકારના વિવાહમાં આપણે શાં શાં સાધનો જોઇએ તેનો વિચાર કરીએ. પહેલાં તો કન્યાને ઉત્તમ પ્રકારની વિદ્યા આપવી જોઇએ, કે જેથી લગ્ન કાળ સમયે તે અમુક હદ સુધીની શારીરિક શક્તિ, ને માનસિક શક્તિ પ્રાપ્ત કરી શકે, અને તેનામાં સત્તાસત્ત વસ્તુ તેમ જ શ્રેય, અશ્રેય વસ્તુ સમજવા જેટલો વિવેક આવવો જોઇએ. આ પ્રકારની કેળવણી આપવા માટે તેની વયમા પણ ફેરફાર થવો જોઇએ. આ પ્રકારે કન્યા યોગ્ય થાય તેને માટે તેના કરતાં અધિક જ્ઞાનવાળો અને અધિક શક્તિવાળો પતિ પસંદ કરવો જોઇએ. આ પતિ પસંદ કરવામાં હાલ આપણને આપણી ઘણી ન્હાની ન્હાની જ્ઞાતિઓના વર્તુલને લીધે ઘણી જ અડચણો નડે છે, અને તેમાં વળી કુળાકુળના ભેદથી પણ આપણા સમાજને ઓછી હાની થતી નથી. કુળ છે તેની ઉત્તમતા કર્મ અને ગુણને અવલંબીને જ રહે છે. જે કુળવાન કહેવાતા કુટુંબમાં દુર્ગુણ અથવા અજ્ઞાનતા માલમ પડે તે કુળ ઉત્તમમાંથી અધમ થયું કહેવાય છે એમ આપણું શાસ્ત્ર કહે છે. જે બ્રાહ્મણ વિદ્યા વિનાનો હોય તેને લાકડાના હાથીની ઉપમા મનુ મહારાજ એમની સ્મૃતિમાં આપે છે. આ પ્રકારે જ્યારે આપણે આપણા સમાજનું કુળવાનપણું જન્મનું કાઢી નાંખી ગુણનું જ રાખીશું ત્યારે યોગ્ય જોડાં બની શકશે. જ્યાં સુધી જ્ઞાતિઓના પેટા વિભાગ રાખીશું ત્યાં સુધી પણ યોગ્ય જોડાં બનવાં એ ઘણું મુસ્કેલ પડશે. માટે પ્રથમ તો ગુણથી કુળ અને આચાર વિચાર યુક્ત સમસ્ત બ્રાહ્મણ એક નહીં થાય ત્યાં સુધી આપણા સમાજનો ગૃહસ્થાશ્રમ જેનો આધાર બ્રાહ્મ વિવાહ ઉપર છે તે કદી પણ સુધરવાનો નથી. આ બધામાંથી આપણું ક્ષેત્ર વિશાળ થાય એ હાલ તો સંભવિત નથી; અને જ્યારે તે સંભવિત ન થાય ત્યારે યોગ્ય વર કન્યા ન મળવાથી દેવ વિવાહ આપણા સમાજમાં ક્યાંથી થાય? કોઈ સદ્‌ગૃહસ્થ પોતાની કન્યાની વય મ્હોટી કરે અને પછી તેને સારા પ્રકારની કેળવણી આપી યોગ્ય વરની શોધ કરે તો પોતાની જ્ઞાતિ ઘણી ન્હાની હોતાં તથા તેમાંની વ્યક્તિઓ અજ્ઞાનના અંધકારમાં ભમતી હોવાથી તથા પ્રચલીત રૂઢીને માન આપ્યા વિના સમાજમાં રહેવાય એવું ન હોવાથી તે બીચારાને પોતાની ઉત્તમ કન્યાને માટે એક રસોઈ કરનાર કે માગવા જનાર કે કોઈ એવો ઉદર પોષણનો ધંધો કરનાર તથા કાળા અક્ષરને કુટી મારે એવો તથા વયમાં પણ ન્હાનો હોય એવો વર પસંદ કરવો

પડે, આ કેટલું બધુ શોચનીય છે। આપણા બ્રાહ્મણ સમાજનો ઉત્કર્ષ આવા સંયોગોમાં કેવી રીતે થાય એવો છે ? આ વિષયના વિચારો આપણે આટલેથી જ થોભાવીશું અને છેવટે સમસ્ત બ્રાહ્મણ બંધુઓને વિજ્ઞપ્તિ કરીશું કે આ વર્ષમાં આપણા સમાજમાં જે લગ્ન થાય તેમાં તેઓ કૃપા કરીને પોતાનાં સંતાનોનો વધ થતો અટકાવશે અને તેમનાં લગ્ન કરવામાં યોગ્યાયોગ્યતા વિગેરેનો વિચાર કરી તેઓ લગ્ન થવાથી ઐહિક તેમ જ પારલૌકિક સુખ પ્રાપ્ત કરી શકે તેવા માર્ગમાં તેમને મુકવાં એ પોતાનો ધર્મ સમજશે અને તેથી આપણા સમાજનું કલ્યાણ કરશે હરિ ૐ શાંતિ. શાંતિ: શાંતિ

ધર્મપંથ પ્રવાસી.

---

# ધર્મ અને તેમાં નવા જુના વિચારની પ્રવૃત્તિ.

આપણામા ધર્મનો બહુ વ્યાપક અર્થ થાય છે તોપણ અત્યારે ઇશ્વિર સંબંધીની અને આચાર વ્યવહાર સંબંધીની બાબતોને લોકો બહુધા ધર્મ કહે છે. સંસાર, વ્યવહાર અને ઇશ્વિર સંબંધીની બાબતો ધર્મને નામે સમજમાં ચાલતી રહેવાને લીધે ઘણીક હાનિ થયેલી પણ કહેવાય છે. ધર્મ જે વ્યાપક અર્થમાં હાલ સમજાય છે તેની અત્યારે કેવી સ્થિતિ છે તે જોઇએ. હિંદુ—આર્ય પ્રજા, જે અતિ પ્રાચીન વેદને પોતાના ધર્મનું મૂળ સમજે છે અને વેદો ડખિલો ધર્મ મૂલમ્ એમ છેક મનુ ભગવાનના સમયથી કહેવાતું આવ્યું છે તે વેદનો ધર્મ પાળનારી હિંદુસ્તાનમા હાલ લગભગ વીસ કરોડ પ્રજા છે તેમ છતાં તેઓ ' ધર્મથી એક છે ' એમ કહી શકાય એવું નથી. વેદને પોતાનો ધર્મ માનનારી આટલી મોટી પ્રજા જો ધર્મના ઐક્યમાં બંધાયલી હોય તો તે સંહતિથી પોતાનું કેટલુ કલ્યાણ કરે તે અત્યારે કોઈ વિચારી શકે છે ? હા. નામદાર બ્રિટિશ સરકારના રાજ્યકાળથી જે નવી કેળવણીનો લોકમાં પ્રસાર થવા માંડયો છે તેથી ધર્મૈક્યથી કેટલુ શ્રેય થાય તેનો વિચાર કરવા ઘણા સમર્થ થવા લાગ્યા છે, અને આવા વિચાર કરનારાઓ જ નવા વિચારના ગણાઈ જુના વિચારવાળાઓની ટીકાને પાત્ર થઈ રહ્યા છે. એક અભણ બ્રાહ્મણથી માંડીને મોટા વિદ્વાન અને આચાર્ય સુધી બધા જ જેઓ સામાન્ય રીતે લોકના મોટા સમૂહના ગુરુ છે તેઓ અમુકજ માર્ગે ચાલ્યા જવામાં એવા રૂઢ ચરિત્ર થઈ ગયા છે કે તેમને પોતાની પરંપરાથી જુદો કોઈ પણ વિચાર સાંભળવો પણ ગોઠતો નથી. સંસ્કારની પરંપરાની અસર મનુષ્યના મન ઉપર બહુ મોટી છે. ન જોવાનો પ્રચાર ચાલુ પાડયો હોય તો આંખ પણ નકામી થાય છે. સંસ્કાર પરંપરાથી મનની એવી માનનીયતા થઈ શકે છે કે સત્ય પણ અસત્ય અને અસત્ય પણ સત્ય લાગે. પૂર્વે આગલા સંસ્કારની પરંપરાથી હજારો સ્ત્રીઓને સત ચઢતું અને હજારો નાજુક બાળાઓ ઉછળતી આગમાં ઝંપલાવી દેતી હતી. વીર ધવલ વાઘેલો મરી ગયો ત્યારે રાજમહેલમાં દાસદાસીઓ અને ચાકર નફરોમાં સ્વામીની પાછળ બળી મરવાના શિક્ષણની પરંપરાની એવી છાપ પડેલી હતી કે સઉ તેની ચિત્તામાં પડવાને તૈયાર થયાં હતાં અને લશ્કરને બોલાવી પ્રધાનને તેમનું વારણ કરવું પડ્યું હતું, અર્થાત્ આવી શિક્ષણ પરંપરાથી જુના

વિચારવાળાઓ એવા સુસ્ત થઈ ગયેલા છે કે તેમને પોતાની ભાષા પોતાનો ધર્મ અને પોતાનું જ સર્વ સારૂં લાગે છે અને બીજાઓનું સારૂં પણ ખોટું જણાય છે. આ એક તરફી શિક્ષણ પણ જો મોટા સમૂહમાં એક હોત તો ઠીક પણ તેમ નથી વેદના છત્ર નીચે અને વેદથી વિરુદ્ધ પણ અનેક ધર્મપંથ ઉભા થઈ ગયા છે અને સઉ પોતપોતાના મત તરફ તેનાં માનાં ખેંચી ગયા છે અને હજી ખેંચતા જાય છે. વેદ છત્રની નીચે પણ ધર્મૈક્ય હાલની ધર્મમાં રહ્યું નથી. હિંદુસ્તાનની વીસ કરોડ હિંદુ પ્રજા આ પ્રમાણે જુદા જુદા મતપંથમાં વહેંચાઈ ગઈ છે અને તેમના ગુરુઓ–બ્રાહ્મણ હો કે આચાર્ય હો તે સઉ પોતપોતાના મતમાં જુની પદ્ધતિએ એવા સુસ્ત થઈ ગયા છે કે, સારાસારનો તુરત વિચાર કરાવી દેનાર પરદેશી જ્ઞાન–વિદ્યા તેમને રુચતિ નથી અને હજી પણ હજારો માણસો જેને આપણે જુના વિચારના અને જુની શિક્ષણ પદ્ધતિએ ભણેલા કહીશું તેઓ કૂપમંડૂકની સ્થિતિમાં છે અને હજારો બલ્કે લાખો લોકને તેઓ અંધ પરંપરામાં ગાડરીઆ પ્રવાહની માફક હાંકે જાય છે. વેદધર્મ મતમતાંતરોમાં છિન્ન ભિન્ન થઈ ગયો છે અને દુર્ભાગ્યે દરેક મતમતાંતરવાળાઓની લગામો જુના વિચારવાળા ગુરુઓ વગેરેના હાથમાં છે એટલે ઘણાક અજ્ઞાન લોકો, ભૂખે મરતા લોકો અને લાલચુ લોકો પરધર્મમાં વટલી જઈ આ આર્યાવર્તમાં આર્યાવર્તની પ્રજાથી જ, આર્યોથી બીલકુલ જુદું એવું નવું લોક મંડળ ઉભું થતું જાય છે.

બ્રિટિશ સરકારે અપક્ષપાતે પ્રવર્તાવેલી કેળવણીથી ભણીને પોતાની પ્રાચીન અર્વાચીન સ્થિતિનું હસ્તામલકની માફક દર્શન કરનારા કેળવાયલા માણસો સત્ય શું છે? કર્તવ્ય શું છે? અને કયે માર્ગે કલ્યાણ છે તે સમજવા લાગ્યા છે પરંતુ તેમના કહેવાને કોઈ સાંભળતું નથી. અરે સાંભળતું નથી એટલું જ નહિ પરંતુ તેમને લેખવતું પણ નથી અને સામા નાસ્તિક કહી નિંદે છે. વળી હાલ ચાલુ થયેલી પ્રવૃત્તિ એટલી બધી વ્યવસાયવાળી છે કે તેઓ પોતાની અવગણના સહન કરી લોકોપદેશ કરવાને અવકાશ પણ મેળવી શકતા નથી. નવા અને જુના વિચારવાળાઓ વચ્ચે અત્યારે એક મત નથી અને જ્યાં સુધી એક બીજા પ્રતિની ગેરસમજુતી દૂર થશે નહિ ત્યાં સુધી તેમના મન એક થઈ પણ શકશે નહિ. નવા જુના વિચારવાળાઓ જ્યારે આપસેને સિદ્ધાંતે પોતપોતાની તરફનું થોડું છોડી દઈ એક નહિ થાય ત્યાં સુધી ધર્મનું ઐક્ય કદી પણ થવાનું નથી. એક જ પક્ષમાં દોષ છે એમ અમારું કહેવું નથી. જુના વિચારવાળાઓ એમ માનતા જણાય છે કે, અંગ્રેજી ભણેલાઓમાં કંઈ તત્વ નથી, તેઓ નાસ્તિક છે તથા જુના તરફ અનાદર રાખે છે: નવા વિચારવાળા એમ માનતા જણાય છે કે, જુના વિચારવાળા કુવાના દેડકા, પોતાનું જ સારૂં એમ પાકી પ્રતિજ્ઞાવાળા ને ભદ્રંભદ્રો છે. નવા જુના વિચારવાળાનો એક બીજા માટેનો આવો અભિપ્રાય ઘણે ભાગે ખરો છે પરંતુ બેઉમાં બધા જ તેવા નથી. થીઓસોફીકલ હિલચાલે અંગ્રેજીની મારફતે અંગ્રેજી ભણેલાઓને એમ સમજાવ્યું છે કે આપણા જુનામાં ઘણું જાણવા જેવું અને ધર્મ તથા સંસાર–વ્યવહારમાં બહુ જ ઉંચું જ્ઞાન છે, જુના વિચારવાળાઓમાંના ઘણા વળી હવે એમ પણ સમજવા લાગ્યા છે કે અંગ્રેજી ભણેલાઓમાં પણ ધર્મ અને જુના ઉપર આદરબુદ્ધિવાળા ઘણા બાહોશ માણસો છે અને આપણામાં ગતાનુગતિક જેવું ઘણું ચાલે છે તે સુધરવું જોઈએ.

આગળ, અજ્ઞાનને લીધે અનેક ધીંતીગો ચાલતા અને હાલ કેળવણી પ્રસરવા માંડી છે ત્યારે નવા જુનાઓ વચ્ચે ઉપર જણાવ્યા પ્રમાણેનો મત ભેદ હોવાથી ધીંતીગો ચાલે છે. પશ્ચિમ તરફના વિચારકો અને રાજદ્વારીઓ પૂર્વ તરફની પ્રજાઓ ઉપર "સ્વાર્થાંધતા" નો એક આરોપ મુકે છે તે બહુ મોટે ભાગે ખરો લાગ્યા વગર રહેતો નથી. આપણે અહીં હિંદુસ્તાનમાં જ નહિ પરંતુ ઈજીપ્તથી માંડીને ચીન સુધીની એશિયાટીક પ્રજાઓમાં સ્વાર્થાંધતા ઘણી લોકોપકારક બાબતોને બગાડે છે અને સંપ થવા દેતી નથી. યુરોપીય પ્રજાઓ ધર્મ, રાજ્ય, વ્યાપાર અને વ્યવહારની બાબતોમાં જેવી એક સંપ થઈ શકે છે તેવી આપણી એશિયાટીક પ્રજાઓ એક થઈ શકતી નથી. જાપાન જે નવા વિચારના સંગ્રહણથી સુધારા વધારામાં આગળ વધ્યું છે ત્યાં પણ મોટી મોટી કંપનીઓની મારફતે વ્યાપારી અને બીજાં સાહસનાં મોટાં કાર્યો હજી બરોબર થઈ શકતા નથી, અર્થાત્ એશિયાટીક પ્રજાઓમાં અને તેમાં પણ ખાસ કરીને આપણામાં સ્વાર્થાંધતા એવી પરાકાષ્ટાએ પહોંચેલી છે કે આપણે એક પૈના આપણા સ્વાર્થને માટે સામાનો હજારોનો લાભ બગાડવા અથવા આજીવિકાના એક ક્ષુદ્ર યત્નને માટે દેશનુ અને ધર્મનું નાવ ઉંધુ પાડવાને માટે વાર લગાડતા નથી. ધર્મમાં, રાજ્યમાં, વ્યાપારમાં અને સંસારના બીજા વ્યવહારોમા થયેલી ઉથલ પાથલોના ઇતિહાસનુ અવલોકન કરતાં જણાય છે કે, એક નાના જેવા સ્વાર્થને માટે આપણામાંની ઘણી વ્યક્તિઓએ પૂર્વે ધર્મને, રાજ્યને, વ્યાપારને અને વ્યવહારને ન પુરાય તેવા ગેરલાભ કરેલા છે. આપણામા જણાતા આવા દોષો દૂર કરવાનો અને ચારિત્ર્યવાળા થવાનો આપણે યત્ન કરવાનો છે. જે પ્રજામાં ચારિત્ર્ય નથી તે પ્રજા નાશ પામે છે અને આપણે જે અધમાવસ્થાને પ્રાપ્ત થયા છીએ તે પણ ચારિત્ર્ય વગર જ થયા છીએ. એક અમુક તરેહનું દઢ ચારિત્ર્ય એક વચન, વચન પ્રમાણે જ પ્રવૃત્તિ અને પ્રવૃત્તિને એક સરખી ખંતથી પાર ઉતારવાનો ઉત્સાહ વગેરે રાખીને જો કાર્ય કરવામાં આવે તો તે ચરિતાર્થને પામ્યા વગર રહે જ નહિ. છિન્ન ભિન્ન થઈ ગયેલું ધર્મૈક્ય સાધવાને માટે પણ ઉપર પ્રમાણેની ખંત અને એક સરખી ચીવટ રાખવાની જરૂર છે. મતભેદ તો જગતમાં બધે જ હોય છે પરંતુ જાહેર લોક સેવા બજાવતાં તે મતભેદને દૂર કરવાની અને જે મત બહુ મતે પ્રવર્તાવવા યોગ્ય ઠર્યો હોય તેને તન મન અને ધનથી ઉત્તેજન આપવાની આપણામાં હોંસ અને ખંત નથી. એક સંપીથી કિંવા એક બીજાને સહાય કરતા રહેવાથી જ કાર્ય થાય છે અને વિરૂદ્ધ અભિપ્રાયને પણ સહન કરી જવાની સહનશીલતા જોઇએ છીએ તે આપણામાં રહેતી નથી તેથી લોક અને ધર્મ બધુ અવ્યવસ્થિત સ્થિતિએ રહ્યા કરે છે.

આર્યોના ધર્મમાં પણ હાલ ઉપર જણાવ્યા પ્રમાણે અનેક મતભેદ ઉત્પન્ન થયેલા છે. નવા વિચારવાળા જુનાની દરકાર કરતા નથી તેમ જુના વિચારવાળાઓ પોતાને રૂચતિ અને ચાલી આવતી પદ્ધતિએ કામ કર્યે જાય છે એટલે એકંદરે એ પરિણામ આવતું જાય છે કે, લોકો સ્વાર્થને લઈ નવી કેળવણીમાં અને નવી જ પ્રવૃત્તિ તથા નીતિ રીતિમાં આગળ વધતા જાય છે અને જુનું બધું જ એની મેળે ઓછું થતું જાય છે. એની મેળે વસ્તુ તરેહવાર સ્થિતિએ પહોંચી જાય એ ઇચ્છવા યોગ્ય નથી. લોક મંડળને દોરવુ એ લોકોમાંના આગેવાનો અને ભણેલાઓનું કર્તવ્ય છે. દરેક પ્રજામાં અને દરેક સમયે આગેવાનોએ તથા ભણેલાઓએ પ્રજા મંડળને વિચાર પુરઃસર માર્ગ કરી આપેલો છે. હાલ પણ પ્રજા મંડળી જો

નવા જુના વિચારોમાં ગુંચવાઈ ગયેલું છે અને સઉ પોતપોતાને અનુકૂળ માર્ગ લે છે એમ નહિ થવા દેતાં આગેવાનો અને ભણેલાઓએ ગુંચવાઈ ગયેલી વસ્તુ સ્થિતિને સુધારી અનુકૂળ માર્ગે કાઢી આપવો જોઇએ.

### આ માર્ગ કેમ નીકળે.

નવા અને જુના વિચારના વિદ્વાનોએ પ્રથમ તો એક બીજાની ઉપર આદર, અને માન બુદ્ધિ ઉત્પન્ન કરવી જોઇએ. એ તો સ્વાભાવિક જ છે કે, જ્યાં સુધી અમુક વ્યક્તિ કે વસ્તુ ઉપર આપણને માન હોતુ નથી ત્યાં સુધી તેના કલ્યાણ માટે પ્રવૃત્તિ જ થતી નથી. જ્યારે માન અને આદર બુદ્ધિ ઉત્પન્ન થાય છે ત્યારે જ તેની તરફ શ્રેયાત્મક વૃત્તિઓનો પ્રવાહ વહેતો થાય છે માટે જુના અને નવા વિચારના માણસોએ પ્રથમ તો એક બીજાનો સહવાસ કરી આદર બુદ્ધિ ઉત્પન્ન કરવી જોઇએ. બેઉમાં માન બુદ્ધિ ઉત્પન્ન થયા પછી બેઉ એ સાથે મળીને આર્યોના ધર્મનાં મૂળ તત્વ શાં છે અને આગળ જણાવી ગયા તેમ દેશ કાળ અને પરિસ્થિતિને તે મૂળ તત્વો હાલ કેવી રીતે અનુકૂળ આવી શકે છે તે વિચારી કાઢવું જોઇએ. આ કાળ અને આખું જગત પરિવર્તન શીલ છે. કોઈ પણ વસ્તુ પછી તે સજીવ હોય કે નિર્જીવ હોય તોપણ તે એકને એક સ્વરુપે કદી પણ રહી શકતી નથી. ક્ષણે ક્ષણે જગત બદલાતું અને નવું સ્વરુપ લેતું જ રહે છે પરંતુ સ્થૂલ દૃષ્ટિએ તે દેખાતું કે સમજી શકાતું નથી. આગળના ઋષિ મુનિઓ કે જેમણે અણુથી બારીકમાં બારીક બાબતો ઉપર વિચાર કરેલા છે તે ઋષિ મુનિઓ જગતને પરિવર્તન શીલ જાણ્યા છતાં પણ તેને એક સ્થિતિમાં બાંધી રાખવાના કાયદાઓ કરે એ માનવામાં આવે તેવું નથી. અમે તો એમ કહીએ છીએ કે ઋષિ મુનિઓએ તેમ કર્યું જ નથી અને તેમણે તેમ કર્યું છે એમ કહેવું એ પણ તેમના ઉપર જણાવ્યું તેવા મોટા જ્ઞાનને દૂષણ દેવા બરોબર છે. ઋષિ મુનિઓએ મનુષ્યના જીવન અને શ્રેયને માટે એવો બહોળો અને સ્થિતિ સ્થાપક માર્ગ ખણેલો છે કે જેમાં થઇને દરેક કાળનું વાહન માર્ગ કરી શકે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોના સાધનમાં આડે આવે એવું કશું પણ વિધાન તેમણે કરેલું નથી, અને એવા ડહાપા તથા ત્રિકાળ જ્ઞાનીઓ પ્રજાને આગળ વધવામાં વાંધો આવે એવું વિધાન કરે એ પણ અમારી અક્કલમાં ઉતરી શકતુ નથી માટે દેશ કાળ અને પરિસ્થિતિને યોગ્ય માર્ગ, મૂળતત્વો ધ્યાનમાં રાખીને પ્રજા મંડળની પ્રગતિ માટે ખણી આપવો અને પોતાના મતભેદ દૂર કરવા એ નવા તેમ જ જુના વિચારના આગેવાનો અને ભણેલાઓનું હાલ મુખ્ય અને અતિ અગત્યનું કર્તવ્ય છે.

---

## વિવિધ વર્તમાન.

**અમદાવાદના ઔદિચ્ય બંધુઓમા વિશેષ જાગ્રતિ.**

અમે આ માસિકના બીજા અંકમાં ઔદિચ્ય બંધુઓના પ્રયત્નો વિષે કાંઇક હકીકત આપી હતી અને અમને આનંદ થાય છે કે અમદાવાદના ઔદિચ્ય બંધુઓએ પાછું ત્રીસ વર્ષનું માસિક ઉદીચ્ય હિતેચ્છુ પુનઃ જાગ્રત કર્યુ છે. પરંતુ એમ પણ કહેવું જ જોઇએ કે આટલા આટલા પ્રયાસો છતાં હજુ પણ ઉદીચ્ય બંધુઓ વધારે આગળ પડી કોઈ પણ સંગીન સુધારો કરી શક્યા નથી. હાલમાં દેશમાં એક પ્રકારનો

# લવાજમની પહોંચ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭૭૫ | રા. રા. | મોતીરામ નારાયણજી. | કાળીયાદ | ૧ |
| ૭૩૯ | ,, | નાથુશંકર આત્મારામ જોષી. | સુરત | |
| ૨૧૫ | ,, | મણીલાલ શામળભાઈ દ્વિવેદી એમ એ. | અમદાવાદ | |
| ૧૦૨૦ | ,, | શંકરલાલ દેવશંકર દવે. | ગોધરા | |
| ૬૨ | ,, | મોહનલાલ ફુલશંકર જોશી. | અમદાવાદ | |
| ૨૧૭ | ,, | મહાનંદ ભાઈશંકર ભટ્ટ. | ,, | |
| ૩૦૨ | , | વસંતલાલ જીવણલાલ ભટ્ટ | મુંબાઈ | |
| ૧૮૩ | ,, | વકીલ જમીઅતરામ નરભેરામ તવાડી. | વાગરા | |
| ૧૩૦૨ | ,, | રાધારામ મયારામ. | ગેરાણા | |
| ૧૨૮૧ | ,, | શંકરલાલ જયશંકર શાસ્ત્રી. | નડીયાદ | |
| ૧૧૩૮ | ,, | નવાણી ધર્મેશ્વર પરમાનંદ. | ચાનજ | |
| ૪૮૯ | ,, | ગણુંલાલ પુરૂષોત્તમરામ યાજ્ઞિક. | અમદાવાદ | |
| ૪૮૦ | ,, | મોતીલાલ મગનલાલ. | ગોમતીપુર | |
| ૪૫૨ | ,, | શીવશંકર જગજીવન. | ભુજ | |
| ૪૪૫ | ,, | વકીલ છગનલાલ નથુભાઈ. | ,, | |
| ૮૭૮ | ,, | શ્રીમન્ મહારાજા ખેંગારજી સવાઈ બહાદુર. | ,, | |
| ૯૮૦ | ,, | શ્રીમન્ કુમારશ્રી ગોડજી. | ,, | |
| ૫૯ | , | હરસુખરામ આત્મારામ. | રાણપુર | |
| ૪૭૩ | , | શિવશંકર જયાનંદ વૈધરાજ. | અંજાર | |
| ૧૭૫૮ | ,, | વરવજી દયારામ. | ,, | |
| ૧૫૧ | ,, | મોતીલાલ મહાશંકર. | બગવાળા | |
| ૩૮૯ | , | ભાઈશંકર ઉમયાશંકર. | ભાવનગર | |
| ૧૩૨૫ | ,, | છગરામ હરજીવન મહેતા. | મુંબાઈ. | |
| ૬૮ | ,, | હરિલાલ છોટાલાલ જાની. | ,, | |

REGISTERED No. B. 891

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं संवो मनांसिजानताम् । समानो मंत्रस्समितिः स्समानी
समानं मनस्सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मंत्रये वः । समानीव आकूति
स्समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद

ભાવાર્થઃ—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં, વિચારમા અને કર્મમાં એકતા રાખો તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો. તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારા મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામા ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો ઋગ્વેદ.

વર્ષ ૧, અંક ૧૦. [ માસિક. ] ફાલ્ગુન સંવત્ ૧૯૬૬.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ.

પૃષ્ઠ.



વ્યવસ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ'ની ઑફિસ પખાલીની પોળ—અમદાવાદ
વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧. અગાઉથી.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ—અમદાવાદ

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, સહીવા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલું લખાણુ કાગળની એકજ બાજુ સાગ અક્ષરથી લખી મે લવા કૃપા કરવી અને આ લખાણુ જો માસિકમાં લેવામાં નહીં આવે તો અમે તે પ મોકલવા બંધાતા નથી.

૩ માસિકનો આ દશમો અંક આવેથી લવાજમ મનીઓર્ડરથી મોકલવા વિનંતિ જેથી અમારૂ વ્યવહાર કામ સરળ થઇ પડે. જે ગ્રાહક અંક વિ. પિ. થી મંગાવે છે તેમ મોકલવામાં આવે છે. જેમણે ગ્રાહક નજ થવું હોય તેમણે કૃપા કરને પત્રથી જણાવ અગર પાછું મોકલવું ગ્રાહક થઈ અંકો રાખ્યા પછી લવાજમ ન મોકલવુ, અને બ્રાહ્મણ ધર્માદા કાર્યમાં નુકસાન પહોંચાડવું એ ધર્મ કાર્યથી ઉલટું ગણાય માટે તે ઉપર દરેક ધ્યાન આપશે એવી આશા છે ગ્રાહકોએ તેમનું શીરનામું બદલ્યું હોય તો અમને ખબ આપવી જેથી માશીક રખડી પાછું ન મળતાં તેમને મળી શકે માસિકનું લવાજમ મો લવામાં તેમજ અન્ય સર્વે પત્રવ્યવહારમાં માસિક ઉપર લખાતો નંબર લખવાની કૃપા કર જેથી અમને લીસ્ટમાથી નામ ખોળવામાં હરકત નડે નહીં. એક બે મહીના વાટ જો જેના લવાજમની માસીકમાં પહોચ ન આવી હોય તેણે લખી જણાવવું. પત્ર વ્યવહાર મની ઓર્ડર વગેરે નીચેને શીરનામે કરો.

વ્યવસ્થાપક—ગુર્જર બ્રાહ્મણની ઑફીસ,<br>પખાલીની પોળ—અમદાવાદ.

---

# આવતા અંકથી વી. પી.

ચાલુ માસથી જે ગ્રાહકોનું લવાજમ વસુલ થયુ નહીં હોય તેમને અનુક્રમે થોડે થો ડર માસે લવાજમ વસુલ કરવા માશીક વી. પી. દ્વારા મોકલાવવાનું શરૂ કર્યું છે. તે સ્વીક રવાને નમ્ર વિનંતિ છે. આશા છે કે જે ગ્રાહકોએ લવાજમ ના ભર્યું હોય તેઓ મ. ઓ દ્વારા લવાજમ મોકલી વી. પી. ની કડાકુટમાથી થોડે અંશે પણ અમને મુક્ત કરી આ ભારી કરશો. એજ નમ્ર વિનંતિ છે. વી. પી. સ્વીકારી પહોંચ ઉપર સહી કરતી વખતે માશીક ઉપરનો નંબર લખવાને નમ્ર વિનંતિ છે.

( વ્યવસ્થાપક, )

---

## લવાજમની પહોંચ.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૩૪ | રા. રા. | ધનસુખરામ ઉત્તમરામ. | ભરૂચ | ૧-૦-૦ |
| ૧૧૮૧ | ,, | વસન્તરાય નરભેરામ. | મુબાઈ | ,, |
| ૬૬ | ,, | દયાશંકર કરણાશંકર. | નીકોલ | ,, |
| ૪૮૭ | ,, | રેવાશંકર બાપુજી જોશી. | વડોદરા | ,, |
| ૧૧૪ | ,, | શુકલ જેઠાલાલ ઘેલાભાઈ. | વીરમગામ | ,, |
| ૧૦૪ | ,, | ઈશ્વરલાલ દેવશંકર વકીલ. | ,, | ,, |
| ૧૧૭૪ | ,, | પંડ્યા જેશંકર રાજારામ. | મુંબાઈ | ,, |
| ૧૧૭૭ | ,, | ચુનીલાલ અંબારામ. | માંગરોળ | ,, |
| ૧૧૮૮ | ,, | દવે વિશ્વનાથ હરિશંકર. | મુંબાઈ | ,, |
| ૧૧૯૦ | ,, | હરિલાલ વકીલ. | માધવપુર | ,, |
| ૧૧૯૩ | ,, | દયાશંકર [illegible] | દેસા | ,, |
| ૧૧૯૮ | | માધવરામ રવિનાર વ્યાસ. | ખંભાત | ,, |

# ગુર્જર બ્રાહ્મણ.

ॐ। सहनाववतु । सहनौभुनक्तु । सहवीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु माविद्विषावहै

उपनिषद्.

य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥

ॐ शान्ति शान्ति शान्ति  उपनिषद्.

અર્થઃ—(તે બ્રહ્મ) અમારું બન્નેનું સાથે રક્ષણ કરો. અમારું બન્નેનું સાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારુ અધ્યયન કરેલુ તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ.

ઉપનિષદ્મા જે ધર્મ કહ્યા છે તે મારામા હો તે મારામા હો.

ॐ शान्ति शान्ति शान्ति

વર્ષ ૧, અંક ૧૦.  [ માસિક. ]  ફાલ્ગુન સંવત્ ૧૯૬૬.

## પશ્ચિમ હિંદુસ્થાનના જગદ્ગુરુ શ્રીમત્ શંકરાચાર્ય.

પૌષ માસના અંકમા વચન આપ્યા પ્રમાણે, શ્રીમત્ શંકરાચાર્ય શ્રી માધવતીર્થ સ્વામીએ ગુજરાતના તેમના પ્રવાસમા કેવા કેવા કાર્યો બન્યા છે તે, અને તે પ્રસગોને લઈ ઉપસ્થિત થયેલી ચર્ચાઓ વગેરેનું આ માસિકના પ્રમાણમા સક્ષેપે નીચે પ્રમાણે દિગ્દર્શન થાય છે

પશ્ચિમ હિંદના બહુ મોટા અને વિશાળ પ્રદેશનો ચારે વર્ણનો એક જગતગુરુ-શંકરાચાર્ય છે એવુ લોક જાણતા હતા, પરંતુ તેમના પરિચયમા ન હતા એટલે આગળ બનાવટી શંકરાચાર્યો દેશમા ફરી પોતાની આજીવિકા ઉપજાવી કાઢતા હતા. જગતગુરુ—શ્રીમત્ રાજ રાજેશ્વર શંકરાચાર્યે ગુજરાતના કેટલાક શહેરોમા જઈ શારદાપીઠના વિદ્વાન શંકરાચાર્ય તરીક લોકોને જાગ્રત કર્યા હતા પરંતુ તેઓ વૃદ્ધ હિલચાલો કરે તે પૂવ તેમનો દેહ પંચતત્વને પામવાથી શારદાપીઠની ગાદી ખાલી પડી હતી. ઉક્ત વ્યક્તિને અમુક જાતનો અને આવજા તથા પત્ર વ્યવહાર વગેરેની પ્રવૃત્તિ થયેલી હેમુક પદવીધરે અમુક રીતે રહેવુ પ્રતાપી આચાર્યની નિમણુક કરવાનો પ્રશ્ન ગુજરાતની પ્ર

કેટલાક ઉમેદવારો તે માટે બહાર પડયા હતા જેમાથી

લોકોએ વધુ મતે પસંદ કરી શ્રી ગાયકવાડ સરકારને તેમને ગાદી આપવાની ભલામણ કરી હતી. વડોદરાના મહારાજ શ્રી સર સયાજીરાવ બહાદૂરે તે બાદ શ્રીમાધવતીર્થ સ્વામીની દ્વારકાં પીઠના શ્રીમત્ શંકરાચાર્ય તરીકે યોજના કરી તેમનો સત્કાર કર્યો હતો. આ જ તે આપણા સર્વેના ગુરુ શ્રીમત શંકરાચાર્ય શ્રીમાધવતીર્થ સ્વામી છે જેઓ અઢી મહિના થયા અમદાવાદમાં મુકામ રાખી લોકોને સ્માર્ત ધર્મનો ઉપદેશ આપે છે.

શંકરાચાર્ય શ્રીમત્ માધવતીર્થ સ્વામીએ પીઠારુઢ થયા પછી બંધ પડી ગયેલો ધર્મોપદેશ ચાલુ કર્યો છે, અને ગુજરાતના નાના મોટા તમામ લોક તેમના ઉપદેશથી જાગ્રત થઇ ધર્મ સંબંધીની ચર્ચાઓ કરવા લાગ્યા છે. શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોક્ત ધર્મનો જાહેરમાં ઉપદેશ થવા માંડતાં, લોકો સત્ય વસ્તુ શી છે તેનાથી જાણીતા થતાં અને નવા સાંપ્રદાયિકો, જેમની ક્રિયાઓમાંનું કેટલુંક શાસ્ત્રોથી અવનવું પોતાને રુચતું પણ પરંપરાની વિરુદ્ધ એવું ક્રિયમાણ કે ધતીંગ ઉઘાડું થવા માંડતાં ચમકી ઉઠ્યા અને કેટલેક ઠેકાણે તેને લગતી ગરમાગરમ ચર્ચાઓ થવા માંડી. થોડી ઘણી થઇને શાંત પણ પડી ગઈ છે. આર્ય સમાજ, સ્વામીનારાયણ અને પુષ્ટિ માર્ગીઓને લગતી આ ચર્ચાઓ હતી અને છે. કાઠીઆવાડમાંના પ્રવાસ દરમીઆન આર્યસમાજીઓ મહારાજશ્રીની સામે થયા હતા, મુંબાઈના પ્રવાસ દરમીઆન મહારાજશ્રીએ દેશકાલની ઉપર નિધા પહોંચાડી પરદેશગમનનો નિર્ણય આપ્યો હતો અને મિ. બારભાયા વગેરેને પ્રાયશ્ચિત કરાવરાવી પાવન કર્યા હતા તે ઉપરથી જુના વિચારના બ્રાહ્મણો અને બીજાઓ મહારાજશ્રીની સામે ટીકાઓ કરવા મંડી પડ્યા હતા. તે બાદ સ્વામીનારાયણવાળાઓએ પોતાને અવૈદિક કહેવાના આપેક્ષ નીચે ચર્ચા ઉભી કરી હતી અને ઠેઠ કાસી સુધી તેઓ એ વાત ખેંચી ગયા હતા તેમ છતાં આખરે પોતાનામાં જે પણ કંઈ અવૈદિક જેવું હોય તે કાઢી નાંખવાના ઠરાવ સાથે તેમને મહારાજશ્રી સાથે સમાધાન થયું હતું. તે પછી નંદુબારના પુષ્ટિમાર્ગી વાણીઆઓએ પોતાના ગોરો—બ્રાહ્મણોને 'બ્રહ્મસંબંધ' લેવાની ફરજ પાડવા માંડતાં બ્રાહ્મણોએ મહારાજને 'શું કરવું?' એવા અર્થની અરજ કરવાથી મહારાજે તેમને સ્માર્ત ધર્મ પ્રમાણે નિર્ણય આપ્યો હતો અને વણિકોને સમજાવવા તેમના વૈષ્ણવાચાર્ય શ્રીમદ્ દેવકીનંદનાચાર્યને જણાવ્યું હતું પરંતુ તેમ થયું નહિ અને સામું તે આચાર્યશ્રીના માણસે સ્માર્ત ધર્મ વિરુદ્ધ એક ચોપાનીઉં કાઢ્યું જેની ઉપર મહારાજશ્રી શંકરાચાર્યના માણસે પુષ્ટિમાર્ગ કલ્પિત છે એવું ચોપાનીઉં કાઢ્યું અને હાલ પુષ્ટિમાર્ગવાળાઓ એ ચોપાનીઆ ઉપર રાતાપિળા થઈ જઈ સભાઓદ્વારા તેમ જ વર્તમાનપત્રોદ્વારા સ્માર્ત ધર્મ અને તેના પ્રભુ આચાર્ય શ્રીમત શંકરાચાર્યને ઉખાડી નાંખવાના ભગીરથ પ્રયત્નો કરવા લાગ્યા છે. આ ચર્ચાઓ દરમીઆન ચોપાનીયાં કાઢનારાઓએ, બોલનારાઓએ, ચર્ચાપત્રો અને ખબરપત્રો લખનારાઓએ તેમજ સઉથી વધારે મુંબાઇનાં વર્તમાનપત્રોએ પક્ષાપક્ષીમાં તણાઇ જઇ ચર્ચાનાં બીજોને છુંદી નાંખી અઘટિત કોલાહલ ઉત્પન્ન કર્યો ... જોયું છે ત્યાં સુધી તો કેટલાંક પ્રતિષ્ઠિત પત્રોએ ખાસ ...પક્ષી કરી નાખવાંનો પણ યત્ન કરેલો હતો અને અદ્યાપિ ...દિલગીરી ભરેલું છે.

૧૧૮૮ ,, દવે વિશ્વનાથ

૧૧૯૦ ,, હરિલાલ

૧૧૯૩ ,, દયાશંકર જીવરામ

૧૧૯૯ ,, માધવરામ હરિનાં,,

૧૮ મહારાજશ્રીનાં વ્યાખ્યાનો સાંભળનારાઓને ખાત્રી

થઈ છે કે તેઓ કોઇ પણ ધર્મ ઉપર કિંવા કોઈ પણ આચાર્ય ઉપર કશો આક્ષેપ કરતા નથી. કાગનો વાઘ કરનારાઓ તેમની ઉપર અઘટિત આક્ષેપો કરે છે તેનો પણ મહારાજશ્રી ઉત્તર આપતા નથી અને સ્માર્ત ધર્મિઓ તકરાર ન થવા દેવાને તેમ નહિ કરવાની તેમને હમ્મેશ વિનંતિ કર્યા કરે છે. જાહેર વ્યાખ્યાનો દરમીઆન મહારાજશ્રીએ જાહેર મેલંજ કરી કરીને :જણાવ્યું' છે કે, તેમની સામે જે ભાષણ ચલાવવામાં આવે છે તે ખોટું છે અને તેમની તરફથી શાસ્ત્રોમાં હોય તેથી જુદુ કે કોઈની લાગણી 'દુખાય તેવું થયું હોય તો તે બતાવવું, છતાં કોઇ પણ માણસ હજી બહાર આવ્યો નથી. ગમે તેટલો ઉહાપોહ થાઓ, ગમે તેટલાં પત્રોને પોતાને વશ રાખી ચર્ચાઓ ચલાવો અને ગમે તેટલાં નાણાંથી કે લાગવગથી યત્ન કરો પરંતુ ખરૂં તે ખોટુ થનાર નથી અને ખોટું છે તે ખરૂં ગણાવાનું પણ નથી. સર્વ કાળમાં સત્ય સત્ય જ છે અને સત્યનો જ પરિણામે જય છે, એ નિશ્ચયથી નિખાલસ મને શંકરાચાર્ય તરફથી યથાધર્મ ઉપદેશ થયા કરે છે, અને થતો જાય છે.

મદ્યપાન નિષેધ ઉપર ઘણાક યુરોપિયન વિદ્વાનો ઇંગ્લંડથી અહિં આવીને લોકોને ઉપદેશ કરે છે અને શહેરે શહેરમાં મિતપાન સબંધીની સભાઓ ઉભી થઈ છે અને ચાલુ ભાષણો થયા કરે છે છતાં જે અમર ઉપજતી નથી તે અસર શ્રીમત શંકરાચાર્યે થાણા જીલ્લામાં અને સુરત જીલ્લામાં ઉપદેશ મારફતે ઉપજાવી હતી. થાણા જીલ્લાના માછીમારો અને સુરત તરફના શુદ્ર લોકો દારુ અને તાડીના અથંગ ઉડાવનારા ગણાય છે, તેઓએ પણ મહારાજશ્રીની આજ્ઞાને મસ્તક ઉપર ચઢાવી પાન પ્રતિબંધ કર્યો હતો અને હજારો લોકોએ દારૂ અને તાડીને અડવાનું પણ છોડી દીધુ હતુ. મહારાજશ્રીના ઉપદેશની અને આજ્ઞાની બીજી મોટી અસર અમુક અમુક ન્યાતોમાંના કુચાલો તોડવામાં કામ આવી છે અને અમદાવાદમાં હાલ-ગયા મહિનામા થયેલાં તેમનાં ચાર જાહેર વ્યાખ્યાનોથી રાજભક્તિનું જોઇએ તેવું પ્રતિપાદન થયું છે અને લોકોને ખાત્રી થઈ છે કે, સુવ્યવસ્થા એજ ધર્મને ઉત્કર્ષક તત્વ આર્યોનાં ધર્મશાસ્ત્રોમાં સર્વત્ર ઉપદેશાયલ છે.

મહારાજશ્રી શંકરાચાર્ય તરફથી ડાકોરમાં એક પાઠશાળા શરૂ કરાયલી છે અને તેમાં મહારાજ પોતે માસિક મોટી રકમ આપે જાય છે તથા તેના મકાનને માટે પણ ગોઠવણ કરવામાં આવી છે. સન્યાસીઓ, બ્રાહ્મણો, વિદ્વાનો અને ગરીબોને મહારાજ તરફથી મોટી ઉદારતાથી ભોજન અને બીજી સહાય આપવામાં આવે છે તેમ છતાં પણ કેટલાકને એવો બબડાટ કરતાં સાંભળ્યા છે કે તેમને અમુક જાતની ધામધુમ શા માટે જોઇએ.? અમે કહીએ છીએ કે મહારાજ કંઈ ધામધુમ જેવું રાખતા નથી. મઠામ્નાયમાં આચાર્યને માટે જે ગજોપચારની વ્યવસ્થા છે તેટલું પણ મહારાજશ્રી પાસે નથી. એક બહુ મોટા અને વિશાળ પ્રદેશના આચાર્યને તેની પદવીને લઈ જે કંઈ માણસો, અને ઠાઠમાઠ રાખવો પડે તે ઠાઠ મહારાજની પાસે છે એવું કોણ કહેશે? કોઈ પણ સમજુ અને વિચારવાળો માણસ કબુલ કરશે કે અમુક હોદો અથવા અમુક પદવીને લઈ દરેક તદારૂઢ વ્યક્તિને અમુક જાતનો ઠાઠ રાખવો જ પડે છે. દરેક પ્રજામાં અને સર્વત્ર અમુક પદવીધર અમુક રીતે રહેવું

એવો સામાન્ય રિવાજ હોય છે અને એવા રિવાજને લઇને રાખેલો સાજ દાઠમાં ગણાતો નથી. ચાર સારા માણસમાં જઇને બેસવું હોય ત્યારે સારો પોશાક પહેરવો એ કોઈ પણ રીતે ઠાઠ કહેવાતો નથી. એ તો એક જાતનો વિવેક છે.

દેશ અને પ્રજાનાં રક્ષણ અને સુવ્યવસ્થા માટે અન્યોન્ય સહાયક બે મુખ્ય સંસ્થાઓની સર્વત્ર જરૂર છે. એક ક્ષાત્ર—બળવાન દંડ દેનારી સંસ્થા કે જે દેશ ને પ્રજા ઉપરના ભયને શારીરિક બળથી મારી હઠાવે છે તે રાજ્ય અને બીજી દેશ અને પ્રજાને વ્યવસ્થામાં રાખનારી સંસ્થા તે ધર્મ છે. ક્ષાત્રરાજ્ય ને ધર્મરાજ્ય વગર પ્રજાનું સંરક્ષણ અને નિયમન થઇ શકતું નથી. ક્ષાત્ર સંસ્થા રાજ્ય અત્યારે આપણને બહુ સારૂં મળી આવેલું છે. બહારના હુમલાની કે દેશમાંના ઉચ્છૃંખલોની ઉદ્ધતાઇની બીક દેશને કે પ્રજાને નથી. શાસ્ત્રોમાં જેવું ' રામ રાજ્ય ' છે તેવું હિંદમાં હાલ પ્રત્યક્ષ બ્રિટિશ રાજ્ય છે અને તેના અમલમાં દેશ અને પ્રજા સર્વ રીતે સુરક્ષિત છે. દેશ અને પ્રજાની આવી સ્થિતિમાં તેને જે બીજી સંસ્થાની જરૂર છે તે ધર્મરાજ્ય છે અને તે જોઇએ તેવું સારૂં નહિ હોવાથી પ્રજામાં ધાર્મિક, સાંસારિક અને નૈતિક બગાડાઓ અંતઃકલેશ કરાવતા રહેલા છે. કેળવણી વધવા માંડી છે અને પ્રજા પોતાનું શ્રેય શામાં છે તે કંઇક સમજવા લાગી છે તે સમયે ધર્મરાજ્યની લગામો જો સારા આચાર્યોના હાથમાં અપાય અથવા હોય તો દેશ સર્વ રીતે સુખી બને. પશ્ચિમ હિંદુસ્થાનના મુખ્ય અને વડા આચાર્ય શ્રીમત્ શંકરાચાર્ય છે અને સુભાગ્યે તે ગાદી શ્રી માધવતીર્થ જેવા વયોવૃદ્ધ અને અસલી અભ્યાસ પદ્ધતિએ શાસ્ત્ર શીખેલા બાહોશ સ્વામીના હાથમાં છે એટલે હમણાં સમજે ન સમજે કંઇક અંતઃક્ષોભ જેવું કેટલાક લોકો કરશે તોપણ અમને આશા છે કે, પરિણામે સત્ય ધર્મ શું છે અને કર્તવ્યતા ક્યાં રહેલી છે તે સમજી સર્વ ઠેકાણે આવશે અને ધર્મરાજ્ય સંસ્થા જે અજ્ઞાન અને સ્વાર્થીઓને લીધે ગુંથાઈ ગઈ છે તે સુવ્યવસ્થિત થઈ પ્રજાને યથાર્થ ધર્મમાં પ્રવર્તાવશે.

---

# બ્રાહ્મણોને વિનંતિ.

**એક થાઓ, બંધુઓ ! એક થાઓ, એકત્રતામાં જ બળ છે.**

તૃણૈર્ગુણત્વમાપન્નૈર્બધ્યન્તે મત્તદન્તિનઃ

હિંદુસ્થાનની વસ્તીનો ચોથો ભાગ બ્રાહ્મણોનો છે, કાશ્મિરથી રામેશ્વર અને સિંધુના પ્રદેશથી ઈરાવતીના પ્રદેશ સુધી સર્વત્ર બ્રાહ્મણો ફેલાયલા છે. મોટામાં મોટું બળ તે બુદ્ધિબળ છે અને આપણા પૂર્વજોની આજ્ઞાને અનુસરી આપણે ભિખારી થઇ જવા છતાં પણ એ બળને જાળવી રહેલા છીએ. બુદ્ધિબળનો પ્રભાવ કેવો અને કેટલો છે તે જુઓ. મહા-

ભારતના યુદ્ધ પ્રસંગે કૌરવો તેમજ પાંડવો યાદવોની સહાય માગવા ગયા હતા. યાદવોના વડા શ્રીકૃષ્ણે, બેઉ પોતાના સંબંધીઓ હોવાથી તેમને જણાવ્યું કે, "તમને બેઉને અમારે સહાય આપવાની છે, તેમાં એક તરફ આખું લશ્કર છે અને બીજી તરફ હું એકલો છું— વળી હું હથિયાર પકડનાર નથી; માટે તમને જે રુચે તે તમે માગી લ્યો." દુર્યોધને યાદવોનું લશ્કર જે બહુ મોટું અને બળવાન હતું તે માગી લીધું જ્યારે યુધિષ્ઠિરે હથિયાર નહિ પકડવાની પ્રતિજ્ઞાવાળા એવા એકલા શ્રીકૃષ્ણને માગી લીધા. આ ઉપરથી ધૃતરાષ્ટ્રની સાથે રાજનીતિ સંબંધી વિચાર થતાં વિદુરે કહ્યું કેઃ—

ધનુર્ધારીતણું બાણ, પ્રાણ લે એક પ્રાણી તો,
ઉંધી વાળે ધરા આખી, બુદ્ધિમાનની યુક્તિ તો.

અર્થાત્ બુદ્ધિબળ છે એજ સર્વોપરિ બળ છે અને એ બળ પરંપરાએ બ્રાહ્મણોમાં રહેલું છે. આ બળ નકામુ પડી ગયું તેનું કારણ બીજું કંઈ જ નહિ પરંતુ આપણામાંનો કુસંપ અને જ્ઞાતિભેદ છે. આપણો ધન અભેદનો, સંપનો અને એકત્રતાનો ઉપદેશ કરે છે માટે ભેદ, કુસંપ અને છિન્નભિન્નતા કાઢી નાંખી એકત્ર થવાનો આપણે માટે હવે વખત આવી લાગ્યો છે. દુનિયાની પ્રજાઓની અને પ્રજાઓમાંનાં મંડળોની એકત્ર થવાની પ્રવૃત્તિ આપણને પણ એકત્ર થવાનો જ બોધ આપે છે માટે નાના નાના ક્ષુલ્લક ભેદો કાઢી નાંખી બ્રાહ્મણ વર્ણ તમામ એક થાઓ અને આપણામાં રહેલા સર્વોપરિ બુદ્ધિબળને ખીલવી જીવનકલહના ઝઘડામાં જય મેળવવાની પ્રવૃત્તિ ચાલુ કરો. આપણે માટે બહુ મોટું, એક આખા ખંડ-(યુરોપખંડ) જેવડું વિશાળ ક્ષેત્ર છે, તો શા માટે પ્રાંત પ્રાંતના ભાગમાં ને અમુક અમુક દેશ અને ગામને લીધે પડેલી નાતોનાં નાનાં નાનાં કુંડાળાંમાં ગોંધાઇ રહેવું ?

બંધુઓ, વિશાળતાથી જ મન વિશાળ થાય છે, મોટા મોટાના સંગથી જ મોટી મોટી મોટાઇઓ મેળવી શકાય છે, અને નાના મંડળમાં ઝાઝા મોટા હોતા નથી. આખા હિંદુસ્થાનના બ્રાહ્મણો એક થાય એ તો સોનાથી એ સારૂં ને ઇચ્છવા યોગ્ય છે પરંતુ જ્ઞાતિભેદ જુના થઈ ગયા છે, આચાર વિચાર જુદા પડી ગયા છે અને એકત્રતાની સાંભળ જે એક ભાષા–સંસ્કૃત–તે નીકળી જઈ પ્રાંત પ્રાંતની ભાષાઓ બોલાતી થઈ એકવાણી વ્યાપાર બંધ પડી ગયો છે એટલે આખું હિંદ એકદમ એકત્ર થઈ જાય તે તો હમણાં બની શકે તેમ નથી પરંતુ પ્રાંત પ્રાંતના બ્રાહ્મણો તેમાં પણ પંક્તિ પંક્તિવાળા બ્રાહ્મણો જેમની ભાષા, આચાર વિચાર અને સહજ સહવાસ એક હોય એવા બ્રાહ્મણોની નાતોએ પ્રથમ એક થવા માંડી ઉપર્યુક્ત મોટી એકત્રતાનો આરંભ કરવો ઘટે છે.

એક પંક્તિએ જમનારા આપણે ઘણા બંધુઓ ગામને નામે પડેલી નાતોનાં નાનાં નાનાં મંડળોમાં છિન્નભિન્ન થઈ ગયેલા છીએ, તે જો એકત્ર થઇએ તો આપણું ક્ષેત્ર બહુ વિશાળ થાય અને તેમાથી વર કન્યાની યોગ્યતાની મોટી અનુકુળતા આપણને મળ્યા વગર રહે નહિ. ગુણ, વય, રૂપ, અને રીતભાતથી તમ અને પ્રકાશની માફક એક બીજાથી અત્યંત વિરૂદ્ધ સ્વભાવનાં કેટલાં બધાં જોડાં વર્ષો વર્ષે ન છૂટે એવી લગ્નથી ગાંઠથી જોડી દે-

વાર્મા—લાકડે માંકડું વળગાડયા જેવી રીતથી પરણાવી દેવામાં આવે છે તેનો વિચાર કરો. અસમ વય એજ માત્ર કજોડું એમ ન ધારતા. અસમ ગુણ, રૂપ, અને રીતભાતનાં વર કન્યા પરણે એ પણ કજોડાં જ કહેવાય. વયના કજોડામાં તો તેઓ કદાપિ એક બીજાને આવી મળે છે પરંતુ પાછલી જાતનાં કજોડાંમાં તો કદી પણ મેળ ખાતો નથી અને તેમનો આખો જનમારો જેને જોશીઓ ખડાષ્ટકું કહે છે તેમાં જાય છે. અસમ જોડાં જોડાવાનું અને બ્રાહ્મણ સંસાર કનિષ્ટ પ્રકારનો રહેવાનું કારણ નાની નાની નાતો, કુલાભિમાન ને પંક્તિવાળા બ્રાહ્મણોની સાથે લગ્ન સંબંધ નહિ કરવાનો ચાલ વગેરે છે. ' કન્યા નહિ; મેળવી શકનાર એકાદ અકળાયલા વાંઢાનો આ બળાપો છે એમ ધારતા નહિ; આ તો તમને સન્માર્ગ બતાવનાર એક તૃતીયાશ્રમીનો સદુપદેશ છે અને આશા છે કે તમે તેની ઉપર નિધા પહોચાડશો.

ભોજન વ્યવહાર વાળી નાતો એક બીજાની સાથે કન્યા વ્યવહાર કરે તેમાં ધર્મનો, કે બીજો કશો બાધ નથી. જે રૂઢિ પડેલી છે તે અમુક વખતને લઇ પડેલી છે અને હાલ એ વખત રહેલો નથી. સારા ગારા ભણેલા અને સમાન આચાર વિચાર વાળા જુદી જુદી નાતના માણસો આવો વ્યવહાર કરવાની પહેલ કરે તો તેમાં કોઈ વાંધો કાઢે તેમ નથી. આરંભમાં એવો સુધારો કે નવો રિવાજ નહિ આરંભવો જોઇએ કે જેથી લોકનો મોટો ભાગ ઉશ્કેરાઇ જાય અને જેને ધર્મ કે શાસ્ત્ર ટેકો આપી શકે નહિ. લગભગ પચીસ વર્ષ થયાં ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર કરવાનો ઉપદેશ કરવામાં આવે છે અને વાણીઆઓ તથા બીજાઓમા કંઇક કંઇક તેનાં પગરણ થવા પણ માંડયાં છે છતાં હજી પણ તેનો જોઇએ તેવો છૂટથી વ્યવહાર થવા માંડયો નથી. સુધારો અને નવા રિવાજો ચાલુ કરવા એ કામ ભણેલા, હોદ્દાવાળા, ધનવાન અને વગ વાળાઓનું છે, કારણ કે નવી વાત નહિ સહન કરી શકનારાઓની સામે તેમજ દ્વેષથી ઉશ્કેરાઇ ગયેલાઓની સામે એવાં કામમાં કેટલીક નાની નાની લડાઇઓ લડવી પડે છે. અસમ જોડાંમાંથી જે ચાલુ કલેશના ભડકા નીકળ્યા કરે છે તેવું આમાં કંઈ જ થશે નહિ. લગ્ન સંબંધને માટે બહોળું ક્ષેત્ર હોય તો કેવા લાભ થાય તે બીજે કોઈ પ્રસંગે લખવાનું રાખી હાલ તુરત તો આપ બંધુઓને એટલું જ જણાવીશ કે નાતો નાતોમાં, અને પંક્તિવાળી નાતોમાં એકત્રતાના વિચારો પ્રવર્તાવો અને જે કારી નઠારા રીવાજોમાં આપણો સંસાર સબડે છે તેનો ઉદ્ધાર કરવા સમ સંજોગોવાળા બધા બંધુઓ એકત્ર થવા માંડો. ઔદિચ્ય, મોઢ, મેવાડા, ખેડાવાળ, કે રાયકવાળ એવી એવી મંડળાત્મક નાતોનાં જુદાં જુદાં મંડળો કે ચોપાનીઆં કરતાં પંક્તિ વ્યવહારવાળા સર્વે એક છીએ એવા અભિપ્રાયને લોકમાં પ્રવર્તાવનારી હિલચાલોનો આરંભ કરો કે જેથી મિત્રો ! આ છિન્નભિન્ન થઈ ગયેલા બધા એકવાર પાછા એકત્ર થઇએ ! !

બ્રાહ્મણ.

# યુવક મંડળોનું કર્મક્ષેત્ર.

હાલમાં ઘણે સ્થળે યુવક મંડળોની સ્થાપના થતી આપણા સાંભળવામાં આવેછે; અને આવાં મંડળોનાં શાં શાં કર્તવ્યો છે તે વિષયની ચર્ચા પણ ઘણે સ્થળે થતી આપણા જોવામાં આવે છે. તો તેવે સમયે યુવક મંડળોની શી શી શક્તિ હોઈ શકે અને તેમનું કર્મક્ષેત્ર કેટલું હોઈ શકે એ વિચાર બહુજ ઉપયોગી છે. આજનો 'યુવક' એ કાલનો નેતા છે એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે. ભાવી પ્રજાનો આધાર આજના યુવકો ઉપરજ છે. સ્થુળ શરીરનો પૂર્ણ વિકાસ થાય અને સત્યાસત્ય, શ્રેય અશ્રેયાદિ વિષયનો વિવેક થઇ શકે આટલું જ્ઞાન પ્રત્યેક યુવકમાં હોવું જોઇએ. જે યુવકે આટલું પ્રાપ્ત કર્યું હોય તેને જ આવાં મંડળોના સભાસદ થવાનો અધિકાર હોવો જોઇએ કારણ કે તે વિના મંડળનું શ્રેય શેમાં છે અને તે કેમ સિદ્ધ થઈ શકે તે સમજવું કઠિન થઇ પડે છે. ઘણાં મંડળોમાં આવા સભાસદો નથી હોતા તેથી ઘણીવાર મંડળો પડી ભાગે છે અને જો ચાલતા હોય છે તો કોઇપણ પ્રકારનું સંગીન કાર્ય કરી શકતા નથી. હાલમા આપણા સમાજમાં બે વર્ગ પડેલા છે. એક જ્ઞાતિના વૃદ્ધ આગેવાન તદ્દન એકતર્ફી જુની રૂઢી શાસ્ત્રાનુયાયિનો વર્ગ અને બીજો નવિન યોગ્ય કર્તવ્યના ભાનવાળો પણ ઉછૃંખલ અને સ્વેચ્છાચારિ વર્ગ આ બે વર્ગ પરસ્પર વિરોધી હોય છે પહેલા વર્ગના લોકો કાંઇ સંગીન સુધારો કરતા નથી. કાંઈ સુધારો એકદમ થાયજ નહિ એમ કહી બેસી રહે છે, જ્યારે નવિન વર્ગ એકદમ સુધારા કરવાના આવેશમાં પ્રયત્નો કરે છે પરંતુ તેમને પહેલા વર્ગના ઘણા વખતના કાર્યના સુકાનીઓ તેમના પ્રયત્નમાં ફાવવા દેતા નથી. આથી આ બે વર્ગ એક બીજાની નિંદા કરે છે અને સમાજમાં કોઈ પ્રકારનો સંગીન સુધારો થતો નથી. આવે પ્રસંગે યુવક મંડળે પહેલાં તો પોતાની શક્તિનો વિચાર કરવો જોઇએ. મંડળનું બળ તેના સભાસદ ઉપર જ હોય છે માટે સારા સભાસદને જ મંડળમાં રાખવા પોતાના ઉદ્દેશ પાર પાડે એમ ન હોય તેવા સભાસદોને મંડળમાં દાખલ કરવા નહિ. આ સભાસદો સંગીન વિચારના તથા આચારના હોવા જોઇએ. **मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम्.** આ આદર્શ તેમની સમક્ષ હમેશાં રહેવો જોઇએ. મંડળનો જે ઉદ્દેશ હોય તે પ્રમાણે જ દરેક સભાસદે વર્તવું જોઇએ. એવો એક પણ સભાસદ હોવો ન જોઇએ કે જેનુ વર્તન આથી વિરૂદ્ધ હોય. આ શિવાય દરેક કાર્ય કરવામાં પુખ્તવિચાર સહનશીલતા અને ધૈર્ય રાખવું જોઇએ. જ્ઞાતિમાં કોઇ સુધારો કરવો હોય તે થવા દેવામાં આપણને વૃદ્ધમંડળ હરકત કરતું હોય કે આડે આવતું હોય તો શાંત રહેવું. ઉતાવળ કરવી નહિ. તેમને સમજાવવા, નવિનોને સમજથી પોતાના મતમાં મેળવવા અને આમાં ઉત્સાહને ધૈર્ય રાખવું. મનુષ્યને નહાનપણથી જ અનુકરણની ટેવ હોય છે અને એ ભુલવું નહિ કે અનુકરણ એ જનસ્વભાવ છે માટે આપણા મંડળોનું બળ પણ ઉત્તમ આદર્શ સમાજ સમક્ષ મુકવામાં જ છે. આપણા મંડળોના સભાસદો સમાજ સમક્ષ ઉત્તમ આચાર વિચારનુ વર્તન મુકશે તો જરૂર સમાજ તેનું અનુકરણ કર્યા શિવાય રહેશેજ નહિ. આ પ્રમાણે ધૈર્યથી કર્યા જવાથી નવિન વિચારોનાં મંડળો બળવત્તર બની શકશે અને પછી પોતાની ઇચ્છાનુસાર સમાજમાં સુધારો સહજમાં થઈ શકશે. હાલમાં ઘણાં મંડળો આ પ્રમાણે કરતાં નથી યુવકો ઉતાવળ કરે છે અને તેથી ઘણી

વાર અવિવેકમાં પડી જઈ કામ બગાડી દે છે. દરેક સભાસદે તથા મંડળે આ તો ખાસ વિચારવી તથા તેને વર્તનમાં મુકવી જોઇએ. આવા પ્રસંગોનાં દૃષ્ટાંત આપણને ઘણીવાર મળે છે. ઉપર પ્રમાણે યુવક મંડળોએ પોતાની શક્તિનો ઉપયોગ કરવો જોઇએ. તેમનું કર્મક્ષેત્ર સમાજ છે. આ સમાજમાં જીવનના ઉત્તમ વિચારો આચાર દ્વારાએ મુકવા. વિદ્યા, સંપ, કાર્યદક્ષતા સમાજસેવા આવા આવા ઉત્તમ વિચારોને મંડળો તરફથી આચારમાં મુકાતા દેખી સમાજના અન્ય ગૃહસ્થો પણ જરૂર ખેંચાયા વિના નહિં જ રહે અને આવી વિચાર અને આચારની એકતાથી જ નવિન વિચારનું મંડળ વધતું જશે અને વૃદ્ધો પણ તે વિચારનું ઉત્તમ પરિણામ જ્યારે જોશે ત્યારે તેમનામાં પણ વિચાર ઉત્પન્ન થશે અને તેઓ મંડળોના કાર્યમાં આડા આવવાને બદલે તેવા કામમાં ઉત્સાહથી ભળશે. યુવકમંડળોનું ક્ષેત્ર ઘણુંજ વિશાળ છે. ઉપર પ્રમાણે તેમનું ક્ષેત્ર આપણે જ્ઞાતિમાં સારા રિવાજોનું પાલન અને દુષ્ટ રિવાજોનું નિકંદન કરવાનુ જોયું. પરંતુ તે ઉપરાંત તેમનું કર્મક્ષેત્ર ખરેખરૂં અને ઘણું જ ઉપયોગી તો નવિન પ્રજા જ છે. આપણાથી નહાના સમાજનાં બાળકો કેમ ઉત્તમ થાય. વિદ્યા પ્રાપ્ત કરે. ધર્મ આચરે અને નીતિ ઉદ્યોગ દ્વારા ધર્મ, અર્થ કામ કેમ પ્રાપ્ત કરે એનો વિચાર કરી તેમને તે માર્ગે દોરવા એ પણ યુવકમંડળોનું જ કર્તવ્ય છે. પોતાના ઉત્તમ આચાર વિચારથી વૃદ્ધોને પોતાના મતમાં લાવવા તે તો સહેલ છે, પરંતુ નવિન પ્રજાને પણ ઉત્તમ માર્ગે દોરવી અને અન્ય માર્ગે દોરાઇ ન જાય તેની સંભાળ રાખવી એ ઘણુંજ ઉપયોગી તેમજ કઠિન છે. યુવકમંડળો સમાજમાં કેવા ઉત્તમ સંગીન સુધારા કરી શકે છે તે તેમની યોગ્યતા ઉપરજ આધાર રાખે છે. જો દરેક મંડળ ઉત્તમ રીતે વર્તે અને જ્ઞાતિ સુધારણાર્થે કર્તવ્ય નિષ્ઠ થાય તો જરૂર આવાં આવાં મંડળો પોતાના સમાજને થોડા સમયમાં ઉત્તમ બનાવી શકે. આવાં આવાં મંડળોની સંખ્યા વધતી જાય છે તેમજ જો આ સંખ્યામાં યોગ્યતાનો તથા સંગીનતાનો પણ વધારો થતો જાય તો સત્વર ધાર્યું કામ સિદ્ધ થાય. યુવકો ઉપરના વિચારો ઉપર લક્ષ આપશે અને તે પ્રમાણે આચારમાં વર્તશે એની ઇચ્છાથી આ લેખ સમાપ્ત કરીએ છીએ.

રમાશંકર હરજીવન ત્રિપાઠી.

---

# બ્રાહ્મણોત્કર્ષ.

## ( સંવાદરૂપે. )

અનુસંધાન પૃ. ૧૨૬ થી.

પત્ની—આપ (૧૬) વર્ષની કન્યાને અને (૨૫) વર્ષના વરને વરવાને યોગ્ય ગણોછો, પણ આ સમયમાં તેવા મતના કોઇ વિદ્વાનને સમર્થ પુરૂષો છે? અને છે તો તેમનો શો મત છે? તથા એટલી મોટી ઉંમરે હાલમાં ચારે વર્ણમાં કોઇ વર કન્યાને પરણાવે છે? કે થી રીતે તેનો ઉત્તર કૃપા કરીને આપશો.

પતિ—હા એવા વિદ્વાન્ પુરૂષો મારા મતને મળતા છે. અને ચારે વર્ણમાં કેટલાક મોટી ઉંમરે લગ્ન કરનારા પણ છે.

પત્ની—તેવાં કોઈ દાખલો આપી સમજાવશો ?

પતિ—ધ્યાન દેઇને સાંભળો.

જુનાગઢના વિદ્વાન્ શુકલ બ્રાહ્મણ ભાનુશંકર રણછોડજીએ "વ્યવહાર દર્શન" નામનો વૈદિક ધર્મનો એક ગ્રંથ લખેલો છે, તે ગ્રંથના પૃષ્ટ ૧૭ મા માં તેઓ લખે છે કે "દીર્ઘકાળની પરીક્ષાથી વિદ્વાન્, બુદ્ધિમાન અને અનુભવીઓએ આ સમય (ગુણ કર્મ પ્રાપ્તિની અવધી) ધાતુની ઉત્પત્તિ અને વૃદ્ધિના કાલ પર્યંતનો સાનુકૂલ ગણ્યો છે. તે એટલે બહુધા પુરૂષની (૨૫) વર્ષની વય થએ આમ નિશ્ચય થઈ શકે છે કે "આ પુરૂષ વિશેષે કરીને અમુક ગુણ સંપન્ન સ્થાયી છે, અને રહેશે." અને એજ પ્રકારે સ્ત્રીની પરીક્ષાની અવધ ૧૬ વર્ષ પર્યંતની માની છે. આ સમયનેજ યૌવનાવસ્થા સૂચવી આ યૌવનાવસ્થાથી તે ધાતુક્ષીણતા આરંભની વચમાંના સમયને તો ઉભય સ્ત્રી પુરૂષની "સંપૂર્ણતા" અર્થાત્ પરિપક્વાવસ્થા—પુષ્ટતા કહેલ છે.

આટલા માટે પુરૂષની (૨૫) વર્ષની અને સ્ત્રીની (૧૬) વર્ષની વયેજ યુવાવસ્થા પ્રાપ્ત થએજ તેમની પરીક્ષા કરીને એ સમયના ગુણ કર્મ સ્વભાવાનુસાર "વર્ણ—પદવી" નિયત કરવી જોઈએ. ઉપરાંત સામા ધણીની ઇચ્છા ઉપર આ વય વિત્યા પછી પણ અનુકુલ સમયે પરીક્ષા કરી "ઉપાધિ" અર્પવા અડચણ નથી. કિંતુ આ વય પહેલાં તો નહિજ. કારણ કે વિદ્યા-ગુણ-કર્મ અને વીર્ય તથા શરીરની આરોગ્યતા સંપાદન કરવાનો એજ મુખ્ય પ્રાથમિક કાલ છે. એજ મૂળ પાયો છે, અને તેટલા માટે પુરૂષોનું ૨૫ અને સ્ત્રીનું ૧૬ વર્ષનું વય પ્રાપ્ત થતાં પહેલાં વિવાહ થવો, અથવા કોઇ અયોગ્ય રીતે વીર્યનો ક્ષય થવો—એ સૃષ્ટિ નિયમથી સર્વથા વિરૂદ્ધ છે—અન્યાય અનીતિ છે—મહા પાપ છે—જન્માવધિ દુઃખી અને કલેશનો હેતુ છે. અધોગતિ પ્રાપ્ત કરાવનાર છે.

પુરૂષનો ૨૫ વરસની ઉમરનો સમય અને સ્ત્રીનો ૧૬ વર્ષનો સમય, જે ઉમ્મરમાં પ્રકૃતિ, ધાતુ, વિદ્યા, કળા, ગુણકર્મ, તેજ અને ઉત્સાહ યથાયોગ્ય રીતે સંપાદન થઇ શકે, તે કાળ એટલે અવસ્થાને "બ્રહ્મચર્યાશ્રમ" કહે છે. મતલબ એ ઉમ્મર પહેલાં વર કન્યાનાં લગ્ન કરવાંજ નહિ. ઉપરના વૈદિક મત પ્રમાણે બીજા સમજુ વિદ્વાનો વગેરે પણ વર્તે છે.

પત્ની—આપે કહ્યા તેવા વિદ્વાનો અને સમજુ લોકો જેઓ બાળલગ્ન કરતા નથી તેવા હાલમાં છે ?

પતિ—બ્રાહ્મણોમાં કેટલાક નાગર ગ્રહસ્થો. ખેડાવાળ તથા કાઠીઆવાડ વગેરેના બ્રાહ્મણો પોતાની કન્યાઓને મોટી કરે છે. ક્ષત્રિય રાજાઓ બ્રહ્મક્ષત્રીઓ પણ વરકન્યાને મોટી ઉમ્મરે પરણાવે છે. કેટલાક સમજુ વૈશ્યો ને શુદ્રો પણ બાળલગ્ન કરતા નથી.

પત્ની—એ બધા વૈદિક ધર્મના અને બાળકોના કલ્યાણના વિચારથી કન્યાઓને મોટી કરતા હશે ?

પતિ—નાગર ગ્રહસ્થો તથા બીજા સમજુ બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે તો વૈદિક ધર્મનાને

બાળકોના કલ્યાણના વિચારથીજ કન્યાઓને મોટી ઉમ્મરે પરણાવે છે. પણ તેમાંના તથા બીજા લોકો તો દીકરીના દામ લેવાની લાલચમાં લપટાઇને કન્યાઓને વેચવાના વિચારથી મોટી કરે છે. ઘણાકે કન્યાઓને મોટી કરી હજારો રૂપીઆ લે છે એટલે તેઓ રાક્ષસ વિવાહ કરે છે. તેમાં વરની ઉમ્મરનો કંઈ વિચાર કરતાજ નથી. તેમ ગુણ કે કર્મ પણ જોતાજ નથી. તેવાઓને માટે મેં તમને આગળ સમજાવ્યાં છે, એટલે વિશેષ વાત કહેતો નથી.

પત્ની—આપે આ "ગુર્જર બ્રાહ્મણ" માસીકદ્વારા બ્રાહ્મણાદિમાં સુવિચારનું બળ વધારવા વિચાર જણાવ્યો હતો. પણ વર્તમાનપત્રો ચોપાનીયાં અને ભાષણો અને સમાજો દેશમાં અનેક થયાં છે, અને થાય છે, પણ હજુ સુવિચારનું બળ વધ્યું નહિ તો ક્યારે વધશે ?

પતિ—પત્રો ચોપાનીયાં, ભાષણો અને સમાજો વડેજ વિચારનું બળ વધી દેશમાં આટલી જાગૃતિ આવી છે, અને લોકો કુંભકર્ણના જેવી ઘોર નિદ્રામાંથી આટલા કંઈક જાગ્રત થયા છે. વળી તમારા જેવી સ્ત્રીઓ પણ સારાસાર વિચાર કરવાને શક્તિમાન થઈ છે. એ વિચાર બળનોજ મહીમા છે.

પત્ની—આપ વિચારબળનાં આટલાં બધાં વખાણ કરો છો પણ તે વાત મારા સમજવામાં બરાબર આવતી નથી.

પતિ—એ વિષયમાં મેં કેટલીક વાતો સાંભળી છે તે તમને સંભળાવું છું માટે ધ્યાન દેઇને સાંભળો.

## વાર્તા ૧ લી.

એક વખતે ભરતખંડના ક્ષત્રિય રાજાઓના મંત્રીઓની સભા મળી હતી, તેમાં એક શાણા પ્રધાને પ્રશ્ન કર્યું કે આપણા ભરતખંડના ઘણા રાજાઓ અલ્પાયુ થાય છે. અને કોઇ વિરલોજ ૪૦ કે ૫૦ વર્ષની ઉમ્મર ભોગવે છે—પણ કાબુલના બાદશાહો દીર્ઘાયુ થાય છે, તેનું કારણ શું ? આ પ્રશ્નનું ઉત્તર કોઈ પ્રધાન આપી શક્યો નહિ. ત્યારે બધાએ મળીને નિશ્ચય કર્યો કે આપણે એ વાતનો ખુલાસો કાબુલ જઇ ત્યાંના બાદશાહ પાસેથી મેળવવો. પછી તેઓ પોતપોતાના રાજાની રજા મેળવીને કાબુલ ગયા. ત્યાંના બાદશાહને ખબર આપી કે આપની મુલાકાત સારૂ ભરતખંડના રાજાઓના મંત્રીઓ આવ્યા છે. તે સાંભળી બાદશાહે તેઓને કચેરીમાં બોલાવ્યા અને આવવાનું કારણ પૂછ્યું. ત્યારે તે મંત્રીઓએ જણાવ્યું કે અમારા દેશના રાજાઓ અલ્પાયુષી થાય છે, અને આ કાબુલની ગાદીએ બેસનારા બાદશાહો દીર્ઘાયુ થાય છે તેનું કારણ અમારા સમજવામાં આવ્યું નહિ તેથી અમો આપની પાસે તેનો ખુલાસો લેવા આવ્યા છીએ. તે સાંભળી બાદશાહે કહ્યું કે હાલ તમે અમુક ઉતારે છો, ત્યાં રહો અને રસોઈ પાણી કરી જમો. તમારા પ્રશ્નનું ઉત્તર અવકાશે આપીશું. એમ કહી બધા મંત્રીઓને ઉતારે મોકલ્યા. ત્યાં જઈ ભોજન કરી તે દિવસે તેમણે આરામ લીધો. ઉતારાના મકાનને સાત માળ હતા તેમાં સાતમે માળે છાપરાને ઠેકાણે ઘાણુ હતું. બીજે દિવસે બાદશાહની સવારી મંત્રીઓને ઉતારે આવી અને બધા મંત્રીઓને એકઠા કરી બાદશાહે ફરમાવ્યું કે તમારે જે જોઇએ તે મંગાવી લેવું કોઇ વાતે ગભરાવું નહિ. પણ મારી એક આજ્ઞા તમારે પાળવી પડશે તે એ કે "આ ધાબાની

ઉત્તર બાજુએ છેલ્લે માળે જુઓ પેલી મોટી શીલા જડેલી છે. તે ફાટીને તેના ટુકડે ટુકડા નહિ થાય, ત્યાં સુધી તમને તમારા પ્રશ્નનું ઉત્તર મળશેજ નહિ. તેમજ એટલી મુદ્દત સુધી તમારામાંથી કોઇને બહાર નીકળવાની રજા પણ મળશે નહિ. એમ કહી કોટવાળને આજ્ઞા આપી કે " આ જગા પર ચોકી પહેરો રાખો કે કોઈ મંત્રી અંદરથી બહાર નીકળવા પામે નહિ. એમને ખાવા પીવાનું જે જોઈએ તે તમારે પહોંચાડવું " આ પ્રમાણે આજ્ઞા આપીને બાદશાહની સવારી રવાને થઈ. કોટવાલ પણ આજ્ઞા પ્રમાણે ચોકી પહેરા મુકી ચાલતો થયો. પછી પેલા મંત્રીઓએ પેલી શીલાપર નજર કરી તો તે સાતમે માળે ધાબામાં સજ્જડ બેસાડેલી ને તે ઘણી જાડી તથા લાંબી પહોળી ને મજબુત હતી. તે જોઈને બધાના હાંજા ગગડી ગયા, ને વિચારવા લાગ્યા કે આ શીલાના એની મેળે કડકા થાય ને ટૂટી પડે તે વાત બને નહિ, આ તો કંઈ કપટ છે. આ તો આપણે જીવતા મુવા. હવે આમાંથી મોત સિવાય છુટાય એમ લાગતું નથી. પછી બધા પોકે પોકે રૂદન કરવા લાગ્યા. ત્યારે તેમાંથી એક વૃદ્ધ અને ડાહ્યો મંત્રી બોલ્યો કે વિપત્તિનું ઔષધ ધીરજ છે, અને ધીરજની પરીક્ષા સંકટમાં જ થાય છે માટે ધૈર્ય ધારણ કરી શાંતિ રાખો અને બધા મળી એ બાબતમાં કંઈ વિચાર કરો, એ પ્રમાણે સૌને સમજાવી શાંત કર્યા. પછી તેઓ વાળુ કરી રાત્રે એકઠા મળી વિચાર કરવા લાગ્યા કે હવે આપણે શું કરવું ? આ બંધીખાનામાંથી છુટવાનો કંઈ ઉપાય સુઝતો નથી. ત્યારે એક મંત્રી બોલ્યો. કે "કષ્ટાંતે ભગવાન્ પ્રભુ" સંકટમાં સત્પુરીને ઇષ્ટચિંતન સિવાય બીજો ઉપાય નથી માટે આપણે બધા રાત્રી દિવસ એકત્ર થઈ ઇશ્વરની પ્રાર્થના કરો અને એ સંકલ્પ કરો કે હે પ્રભુ "આ શીલા ટૂટી પડો અને એના ચુરેચુરા થઈ જાઓ. આ પ્રમાણે આપણે સંકલ્પ કે વિચારનું બળ વધારીશું તો વિશ્વનું પાલન કરનાર વિષ્ણુ પ્રસન્ન થશે અને આપણો સંકલ્પ સિદ્ધ થશે. પણ તમે ગભરાશો નહિ કેમકે "દુઃખનું ઔષધ દહાડા" માટે આ દિવસો પણ ચાલ્યા જશે. ખરા અંતઃકરણથી આ ઉપાય કરો. આ વિચાર સૌને ગમ્યો. પછી પ્રતિદિન શીલાની તરફ નજર કરીને બધા મંત્રીવરો ખરા અંતઃકરણથી આંખમાં આંસુ લાવી પ્રભુ પાસે પ્રેમભક્તિ વડે પ્રાર્થના કરી. "શીલા ટૂટી પડો ને તેના ટૂકડા થાઓ" એ વિચારના સંકલ્પો કરવા લાગ્યા. કેટલીકવાર તો તે પ્રાર્થનામાં નેત્રમાં આંસુ સાથે બધાના શરીરનાં રૂવાં ખડાં થતાં, કંઠ રૂંધાઇ જતો અને આ સંસારનું ભાન ભૂલી જતા. આ પ્રમાણે વિચારનું બળ દીવસે દીવસે વધતું ગયું. છેવટે પ્રભુ પ્રસન્ન થયા, અને ૭ માસ પુરા થવા આવ્યા કે એકદમ પ્રલ્હાદને માટે જેમ સ્તંભ ફાટયો હતો તેમ આ મંત્રિઓને માટે ઇશ્વર કૃપાથી એકદમ કડેડાટ થઈ પેલી શીલા તૂટીને ધાબાનો તે ભાગ ગગડી પડયો, તથા શીલાના તુકડે તુકડા થઈ ગયા. આવો વિચાર બળનો ને ઇશ્વર કૃપાનો મહીમા જોઇને તે આસ્તિક મંત્રિઓને મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું અને પ્રેમવડે પ્રભુને સાષ્ટાંગ દંડવત્ કરી તેઓ અત્યંત આભાર માનવા લાગ્યા. આ ખબર પાદશાહને થતાં કોટવાળને આજ્ઞા આપી કે સૌ મંત્રિઓને કચેરીમાં તેડી આવો. પછી કોટવાળ બધા મંત્રિઓને પાદશાહની હજુરમાં તેડી આવ્યો. તેમને આસન આપી પાદશાહે કહ્યું કે હે ખુદાના પ્યારાઓ તમે સુખશાન્તિમાં છો. પ્રધાનો બોલ્યા કે ઇશ્વરની અને આપની કૃપાથી હવે અમને આનંદ પ્રાપ્ત થયો છે. ત્યારે પાદશાહે પૂછયું કે હવે તમારી શી ઇચ્છા છે? મંત્રિઓ

મોઢેશ્વરથી ઉત્તરે રામ ધનુષ્યનું સ્થાન છે. અને ઇશાને દામોદરકુંડ છે.

બૈચરાજીના રસ્તામાં હેડંબાનું વન છે ગામથી પશ્ચિમે કાલકા માતાનું સ્થાન છે તેમાં માતા છે. તે દિશામાં "ધર્મેશ્વરી" આ નામે વાવ્ય છે જેનું રીપેર કર્યું નથી તે વાવ્યની પશ્ચિમે રામકુંડ છે, તે કુંડની ઉત્તરે રામચંદ્રજીની ચોરીના બે છોડ ઉભા છે. રામકુંડ ઉપર શ્રીરામચંદ્રજીની કચેરી ને તેના પર દેરૂં છે. તે દેરા પાછળ છાયાકુંડમાં પાણીનુ ખાબડું મીઠા પાણીનું છે. એવું મીઠું પાણી બીજું નથી. કુંડની પાછળ પુષ્કર્ણી (સુવર્ણી) નદી છે, તેનું પાણી ખારૂં છે. ધર્મેશ્વરી વાવથી ઉત્તરમાં બાંધેલું તળાવ છે, તેનું પાણી પણ ખારૂં છે. તે તળાવની ઉત્તરે પાંડવોનુ સ્થાન છે તે મસીદને આકારે છે. મોઢેરામાં પાણીની તંગી છે. ગાન વાવ્યની ઉત્તરે નવો કુવો ખોદાવ્યો છે, તેનું પાણી ભાભળું પણ પીવા જેવું છે. શ્રીમન્ ગાયકવાડ સરકાર પોતે તથા કડી પ્રાંતના સુબાશ્રી ખામેરાવજી આ કામમાં ઘણી મદદ આપે છે. તથા દેખરેખ રાખે છે તેનો લાભ લેઈ વકીલશ્રી નથુભાઈ ગીરધર જો એક વિદ્યાર્થી આશ્રમની સ્થાપના ત્યાં કરશે તો દેવળોના જીર્ણોદ્ધાર કરતાં પણ ઉત્તમ લાભ થશે અને મોઢેરા યાત્રાનુ અને વિદ્યાનું એક ઉત્તમ સ્થાન થશે.

---

# વિવિધ વર્તમાન.

**કપડવંજની મોઢ નાતનું સમાધાન.**

અમને પચીસ ત્રીસ ગૃહસ્થોની સહીઓ સાથે જણાવવામાં આવે છે કે, કપડવંજ મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણોમાં સ્માર્ત અને સ્વામીનારાયણવાળાઓ વચ્ચે જે તડ અને વાધા પડ્યા હતા તેનું તે બેઉ પક્ષના ભાઈઓએ મળી સમાધાન કર્યું છે. બ્રાહ્મણો જે પૂર્વે બધા એકજ હતા તે કોઈ ગામ ગામને નામે અને કોઈ અભિમાની તડોને નામે જુદી જુદી નાતોમાં છિન્નભિન્ન થઇ ગયેલા છે. નાતો નાતોમાં હવે તડો પડે અને ભિન્નભાવ વધે એ કોઈ પણ રીતે સારું નથી. ઇશ્વર સર્વને અદ્વૈતમતિ આપે અને એકવાર તમામ મોઢ પછી વળી ઔદિચ્ય અને મોઢ અને પછી પંક્તિવાળાઓ બધા એક થાય એમ અમે ઇચ્છીએ છીએ. કપડવંજની મોઢ ચાતુર્વેદી જ્ઞાતિને સુધારા કરવા માટે શ્રીમત શંકરાચાર્યે ૨૫-૨૭ શાસ્ત્રાનુસાર નિયમો કરી આપ્યા છે તે તેઓ હવે સર્વાનુમતે જ્ઞાતિમાં પ્રવર્તાવે અને કપડવંજના મોઢ બંધુઓમાં સુધારો થઈ ઐક્ય વધે અને ઉન્નતિ થાય. મતમતાંતરોમાં વહેંચાઈ જવાનો આ વખત નથી.

**બ્રહ્મ મિત્ર મંડળ.**

કેળવણીના પ્રસારે અને વર્તમાનપત્રોના ઉત્તેજને બ્રાહ્મણ વર્ણમાં પણ હવે જાગ્રતિ આવવા માંડી છે અને ઠેકઠેકાણે ઉપર્યુક્ત નામનાં મંડળો વગેરે નિકળવા માંડ્યાં છે તે ખુશી થવા જેવી વાત છે. શહેરોમાં તેમજ નાનાં નાનાં ગામડાંમાં પણ બ્રાહ્મણ વર્ગમાં આવાં મંડળો નિકળ્યાં છે અને નિકળતાં જાય છે તે ઉપરથી હવે એટલી તો ખાત્રી થાય છે કે, બ્રાહ્મણ બંધુઓ

પોતાની સ્થિતિ સમજવા લાગ્યા છે અને ઉત્કર્ષના માર્ગનું શોધન કરવાની મતિ સર્વત્ર ઉત્પન્ન થઈ છે, 'વાંકાનેર હિતવર્ધક' નાટક મંડળીના મેનેજર મિ. ત્ર્યંબકલાલે 'બ્રહ્મ મિત્ર મંડળ'ની સભામાં કે જે સભાનો હેવાલ અમને પહોંચાડવામાં આવ્યો છે તેમાં જણાવ્યા પ્રમાણે બ્રાહ્મણોએ આરંભ શૂરપણું કાઢી નાંખી કાર્યને પાર ઉતારવાના નિશ્ચયવાળા થવું ઘટે છે. નીતિશાસ્ત્ર આપણને ઠોકી ઠોકીને સમજાવે છે કે, આરંભ કરેલા કાર્યને પાર ઉતારવામાંજ ચરત્વ છે. આશા છે કે દરેક ગામ અને શહેરના બ્રાહ્મણો પોતે સ્થાપેલાં પોતાની ઉન્નતિનાં મંડળોને પોતાના આશય પ્રમાણે પાર ઉતારવામાં આજના જેવાને જેવા હમ્મેશ ઉત્સાહી રહેશે.

એક થવાની, સંસાર સુધારો કરવાની અને કેળવણીમાં આગળ વધવાની હિમાયત કરનારાઓની સુભાગ્યે બ્રાહ્મણ વર્ગમાં હમણાં બહુજ વૃદ્ધિ થઈ છે ને અમારી ઉપર ગામ ગામથી તેને લગતી ઘણીક હકીકતો મોકલવામાં આવે છે તે સર્વનો ઉપકાર માની અમે જણાવવાની રજા લઇએ છીએ કે, માસિકનું કદ નાનું હોવાથી અમો તે સર્વ હેવાલ સંપૂર્ણ પ્રકટ કરી શકતા નથી તોપણ ગુજરાતમાં સર્વત્ર બ્રાહ્મણોમા જે જાગ્રતિ આવી છે તે જાણી અમારું હૃદય ઉભરાઈ જાય છે. પંક્તિવાળા બ્રાહ્મણોએ હવે મતલ ગર્જ એક થઈ જવું જોઇએ એવા આશયના ઢગલાબંધ પત્રો અને લેખો અમને મળતા જાય છે. ઘણાઓની ઈચ્છા છે તો તે કાર્ય અવશ્ય થશેજ કારણ કે સંકલ્પનું બળ બહુ મોહ્ડ છે.

**આદિ શ્રીમન્ શંકરાચાર્ય મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠ.**

મૈસુર રાજ્યમાં આવેલ શ્રીશૃંગેરી મઠના શ્રીમન્ જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજે ટ્રાવનકોરમાં આવેલ કલાદી ગામમાં મ્હોટી ધામધૂમથી રૂપૈયા પાંચ લાખનું ખર્ચ કરી આદિ શંકરાચાર્ય મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા હાલમાં કરેલ છે. જે પ્રસગે, નેપાલ, કાસ્મીર, જમ્મુ, બનારસ, ટ્રાવનકોર, મહીસોર, વડોદરા, જયપુર, શ્રીરામપુર, શ્રીભારત મહા મન્ડલ વગેરે મહારાજ્યો તથા સંસ્થાઓ તરફથી તેમના અધિકારીઓ સાથે મારી ભેટ પોષાક તથા આભાર પત્રિકાઓ મોકલવામાં આવેલ હતી. શૃંગેરીમઠની પીઠ ઝાહોજલાલીમાં છે ને હાલના શંકરાચાર્ય મહારાજના તપોબળ, વિદ્યા, કાર્યદક્ષતા, સમયોચીત સુધારા વગેરીથી તેમાં વધારો થતો રહે છે. તે મઠ તળે એક લાખ રૂપિયાની વાર્ષિક આવકની જાગીર ચાલે છે જેના આશ્રમતળે શ્રીશૃંગેરીમઠ તરફથી જગપ્રસિદ્ધ પુસ્તકાલય, વિશાળ સંસ્કૃત પાઠશાળાઓ, વિદ્યાલયો, અનાથ આશ્રમો, સ્વામીઓના આશ્રમો, ધર્મશાળાઓ, સદાવ્રતો વગેરે ચાલે છે ને વિદ્યાને સારૂં ઉત્તેજન અપાય છે ને મૈસુર રાજ્યની કેટલીક કોલેજોમાં સંસ્કૃત સ્કોલરોને સ્કોલરશીપો અપાય છે, આવા ઉત્તમ મઠની હકીકત તથા આજ પર્યંતનું દિગ્દર્શન હવે પછી આપવાની અભિલાષા છે.

---

**વસંત.**

મધુ માસનો આરંભ થવાનાં સુચિન્હ જણાય છે. શીત ઋતુની કઠોરતા તજી મધુર તાપથી સહજ પ્રીકાશ પર આવી પીળું પડતું વસંત લક્ષ્મીનું વદન, તથા વૃક્ષલતા વનકુંજના પ્રફુલ્લ પત્ર પુંજથી વૃદ્ધિ પામી વિપુલ થયેલું વસંત શોભાનું શરીર મંદ પવનના સમારંભથી શિથિલ થયેલી

માધવી ગતિ ઋતુરાજ મધુ માસનો પ્રસવ સૂચવે છે ! શીત અને ઉષ્ણ કાલ મધ્યેના સમકાલ પશુ પક્ષી, મનુષ્ય વગેરે સૃષ્ટિને શો આનંદ પેદા કરે છે ! પાકેલી શેરડીના કાળા રાતા દંડની કમાન ઉપર બાંધેલી ગુણગુણાટ કરતા મત્ત મધુકરની પણછ વૃક્ષના નૂતન પલ્લવ રૂપ બાણ ચઢાવતો માથે શાન્ત ચંદ્રપ્રભા વિલાસ વડે પોતાનું પ્રચંડ સાહસ પ્રકાશતો લલિત લલનાકુલવદન કમલને અનુસંધાન કરતો મહાલતો, નાચતો, આનંદ વર્તાવતો રતિ પતિ પણ સહજ આવી પહોંચે છે. ધન્ય છે આર્ય ભૂમિ ! તારાં બાલક જ વિવિધ આનંદ સુખ પ્રતિ બાર માસે બાવીસ વખત લે છે ! અથવા ક્યાં કેવલ શીતલતામાં ઠરી રહેલા મંદ મતિ જડગતિ દેશ ! કે ક્યાં કેવલ પ્રચંડ રવિ કિરણદંડથી દુઃસહ દુઃખે બળી રહેલા શિથિલ પ્રદેશ ! ઉભય રસ સહજ અનુભવતાં કોમલ હૃદયરસ પીતાં તારાં બાલક કે તુંજ સુખી કરે ! ને તેમા પણ ઋતુરાજ વસંત સંતને પણ અનંત દિગત દેખાડે એમાં શી નવાઈ ! ! એ ઋતુરાજને કોણ કેમ વધાવશે ? કેમ મલશે ? આર્ય ભૂમિ ! તારાં બાલકોએ એ પ્રસગ વ્યર્થ જવા દીધો નથી. આ વખતનો તેમણે યથાર્થ ઉપયોગ કર્યો છે. સત્પુરૂષને મોક્ષ માર્ગ સુધી પહોંચાડનાર ઉત્તરાયન સમયમાં યજ્ઞયાગાદિક સમૃદ્ધિ સંપાદન કરી ધર્મરત્ત પુરૂષો પુણ્ય સંપાદન કરે છે, અર્થ કામની પ્રાપ્તિ આ સંસારમા પણ સાધે છે, કામ માત્રના પ્રમોદમાં પડેલા પણ આ વખતનો ઉપયોગ કર્યા વિના રહેતા નથી. ઋતુરાજને વધાવવા માટે તે લોક નવા પુષ્પ પલ્લવાદિક ભેગાં કરી લાવે છે ને વસંતના સુહૃદ કામદેવની મૂર્તિ બનાવી અખંડ પ્રેમના વિજયાર્થે તે પુષ્પાદિ વડે તેની સપ્રેમ પૂજા સજોડે કરે છે. તે પછી યજ્ઞ યાગાદિ યથાશક્તિ કરી સર્વ આનદમાં નિમગ્ન થાય છે. કામ મૂર્તિનુ વિસર્જન થતા સુધી યુવાવસ્થા રૂઢ દંપતિ પોતાના સમાન મિત્ર વર્ગ સાથે અબીલ, ગુલાલ, કેશર વગેરેથી અન્યોન્ય રમી વિનોદ કરીને પૂજા સમારંભને સવિશેષ શોભાવે છે.

પણ અહો પરિવર્ત ! આર્ય ભૂમિ ! તારા બાલક આર્ય મટીને જેમ જેમ અનાર્ય થતાં ગયા, જેમ નિર્ધન થતાં ગયાં, જેમ ધર્મહીન થતા ગયાં તેમ તેમ કામ મૂર્તિને બદલે કચરાની બીભત્સ મૂર્તિ આવી બેઠી. અબીલ, ગુલાલ બદલે રસ્તાની ધૂલ ઉડવા લાગી કેશર કિંશુકને બદલે ખાલકુડી ખુશી મુકવા માંડી, સાંજ પડયે યજ્ઞને બદલે મારામારી કરી આણેલાં લાકડાંના ભડકા ઉડવા લાગ્યા તથા સર્વ સમારંભમાં આનદ યુક્ત મદનોત્તેજક શૃંગારમય પ્રેમગાનને બદલે કેવલ બીભત્સ તથા અધર્મ યુક્ત ભાષણનો પ્રચાર પ્રચંડ રીતે જાગૃત થઈ રહ્યો ! ! કોઈ કહે છે કે મૂલની યજ્ઞ વેદીમાં કોઈ સ્ત્રી બલી મુવેલી તે સતી મનાઈ ગઈ તેથી છેની પૂજા કરવા માટે સાજ પડતા લાકડાં સળગાવે છે ! ! એમ હોય તો અસ્તુ ! પણ અમે તો બીભત્સ ગીત અને ધમાધમે બળેલા લાકડામા આ વાતનો અંશ પણ જોઈ શકતા નથી ! આવા સમારંભ છે તે કાંઈ વેદવિહિત થોડા જ છે. તથાપિ પણ રૂઢિએ કરીને ઋતુના આગમન પરત્વે થઈ આવેલા હોય છે. અમે એને વસંતોત્સવહોળીકોત્સવ વગેરે નામથી ગ્રંથ ગ્રંથાંતરમાં વર્ણવેલા જોયા છે.

સ્વ. મ. ન.

| | | | |
|---|---|---|---|
| ૧૨૦૬ રા રા | કેશવલાલ દુર્ગાશંકર જોશી. | વઢવાણ | ૧-૦-૦ |
| ૧૨૨૯ ,, | છગનલાલ માણેકજી શુકલ. | નડીઆદ | ,, |
| ૧૩૧૨ ,, | તપોધન બ્રાહ્મણ વિદ્યોત્તેજક મંડળ. | ખંભાત | ,, |
| ૧૩૨૭ ,, | શોભારામ હીંમતરામ વકીલ | અહમદનગર | ,, |
| ૧૨૮૫ ,, | કેશવરામ પુરૂષોત્તમ વૈદ્ય. | બારડોલી | ,, |
| ૧૨૧૫ ,, | નરભેરામ પ્રભાશંકર પંડ્યા. બી એ. | સદર પેટ | ,, |
| ૧૧૫૭ ,, | દવે કલ્યાણજી જેઠા. | અંજાર | ,, |
| ૧૨૧૭ ,, | છગનલાલ હરિલાલ પંડ્યા બી એ. | જુનાગઢ | ,, |
| ૪૬ ,, | હરિલાલ મથુરાદાસ. | ચાદખેડા | ,, |
| ૧૨૭૮ ,, | નરોત્તમ વલ્લભરામ. | સારીંગ | ,, |
| ૧૨૮૦ ,, | નારાયણજી યજ્ઞેશ્વર. | સુચંદા | ,, |
| ૧૩૨૩ ,, | ગીરધરલાલ વિઠ્ઠલજી ભટ્ટ. | ચૂલ | ,, |
| ૫૮ ,, | આત્મારામ ગંગારામ. | સરખેજ | ,, |
| ૩૪૮ ,, | બાળકૃષ્ણ જેઠારામ. | સેતા | ,, |
| ૧૦૭૬ ,, | મોહનલાલ દોલતરામ. | બાયડ | ,, |
| ૩૬૦ ,, | રામગોવિંદ લાલભાઈ. | ધંધુકા | ,, |
| ૧૨૬૭ ,, | ગૌરીશંકર લક્ષ્મીશંકર પંડ્યા. | રાજકોટ | ,, |
| ૧૩૧૦ ,, | ગંગાશંકર જયશંકર ધોળકીયા | ધોલજી | ,, |
| ૧૩૪૯ ,, | મોહનલાલ પરશુરામ. | મેહસાણુ | ,, |
| ૧૨૪૧ ,, | મતીલાલ છોટાલાલ બી. એ. બા એ. લૈ | ગરોઠ | ,, |
| ૧૨૬૦ ,, | પ્રો ડાહ્યાભાઈ પુરોહીત એમ એ એલ એલ.બી | વડોદરા | ,, |
| ૧૨૮૭ ,, | દુર્ગાશંકર ભાઈશંકર રાવળ. | વાલમ | ,, |
| ૧૩૧૩ ,, | પંચોળી દેવશંકર નર્મેશ્વર. | ચાણસ્મા | ,, |
| ૧૩૨૦ ,, | વ્યાસ ભાઈશંકર રામકૃષ્ણ. | ચાણસ્મા | ,, |
| ૧૩૨૧ ,, | જયશંકર પીતાંબર ત્રિવેદી. એન સી. ઈ | દેવગામ | ,, |
| ૧૩૨૨ ,, | કેશવલાલ પોપટભાઈ વૈદ્યરાજ. | ચુડા | ,, |
| ૧૩૨૪ ,, | સુરશંકર હરજીવન મહેતા. | વણથળી | ,, |
| ૧૩૨૬ ,, | નાગરદાસ નરસિંહરામ વ્યાસ | ઉમરાવતી | ,, |
| ૧૩૨૮ ,, | ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ. | અહમદનગર | ,, |
| ૧૩૩૯ ,, | મગનલાલ દલસુખરામ. | સુવર | ,, |
| ૧૩૪૧ ,, | ચુનીલાલ હરિદત્ત ગોર. | દાવડ | ,, |
| ૧૩૪૪ ,, | મોતીરામ ભુપતરામ. | પાલ્રા | ,, |
| ૧૩૪૫ ,, | કાળીદાસ ઠાકર | ,, | ,, |
| ૧૩૪૬ ,, | હરિલાલ ત્રિભોવનદાસ | બાકરોલ. | ,, |
| ૧૩૪૭ ,, | માણેકલાલ હીંમતરામ. | ,, | ,, |
| ૧૩૪૮ ,, | કાળીદાસ દેવદત્ત. | બીલોડા | ,, |
| ૧૩૫૦ ,, | હરજીવન કાળીદાસ. | મેહસાણુ | ,, |
| ૧૩૫૨ ,, | લાલજી ભવાનીશંકર પુરાણી. | રાયગઢ | ,, |
| ૧૩૫૪ ,, | ભુલાભાઈ ભાઈચંદજી. | ,, | ,, |
| ૧૩૫૫ ,, | ભોગીલાલ લીલાધર દાકતર સાહેબ. | ,, | ,, |

# "होरी."

( राग काफी, ताल दीपचन्दी. )

शाम कैसी खेलत होरी होरी, अचरज खूब बनोरी,
कोइ जन भेद लहोरी. शाम कैसी० ( टेक. )

तन रंगभूमि बनी अती सुंदर, बालन बाग लगोरी,
नाडी अनेक गली जहां शोभत, खेले तहां सांवरोरी;
संग वृषभानकिशोरी. शाम कैसी० १

पांच सखी मिल पांच रंग भर, देत बहोर बहोरी,
राधिका लेकर डारे शाम पर, सब तन दीन भिगोरी,
शाममन मोद भयोरी. शाम कैसी० २

होरीमें मोद मानकर शामने, राधिकावेप धरोरी,
मिल सखियन संग फाग मचायो, खेलत मगन भयोरी;
आप सुत्र भूल गयोरी. शाम कैसी० ३

खेलत खेलत भान न पायो, दीर्घ काल गयोरी,
वन वन फिरत मिले जब सतगुरु, सखियन संग विछोरी;
शाम ब्रह्मानंद मिलोरी, शाम कैसी० ४

---

GISTERED No. B. 891

# गुर्जर ब्राह्मण.

संगच्छध्वं संवदध्वं संवो मनांसि जानताम् । समानो मंत्रस्समिति स्समानी समानं मनस्सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानीव आकूति स्समाना हृदयानिवः ॥ समानमस्तु वो मनो यथा वस्सुसहासति ॥ ऋग्वेद.

ભાવાર્થ:—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો. તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો. તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારાં મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો. ઋગ્વેદ.

વર્ષ ૧, અંક ૧૧. [ માસિક. ] ચૈત્ર સંવત્ ૧૯૬૬.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ.

પ્રૃષ્ઠ.



વ્યવસ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ'ની ઑફિસ. પખાલીની પોળ—અમદાવાદ.
વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧. અગાઉથી.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ—અમદાવાદ.

## સરખેજ તથા અમદાવ.



સરખેજ તથા અમદાવાદના ગ્રાહકોને વિનંતિ કરવાનું આવે છે કે હવે વર્ષ પુરૂં થવા આવતું હોવાથી તેમણે કૃપા કરીને તેમનું લવાજમ પહોંચાડવું જેથી વર્ષ આખર પહેલાં અમારો હિસાબ ચોખ્ખો થઈ જાય, અને અમારી સગવડ સચવાય. માસિક વહેંચનારને પહોંચ લઈ લવાજમ આપવાની કૃપા કરશોજી. બહાર ગામને વી. પી. મોકલવા ચાલુ છે તે સ્વીકારવા નમ્ર વિનંતી છે.

---

### લવાજમની પહોંચ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨૩૪ | રા. રા. | રમાશંકર ઈશ્વરલાલ વ્યાસ. | દ્વારકાં | ૧-૦-૦ |
| ૮૧૨ | ,, | મણીલાલ જેશંકર ત્રિપાઠી. | બીલાધીયા | ,, |
| ૮૭૫ | ,, | ડાહ્યાભાઈ મંછારામ વૈદ્ય બીલીમોરા. | મુંબાઈ | ,, |
| ૧૩૬૧ | ,, | નિત્યારામ મોતીરામ ગોરવાળા | દાવડ | ,, |
| ૯૫ | ,, | પોચાભાઈ નરસિંહરામ પંડ્યા. | સરખેજ | ,, |
| ૧૩૭૪ | ,, | જોશી મહાસુખરામ મંગળદાસ. | અમદાવાદ | ,, |
| ૧૨૫૧ | ,, | ભાઈશંકર ધનજીભાઈ. | અંબાળીયા | ,, |
| ૩૧૫ | ,, | સનસુખરામ વલ્લભરામ. | મુંબાઈ | ,, |
| ૩૦૭ | ,, | કૃષ્ણલાલ રામગોવિંદ. | ,, | ,, |
| ૮૭ | ,, | લાલશંકર ગીરધરલાલ ત્રવાડી. | અમદાવાદ | ,, |
| ૬૮૩ | ,, | ડુંગરભાઈ અભેરામ ત્રિપાઠી. | ચોર વડોદરા | ,, |
| ૨૪૨ | ,, | મુનશી ઠાકોરલાલ ચમનલાલ વકીલ. | ભરૂચ | ,, |
| ૪૦૯ | ,, | પ્રાગજી પ્રાણજીવન વ્યાસ. | મુંબાઈ | ,, |
| ૧૩૫૯ | ,, | મણીલાલ બુલાખીદાસ વ્યાસ. | ઝીંઝુવાડા | ,, |
| ૭૪૧ | ,, | ગણપતરામ ભવાનીશંકર. | પેટલાદ | ,, |
| ૧૪૬ | ,, | રેવાશંકર પુરૂષોત્તમ ભટ્ટ. | જડોદરા | ,, |
| ૮૩૩ | ,, | વૈકુંઠભાઈ રામજીભાઈ ત્રવાડી. | મુંબાઈ | ,, |
| ૧૦૨૪ | ,, | અમૃતરામ કેશવરામ ભટ્ટ. | રાંદેર | ,, |
| ૮૪૬ | ,, | રાજારામ હીરજીભાઈ ત્રિવેદી. | મુંબાઈ | ,, |
| ૧૧૧૨ | ,, | નર્મદાશંકર ગુલાબરાય ત્રિપાઠી. | બાયડ | ,, |
| ૮૨૫ | ,, | ઉત્તમરામ ધીરજરામ ઠાકોર બી.એ.એલ.એલ.બી. | મુંબાઈ | ,, |
| ૧૦૦૨ | ,, | ઉત્તમરામ કલ્યાણજી શુકલ.બી.એ.એલ.એલ.બી. | વલસાડ | ,, |
| ૯૯૪ | ,, | કેશવલાલ ગીરધરલાલ ત્રિવેદી. | રાજકોટ | ,, |
| ૮૪૭ | ,, | પ્રભાશંકર પ્રાગજીભાઈ રાજગોર. | ભાવનગર | ,, |
| ૧૧૩૩ | ,, | મગનલાલ ગોવિંદરામ ત્રવાડી. | ,, | ,, |
| ૧૧૪૧ | ,, | જ્યકૃષ્ણ ઈંદ્રજી. | પોરબંદર | ,, |
| ૧૦૭૭ | ,, | માવજી ગોવિંદજી શેઠ. | મુંબાઈ | ,, |
| ૧૦૧૬ | ,, | શાસ્ત્રી ગીરજાશંકર જદુરામ | સુરત | ,, |
| ૧૦૦૮ | ,, | ઈશ્વરલાલ ગૌરીશંકર ભટ્ટ. | | |
| ૧૦૧૯ | ,, | મહારાજ શ્રી પ્રેમદાસજી. | | |

# ગુર્જર બ્રાહ્મણ.

ॐ। सहनाववतु । सहनौभुनक्तु । सहवीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु
माविद्विषावहै

उपनिषद्

य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥
ॐ शान्ति शान्ति शान्ति उपनिषद्.

અર્થ:—(તે બ્રહ્મ) અમારૂ બન્નેનુ સાથે રક્ષણ કરો અમારૂ બન્નેનુ સાથે પોષણ કરો અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ અમારૂ અધ્યયન કરેલુ તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ

ઉપનિષદમા જે ધર્મ કહ્યા છે તે મારામા હો તે મારામા હો

ॐ शान्ति शान्ति शान्ति

વર્ષ ૧, અંક ૧૧. [ માસિક. ] ચૈત્ર સંવત ૧૯૬૬.

## ઔદિચ્ય ટોળક સમાજનો દશમો-મેળાવડો.

मदायने न खलु सुहृदमभ्युपेतार्थ कृत्या

મિત્રનુ કાર્ય માથે લીધા પછી તેમા સુજનો આરામ કરતા નથી

( કાલિદાસ )

ઔદિચ્ય ટોળક સમાજનો દશમો વાર્ષિક મેળાવડો—કોનગ્રેસ-હોલિકા પછી ઉમરેઠ મુકામે થયો હતો બધુ જ્ઞાતિઓના બીજા સમાજો કરતા, શ્રી ટોળક સમાજનુ કાર્ય બહુ જ નિયમિત રીતે ચાલે છે એમ જણાવવુ અને ભુલી જવાનુ નથી, કારણ, આપણી સ્વભાવ રૂપ બની ગયેલી અનિયમિતતામા નિયમિતતાનો પ્રવેશ થાય એ પણ આનદ પામવા જેવુજ છે મેળાવડાની ગોઠવણ ઉમરેઠના સુતસ્તભના વિશાળ મદિરમા કરવામા આવી હતી અને પ્રાહુણાઓની એવી નિવેક ભરી સગવડ કરવામા આવી હતી કે જેને માટે ઉમરેઠા તમામથી કાર્ય કર્તાઓને ધન્યવાદ જ આપવો પડે પક્તિ ભેદવાળા બીજી જ્ઞાતિઓના

ઉત્સાહી સભ્યોને પણ ખાસ આમંત્રણો કરી કરીને બોલાવવામાં આવ્યા હતા. પ્રાહુણાઓને આવકાર દેવા તેમજ તેમને માટે રાખેલી સુખ રૂપ ગોઠવણ—સોઈ બહુ જ અનુરૂપ હતાં એટલું ફરી ફરીને કહી આપણે હવે મેળાવડાના કાર્ય ઉપર આવીએ.

પ્રથમ દિવસે બાર વાગે સભા મંડપ સભ્યોથી અલંકૃત થતાં વાંત જ ઉમરેઠની સન્માન કારિણી સભાના પ્રમુખ રા. મોતીલાલ છોટાલાલ વ્યાસે બહુ વિવેક ભર્યા શબ્દોમાં સર્વને આવકાર આપ્યો હતો અને બાળકોએ મંગળાચરણનાં ગાયનોથી મંડપના વાતાવરણને આનંદ આપનારું બનાવી મુક્યું હતું. તે પછી સભાજનોએ સર્વાનુમતે શ્રી બાળયોગીને મેળાવડાનું પ્રમુખ સ્થાન આપ્યું હતું. પ્રમુખે યોગ્ય શબ્દોમાં વિવેક કરી સભ્યોને સભાના કાર્યનો આરંભ કરવાની વિનંતિ કર્યા પછી રા. જેઠાલાલનાં પુત્રીએ "બ્રહ્મચર્ય" જેવા ઉપયુક્ત વિષય ઉપર એક અસરકારક નિબંધ વાંચ્યો હતો. બ્રહ્મચર્યના નિબંધનમાં ધર્મશાસ્ત્રકારોએ શાની ઉપર લક્ષ રાખી તેની મહત્તાને મહાર્થતા આપેલી છે તે બહુ સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યાથી વિવેચકોએ તેમના નિબંધનાં વખાણ કર્યાં હતાં. સ્ત્રીઓ આપણી સભાઓની રંગભૂમિઓ ઉપર આવી સુબોધક નિબંધોનું વાચન કરે અથવા ભાષણ આપે, એ આપણને જનકરાયની સભા અને ગાર્ગી જેવી પૂર્વની વિદૂષી આર્ય સ્ત્રીઓનું સ્મરણ કરાવી બહુ મોટો આનદ આપે અને ઉજળું ભવિષ્ય દેખાડે એમાં શું આશ્ચર્ય છે? પાંચ દસ વર્ષ થયાં આ શુભારંભ થયેલો છે અને 'સેવાસદન'ની હિલચાલ ચાલુ થયા પછી તો મુંબાઇથી માંડીને કચ્છ કાઠીઆવાડ સુધી સર્વત્ર સ્ત્રીઓમાં સ્વદેશ હિતની લાગણી જાગ્રત થયેલી જોવામાં આવે છે. સ્ત્રીઓ આપણી વચ્ચે ઉભી રહે અને આપણી સાથે આપણા પોતાના શ્રેયના પ્રશ્નો ઉપર ઉહાપોહ કરવા લાગે, એ દિવસોને આપણે આપણાં અહો ભાગ્ય માનવાં જોઇએ. સંસાર નાવનો ખરેખરો સુકાની સ્ત્રી છે અને તે જ જ્યારે આપણા સંસાર નાવનું સુકાન હાથમાં લેશે ત્યારે જ આપણો શ્રેય થશે એ નિર્વિવાદ વાત છે. સ્ત્રીઓને પાછળ ન રાખો પરંતુ આગળ પાડો અને તેમને હાથે જ આપણા ગૃહસ્થાશ્રમને અને સંસારને શોભા આવવા દો કે જેથી ભવિષ્યમાં થનારી પ્રજા ઉન્નતિને શિખરે ચઢે. રા. જેઠાલાલનાં પુત્રીએ વાંચેલા નિબંધની આ નોંધ પુરી કરતા પહેલાં કહેવા દો કે, પુરૂષોની માફક શા માટે મેળાવડાઓમાં વિદૂષી સ્ત્રીઓને ખાસ આમંત્રણ કરવામાં ન આવે? સ્ત્રી અને પુરૂષ એવો જ્યાં ભિન્ન ભાવ છે, ત્યાં કદી પણ ઐક્યની સરિતા વહેવાની નથી. કર્મકાંડનાં કાર્યોમાં જે સ્ત્રીઓ આપણી સાથે બેશીને દેવકર્મ અને પિતૃકર્મને લગતી ફરજો બજાવે છે તે સ્ત્રીઓને આપણી સાથે બેસારીનેજ આપણે આપણા અને આપણી પ્રજાના ભવિષ્યના સુકર્દમા સુકવાના છે. જોઇએ. માટે જેવી છુટથી આવા મેળાવડાઓમાં પુરૂષોને આમંત્રવામાં આવે છે તેવી જ છુટથી સ્ત્રીઓને પણ આમંત્રવી જોઇએ છીએ. આવતા મેળાવડામાં અમારા બંધુઓ વધુ સ્ત્રી તત્વને ઉમેરી અમારી આ સદીચ્છાને પૂર્ણ કરશે એવી આશા છે.

જ્ઞાતિના આવા જાહેર મેળાવડાઓમાં સ્ત્રીઓને આમંત્રવાથી બીજો એ પણ એક ફાયદો થશે કે ગામ ગામના વતનીઓનો પરિચય ધાડો થશે અને ગામ ગામની સ્ત્રીઓ એક બીજાના પરિચયમાં આવવાથી ઘણું શીખી જ્ઞાતિના ઉત્કર્ષમાં ઘણું બળ ઉમેરવાને શક્તિમાન થશે. કાર્ય પત્રિકા પ્રમાણે તે પછી સભાનું બીજું કામ કરવામાં આવ્યું હતું. રાત્રિભોજન

પછી ટોળક મંડળના તરુણોએ એકઠા થઈ પોતાનામાં લખાયલા સારા સારા નિબંધો પ્રમુખ શ્રી બાળયોગી સન્મુખ રજુ કરી ઉપયુક્ત નિબંધ લખનારાઓને તેમને હાથે પારિતોષિક અપાવ્યાં હતાં. રાત્રિએ ભરાયલી સભાને તરુણ વર્ગે પોતાનાં ભાષણો અને ગાયનોથી બહુ વિનોદજનક બનાવી હતી. જેમ સ્ત્રીઓને આવા મેળાવડામાં વધુ ભાગ આપવાની અમે આગળ ભલામણ કરી તેમ તરુણ વર્ગને પણ આવા મેળાવડાઓમાં ઉત્તેજન આપવાની વધુ જરૂર હોવાનું ભાર દઇને જણાવીએ છીએ, કારણ કે ભવિષ્યના ટોળક મંડળના નેતા તેઓ જ થવાના છે અને તેમને જ પોતાનાં સુખ દુઃખનો નિર્ણય કરવાનો છે.

બીજે દિવસે કેટલાક વધુ પ્રતિનિધિઓ આવ્યા હતા અને સભાના કામમાં વધુ ઉત્સાહ ઉત્પન્ન થયો હતો. ઉમરેઠની વેદશાળાનાં બાળકોની પરીક્ષા લઈ તેમને ઈનામો આપવામાં આવ્યા પછી સભામાં 'વિદેશગમન' અને 'કન્યાની વય' એ બે બહુ જ અગત્યના વિષયો ઉપર વ્યાખ્યાન થયાં હતાં. શાસ્ત્ર તેમ જ વ્યવહાર ઉભય દૃષ્ટિબિંદુઓથી આ પ્રશ્નો ઉપર વિચાર આપવામાં આવ્યા હતા. મૂળ વ્યાખ્યાન કર્ત્તાને અનુમોદન આપનારા વિવેચકોએ પણ સભાના વાતાવરણને ઉભય બહુ જ ઉપયોગી પ્રશ્નોના ઉપયુક્ત અને ખાત્રી કરાવનારા વાદવિવાદોથી ધમધમાતી મુકયું હતું અને તેની એ અસર થઈ હતી કે સભાએ વિદેશગમન અને કન્યાની વય વધારવાના બન્ને મુદ્દાઓને પોતાનું અનુમોદન આપ્યું હતું.

લગભગ પચાસ વર્ષ થયાં વિદેશગમનનો પ્રશ્ન આપણી વચ્ચે ચર્ચાય છે તે છતાં જુના વિચારના બહુ જોરદાર બળ આગળ, દેશ, ન્નાતિ અને વ્યક્તિને લાભપ્રદ આ પ્રશ્નનો હજી પણ ખુલ્લો નિર્ણય થઈ જતો નથી, એ દિલગીર થવા જેવું છે. જે આર્યો આગળ વધવામાં જ પોતાનો પુરૂષાર્થ માનતા હતા ને આર્યોએ આપણને એક દેશમાં ગોંધાઈ રહી કુવાના દેડકાની સ્થિતિએ જવાનુ કહ્યું હોય, એમ કોઈ પણ વિચારકની બુદ્ધિ કબુલ કરી શકશે નહિ. શાસ્ત્ર અને વ્યવહાર કોઈ પણ રીતે વિદેશગમનને એક મહા પાપ કહી શકે તેમ નથી, તો શા માટે થોડાક પરોન્નતિને નહિ સહન કરનારા દ્વેષીલાઓથી ડરી જઈ મોટાં મોટાં ન્નાતિ મંડળોએ પ્રજાના અભ્યુદયના મોટા માર્ગમાં આડે આવવું તે અમે સમજી શકતા નથી? *વિદેશગમનની આ દેશને હાલ બહુ જ અગત્ય છે અને મનુ ભગવાન તથા બીજા* શાસ્ત્રકારો ખુલ્લે ખુલ્લી રીતે કહે છે કે કોઈની પણ પાસેથી કોઈ પણ ઉપાયે અને કોઈ પણ રીતે વિદ્યા ભણવી. યુરોપ અત્યારે વિવિધ વિદ્યાઓની પાઠશાળા જેવું છે તો શા માટે ત્યાં જઈ આપણને અનુકૂળ વિદ્યા ગ્રહણ કરવી નહિ? અર્થાત્ કરવી જ. ખુલ્લા દિલે પોતાનું શ્રેય કરતાં કોઇથી ડરવું નહિ. જગતની પ્રજાઓ વચ્ચે ઉંચી વિદ્યાઓની હાલ જે સ્પર્દ્ધા ચાલી છે તેમાં આપણા બ્રાહ્મણ તરુણોએ પણ ઉત્સાહથી ભાગ લેવો અને ભારત આદિ અનાદિ કાળથી જે માન મર્તબો ધરાવે છે તે ખંતથી સાચવવો.

કન્યાની ઉમ્મર વધારવા બાબત ચાલેલી ચર્ચામાં વિવિધ સૂચનાઓ થઈ હતી જેની ઉપર વિચાર ચલાવી સભાએ ચૌદ વર્ષથી વય તરફ પોતાની પસંદગી બતાવી છે. ધર્મ શાસ્ત્રોમાં કહેલું છે કે 'કન્યાને' સમજણી થયા પછી જ પરણાવવી. વિવાહના મંત્રો અને વિધાનો ઉપરથી સ્પષ્ટ થાય છે કે તે બાળકને માટે નહિ પરંતુ સમજુ માણસને

માટે નિમત થયેલી વસ્તુઓ છે. સપ્તપદી જેને આર્ય વિવાહમા બહુ મોટી અને અગત્યની જગા આપવામાં આવેલી છે તે સપ્તપદીના મંત્રો શુ દસ અગિયાર વર્ષની છોકરીને માટે નિમત થયેલા છે એમ કોઈ પણ વિદ્વાન્ કહી શકે? નહિ જ. સ્વામિના આખા ગૃહસ્થાશ્રમની ગસો પોતાને હાથ લેવાની જે કબુલીયાતો કન્યાને ઉક્ત મંત્રોમાં આપવી પડે છે તે શુ એક બાળક કન્યા આપે? અને આપે તો તેને આર્ય મહર્ષિઓ જેવા ડાહ્યા વિદ્વાનો બંધનકારક ગણે? કદી નહિ. એક ઉમ્મર લાયક થયેલી સ્ત્રી ( કન્યા ) ને માટે જ એ મંત્રોમાંની કબુલાતોની યોજના છે. કન્યા મોટી થઈ જવા સંબંધી કિંવા કન્યાને રજોદર્શન થઈ જવા સંબંધી જે કેટલાક અજ્ઞાન મૂલક વહેમો લોકોમાં અને બૈરાંમાં ચાલે છે તે હવે ઉન્મૂલ થવા જ ઘટે છે. પોતાને જન્મભર બંધનકારક કેવાં વચનોથી પોતે બંધાય છે તે નહિ સમજનારી એક બાળક કન્યાને નહિ છુટી શકે એવી લગનની ગાંઠમાં ગાંઠી દેવી અને પોતે નહિ સમજવા છતાં આપાયલાં કહેવાતાં વચનને માટે તેને બંધાયલી ગણી આખો ભવ તેને એક જાતના ગડાકૂટામાં સબડતી રાખવી, એ કોઈ પણ રીતે ન્યાય નથી માટે કન્યાઓને મોટી ઉમ્મરે પરણાવવા તરફ સભાએ જે સંમતિ આપી છે તેને અમે બહુ મોટા આનંદથી વધાવી લઈએ છીએ. બાળ લગ્ન અને કન્યા વિક્રય સંબંધે પણ સભાએ બહુ જ ઇચ્છવા યોગ્ય અને બીજી જ્ઞાતિઓએ અનુકરણ કરવા યોગ્ય વિચારો પસંદ કર્યા છે. પ્રસંગવશાત્ પ્રમુખની ઇચ્છાથી આ ' ગુર્જર બ્રાહ્મણ ' ના તંત્રીએ પણ સભાજનોના આનંદોદ્ગાર વચ્ચે નીચે પ્રમાણે પોતાના વિચારો જણાવ્યા હતા.

૧ સભા ચારે વર્ણ ને આશ્રમના હિતને માટે દશ વર્ષથી ઉદ્યમ કરે છે, તેના આગેવાનો વિદ્વાન, ધનવાન, ઉદાર અને પ્રમાણીક છે. તે ઉત્કર્ષનાં અને આનંદનાં ચિન્હ છે.

૨ ધર્મ, નીતિ અને વ્યવહાર વડે આપણા દેશની ઉન્નતિ હતી, તેમાંથી કુસંપ, ઈર્ષા, વગેરેને લીધે પડતી થઈ છે.

૩ માયાળુ ઇંગ્રેજ સરકારના રાજ્યથી આપણને અનેક લાભ અને સુખ મળે છે. પણ કેળવણીનું કામ સરકારના હાથમાં હોવાથી ધર્મ, નીતિ અને વ્યવહારમાં તેને સર્વને અનુકૂલ ધર્મનાં તતજ કેળવણીમાં સ્વીકારવા પડયાં છે. આપણામાં જ અનેક ધર્મ છે. કેળવણીનુ કામ આપણે જાતે કરવુ અથવા બાળકોને ધર્મ, નીતિ અને વ્યવહાર આપણે શીખવવા.

૪ ધર્મ, વ્યવહાર અને નીતિ વતી આપણી ઉન્નતિ થાય તેવા ઉપાય કરવા.

૧ ગુર્જર બ્રાહ્મણનું એક મહા મંડળ સ્થાપવું કે જે તન, મન, અને ધનથી આપણા આર્યોનું હિત થવા નીચેનાં ત્રણ કામ કરે.

(૧) " ગુર્જર બ્રાહ્મણ " માસિક દ્વારા સુવિચારનું બળ લોકોમાં ( ચારે વર્ણમાં ) ફેલાવે.

(૨) ઇંગ્રેજી અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને માટે બોર્ડિંગ હાઉસો સ્થાપી મંડળની દેખરેખ નીચે જુવાનોને ધર્મ, નીતિ અને વ્યવહારનું ભાન કરાવે અને તેમને કુકર્મ અને દુર્વ્યસનથી બચાવે.

(૩) નાનાં બાળકોને માટે ઠેકાણે ઠેકાણે આશ્રમો ઉઘાડી તેમાં ગુજરાતી, ઇંગ્રેજી, સંસ્કૃત અને હિંદી ભાષા સાથે ધર્મ, નીતિ અને વ્યવહારનું જ્ઞાન આપે.

બીજે દિવસે મેળાવડાનું કામ સર્વેના સંતોષ વચ્ચે પરિપૂર્ણ કરવામાં આવ્યું હતું. ધર્મ, નીતિ, વ્યવહાર અને કેળવણીની બાબતો ઉપર આજ દશ વર્ષ થયાં સમાજ મોટા ઉત્સાહ ભેર જે કાર્ય કરે છે તે ધન્યવાદને યોગ્ય જ છે. ટોળક સમાજના નેતાઓ ધનવાન તેમ જ વિદ્વાન છે અને જો આવા જ ઉત્સાહથી કાર્ય ચાલુ રહેશે તો આપણે પ્રતિવર્ષ તેમને વધુ અને વધુ ધન્યવાદ દેવાને જ સમર્થ થઇશું.

જુદી જુદી જ્ઞાતિઓનાં મંડળો અને સમાજો જુદાં જુદાં કાર્ય કરે તેમ છતાં તે બધામાંથી એક મોટા ઐક્યીકરણનો માર્ગ તૈયાર થવાની જરૂર પણ છે. જ્ઞાતિનાં મંડળોમાં બંધાઈ રહેવું એ હાલના દેશકાળને ઉપયોગી હોય એમ લાગતું નથી. આગળ માણસો બહાર દેશાવર–પાંચ પચીસ ગાઉ પણ ભાગ્યે જ જતા હતા. હાલ લોકો પાંચ અને પાંચ હજાર ગાઉ દૂર ચાલ્યા જાય છે અને પોતાની વૃત્તિને લીધે તેમને ત્યાં જન્મારો કાઢવો પડે છે. આવા દેશકાળમાં ભોજન વ્યવહાર, આચાર વિચાર, કેળવણી અને બોલી વગેરેથી એક જ્ઞાતિથી અલગ રહી પોતાની અમુક નામઠામવાળી જ્ઞાતિને જ ચોંટી રહેવાની રીતિ ચાલી શકે એમ લાગતું નથી. આપણા સંવ્યવહારનુ ક્ષેત્ર જે પૂર્વે બહાર નહિ નિકળવાને લીધે નાનું હતું તે હાલ બહોળું કરવાની જરૂર છે. પંક્તિ વ્યવહારવાળા બ્રાહ્મણો ધીરે ધીરે એકત્ર થવાના કાર્ય ઉપર જાય એવો ઉપક્રમ ભિન્ન ભિન્ન જ્ઞાતિનાં કહેવાતાં મંડળોએ લોક ઉશ્કેરાઈ જાય નહિ તેવી રીતે ધીરજ અને સમજની સાથે શરૂ કરવો ઘટે છે. આવા મંડળોમાં પંક્તિવાળા વિદ્વાન અને બ્રાહ્મણનું શ્રેય અંતઃકરણમા ધરાવનારા તમામ બંધુઓને દરેક મંડળે નોતરવાની રૂઢિ પાડી પરિચયમાં વૃદ્ધિ કરવા રૂપ પહેલું પગલું ભરવું અને વખતના વહેવા સાથે તેને ખીલવતાં જવું. હવે પછી મળનારાં કોઈ પણ જ્ઞાતિના મંડળને અમે ભલામણ કરીશું કે તેણે સ્વજ્ઞાતિની સાથે પોતાની પંક્તિએ જમનાર બીજી જ્ઞાતિના વિદ્વાનોને પણ પોતાની સાથે વિચાર કરવાને આમંત્રવા.

મણિલાલ છબારામ.

---

# બ્રાહ્મણોને વિનંતિ.

**બંધુઓ! સંસારનો સડો ટાળવો હોય તો વૈવાહિક નીતિમાં સુધારો કરો!**

अनिन्दितैः स्त्रीविवाहैरनिंद्या भवति प्रजा.

અનિન્દિત વિવાહોમાંથી જ અનિંદ્ય પ્રજા ઉત્પન્ન થાય છે. (મનુ)

પ્રજાના સુખરૂપ જીવનના વિનિમયની મુખ્ય સંસ્થા ગૃહસ્થાશ્રમ છે અને ધર્મશાસ્ત્રકારો કહે છે કે, ત્રણ આશ્રમોને તેજ ઉપકારક આશ્રમ છે. પૂર્વના મહર્ષિઓએ આ આશ્રમની

સુવ્યવસ્થા માટે બહુજ સારી ગોઠવણો કરેલી છે પરંતુ દુર્ભાગ્યે તે પળાતી નહિ રહેવાને લીધે અત્યારે ગૃહસ્થાશ્રમ–સંસાર ક્લેશમય થઈ ગયો છે; સંસાર વ્યવહારમાં ઉપવિષ્ટ થયેલો ક્લેશ દૂર થાય નહિ ત્યાં સુધી ઉચ્ચ જીવનની આશા રાખવી એ નિરર્થક છે. ગમે તેવું સારું રાજ્ય હો, ગમે તેટલી કેળવણી વધો, જગતનો વ્યાપાર ખેડાવ અને મોટામાં મોટા સંપત્તિવાળા બનો પરંતુ જ્યાં સુધી સંસાર સુખરૂપ થયો નથી ત્યાં સુધી પ્રજા જીવન સુખમય થવાનું નથીજ. સંસારની અધિષ્ટાત્રી સ્ત્રી હોવાથી જ્યારે સ્ત્રીઓ સુધરીને ગૃહસ્થાશ્રમને સુધારશે ત્યારેજ તે આનંદમય બની પ્રજાજીવનને સુખરૂપ આશ્રમ બની શકશે. પૂર્વના તેમજ હાલના અને પૂર્વના તેમજ પશ્ચિમના સર્વ વિદ્વાનો એક અવાજે એમજ કહેતા રહેલા છે કે સ્ત્રીઓથીજ સંસાર સુધરશે અને સંસાર સુધરશે ત્યારેજ ઉન્નત જીવન ઉપજશે. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યમાંનાં સ્ત્રી સુધારણાથી સંસાર સુધારવાનાં સુભાષિતો આજ એક જમાનો થયાં વર્તમાનપત્રોમાં અને લેખોમાં અવતરણો તરીકે અપાયા કરે છે એટલે તેનું પિષ્ટપેશણ નહિ કરતાં આપણે અત્રે એકદમ એમજ કહી દઇશું કે સ્ત્રી વશ સંસાર છે અને સ્ત્રીની ઉન્નતિ એજ સસારની ઉન્નતિ છે તથા સંસારની ઉન્નતિ એજ પ્રજા જીવનના આનન્દનું મૂળતત્વ છે માટે જેમને પ્રજા જીવનના આનન્દની અભિલાષા હોય તેમને સર્વેને એજ વિનતિ છે કે તેમણે સ્ત્રી–અને–વિવાહ વગેરે ગૃહસ્થાશ્રમનાં મુખ્ય પગથીઆં સુધારવાના ઉપક્રમનો ઉદ્યોગ કરવો એટલે સર્વેપ્સિત પ્રાપ્ત થશે.

એક જમાનો થયાં સ્ત્રીઓને કેળવણી આપવાને બહુ મહેનત લેવામાં આવે છે તો પણ હજી આપણા સ્ત્રી મંડળમાં જેવું ને તેવુંજ અંધારું ઘોર રહેલું છે. લોકો પહેલાં બીલકુલ ભણતા નહિ તે હાલ લખવા વાંચવા જેટલું ભણે છે પરંતુ તેથી અતિ ઘાટ અંધારમાં ઉજેશ થાય એમ લાગતું નથી. લખવું વાંચવું એ કંઈ કેળવણી નથી અને તેમાંથી મોટી આશા રાખવામાં આવતી હોય તો તે ખોટીજ છે. અજવાળું પાડવાને માટે જેમ પ્રકાશિત દીવાની જરૂર છે તેમ આપણા ઘરમાં અજવાળું પાડવાને માટે પણ લખી વાંચી જાણનારી સ્ત્રીઓની નહિ પરંતુ બહુ ઉચ્ચ પ્રકારની કેળવણી પામેલી સ્ત્રીઓની જરૂર છે. આ દેશના અને પરદેશના રીત રિવાજોને વાંચી તેના ગુણાગુણ તપાસે અને દેશકાળને યોગ્ય આપણને કેવું ધોરણ લાભપ્રદ થઈ પડશે તે વિચારી કાઢી તેને અમલમાં મુકવાનો યત્ન ચલાવે એવા જ્ઞાનવાળી સ્ત્રીઓ જ્યારે આપણા ઓરડાઓમાં દાખલ થશે ત્યારે તેમાંનું જમાનાઓથી જડ થઈ ગોંધાઈ રહેલું અંધારૂ દૂર કરી શકાશે. આવી સ્ત્રીઓ ઉત્પન્ન કરવાને માટે આપણે હાલની શાળાઓ અને હાલનાં ધોરણોમાં બહુ સુધારો વધારો કરવો જોઈએ. શાળાઓ અને ધોરણોમાં સુધારો થવાને વખત જોઇશે તે દરમીઆન વિદ્વાન સ્ત્રીઓ અને વૃદ્ધ પુરુષોએ પરિણીત સ્ત્રીઓને તેમને ઘેર બેઠાં વાંચન અને શિક્ષણ આપીને એ કામ બજાવવું જોઈએ છીએ. જ્યાં સુધી કેળવણીનો બહોળો ફેલાવો થયો નથી ત્યાં સુધી કોઈ પણ જાતનો સુધારો થઈ શકવાનો નથી, કારણ કે જેમનામાં સુધારો કરવાનો છે તેઓજ મુર્ખાઇથી તેની સામે થશે. પુરુષોમાં કેળવણી વધવાથી હાલ ઘણા સુધારાઓ પુરુષોના મનમાં વસ્યા છે અને પુરુષો તે કરવાને તત્પર પણ છે છતાં સ્ત્રીઓ અજ્ઞાનને લીધે તેમની સામે થાય છે તેથી તે અમલમાં મુકી શકાતા નથી. જ્યારે સ્ત્રીઓ સુધરશે અને તેઓ પોતે તે સુધારા કરવાને તત્પર થશે ત્યારે તેમને કોઇ જાતનો

અટકાવ લાગશે નહિ. સંસાર સુધારાને માટે સ્ત્રીઓની મદદની ખાસ જરૂર છે માટે સ્ત્રીઓને કેળવી સુધારા માટે વિચાર કરે એવી બનવવાની પહેલી જરૂર છે. જ્ઞાતિઓવાળા જો પોત પોતાનામા સ્ત્રી કેળવણી વધારવાના યત્ન કરે તો તે સપાટાબંધ આવી શકે અને એક જમાનો વિતતા પહેલા અમુક જ્ઞાતિ અમુક સપાટીની ઉપર તરી આવ્યા વગર રહેજ નહિ.

ગૃહસ્થાશ્રમને ઉત્પન્ન કરનાર વિધિ તે વિવાહ છે અને વિવાહો અસલના ધોરણ ઉપરથી છેક નીચે પડી ગયા છે. આગળના વખતમા વેદાભ્યાસ કરી ગુરુને ત્યાથી ઘેર આવેલો બ્રાહ્મણ જે ઓછામા ઓછો પચ્ચીસ વર્ષે ઉપરની વયનો હોતો તે અગિયાર બાર વર્ષની પોતાને અનુકૂળ કન્યા સાથે પરણતો હાલ તો દસ બાર વર્ષના વરને તેટલીજ ઉમ્મરની કન્યાની સાથે પરણાવી દેવામા આવે છે. અણસમજુ વરકન્યા એક બીજાને ઓળખતા હોતા નથી એટલુજ નહિ પરંતુ એક બીજાની સાથે રૂપ ગુણ વ્યવહારના સામ્યવાળા પણ હોતા નથી યોગ્ય ઉમ્મર થયા પહેલા તેમને એક બીજાના મેળાપમા મુકવામા આવે છે, જ્યા સાસુ, નણંદ અને બીજી બધા સાસરીઆ કન્યા જે કહેવા માત્ર વહુપણાને પામી હોય છે તેને અનેક જાતના વાંધા વચકાથી તાવ્યા કરે છે અણસમજુ જોડાને એક બીજાની સાથે પ્રેમથી રહેવાની નહિ પરંતુ કેમ કુસ્તી ઉડાવવી એવીજ ચારે તરફથી સલાહ મળતી રહે છે રાત દિવસ વાંધા, વઢવાડ, ગાળાગાળી અને મારામારી થયા કરે છે અને તેમાથી દૈવ વશાત્ પ્રજા ઉત્પન્ન થાય છે એ પ્રજા વળી માબાપની કુસ્તી જોતી જોતી ઉછરે છે આવી પ્રજામા સૌજન્ય અને ઉંચા વિચાર ક્યાથી હોય? સડતા તળાવમાથી દુર્ગંધજ નીકળે તેમ આવા ક્લેશમય સંસા માથી દુખી અને ક્લેશી પ્રજા ઉત્પન્ન થાય એમા શી નવાઈ ! !

ધર્મશાસ્ત્રકારોએ વિવાહ વિધિમા બહુ સારા નિયમો આપેલા છે તેમ છતા આપણી વૈવાહિક નીતિ તો તદ્દન ઉલટાઈ ગઈ છે કન્યાને સાટે કન્યા મેળવવાનો વિવાહ વિધિ જે હાલ ઘણી નાતોમા ચાલે છે તે એટલો તો શરમ ઉપજાવનારો છે કે જેની વિગતો સાભળતા પણ શિષ્ટજનોને કંપારીજ આવે. બેનને સાટે ભાઈ પરણે એ જો કે ત્રાસ જનક છે તેમ છતા એટલુ બધુ સહજ થઈ ગયુ છે કે કોઇને તેની અસરજ થતી નથી. સા । બ્રાહ્મણ ગણાતી એવી કેટલીક નાતોમા દીકરીને સાટે બાપ પરણ્યાના દાખલા પણ જાણવામા છે પુત્રીને માટે બાપ પરણે એ વિવાહ કેવો? આમા બ્રાહ્મણપણુ તો શુ પ ણ મનુષ્યપણુ પણ છે એમ કોણ કહે? વળી કન્યા વિક્રયના વિવાહો તો પશુ વિક્રમ જેવાજ થઈ પડેલા છે ઘણી સારી ગણાતી નાતોમા છોકરીનો જન્મ એક મોટી સમૃદ્ધિની પ્રાપ્તિ જેવો ગણાય છે છોકરી બીચારી હજી તો પોતે કોણુ તે સમજવા પણ લાગી નથી હોતી તે પહેલા લોકો તેનું મૂલ કરવા માડે છે અને માબાપો જ્યાથી ભરપટે નાણા મળે ત્યા તેને વેચી દે છે, પશુપતિ ગોવાળનો ધંધો લઈ બેઠેલા આવા માબાપો તો આપણી વચ્ચે સંખ્યાબંધ છે કન્યા વિક્રય કરનાર માબાપોવરની યોગ્યતા તરફ નહિ પણ નાણાની નાની મોટી રકમ તરફ લક્ષ નાખે છે જેમને દુધિઆ દાત પણ પુરા આવી રહેલા હોતા નથી એવી હજારો કન્યાઓ વરા વર્ષે જેમના ઘરડા દાત પડી ગયેલાને પણ દશકો થઈ

ગયો હોય એવા બોખા ડોસાઓને દેવામા આવે છે. આ પ્રમાણે સોનાની તુલાએ તોળાયેલી કન્યા એકાદ બે વર્ષ સૌભાગ્યની ગાદી ભોગવી પછી વિધવા થઈ બધી મીલકતની વાલી બને છે અને તેનાં માબાપ સગા વગેરે તેની ઉપર તાગડધિન્નાં કરે છે. શહેરે શહેર આવી વિધવાઓના ટોળા વધી ગયેલાં છે. જો આ નીતિને સુધારવામા નહિ આવે તો કેવો અનર્થ થશે તે કલ્પી પણ શકાતું નથી

આવા નિંદ્ય અતિ અધમ વિવાહો જ્યા નિત્ય પ્રતિ થયાજ કરે ત્યાં પછી અનિંદ્ય પ્રજા કેવી રીતે ઉત્પન્ન થાય? આપણો ગૃહસ્થાશ્રમ જે આવા વિવાહોથી કલેશરૂપ થઈ પડેલો છે અને જેમા પતિ પત્નિને રાત્રિ દિવસ ક્લેશ થયા કરે છે તેમાથી દેશનો ઉદય કરનારા પુત્રોની આશા રાખવી એ ફોગટજ છે. બંધુઓ! આપણા સંસારને કોઈ રીતે વખાણી શકાય તેમ નથી માટે આપણે તેને સુધારવાને તત્પર થવુ ઘટે છે. આપણામાં એક સાધારણ દોષ એવો છે કે આપણે આપણી બાબતોને ખોટી અને દુખપ્રદ જાણતા હોવા છતાં પણ તેનુ પ્રતિપાદન કર્યા કરીએ છીએ અને વારવાર જે માર્ગમા ગાડું ચાલ્યુ જતું હોય તે માર્ગ બદલવાને આનાકાની બતાવીએ છીએ કંઈક નવુ કરવુ અને કંઈક નવો સુધારો આણવો એવા વિચાર આપણા મગજમા સ્ફુરતા નથી તો પછી આપણી સ્ત્રીઓમા તેવા વિચારો ક્યાથી સ્ફુરે? ગૃહસ્થાશ્રમ સુધારવાનુ કામ સ્ત્રીઓનુ છે તે જ્યારે પોતાનુ શ્રેય શામા તે પણ સમજતી નથી ત્યારે આપણો સંસાર આપણે હમણા સુધારી શકીએ એમ બનવાનુ નથી સ્ત્રી કેળવણીનો આશ્રય લઈ આપણે આપણા સંસારને ઉદ્ધારવાનો યત્ન કરવાનો છે

વૈવાહિક નીતિ રીતિનું ઠેકાણુ પણ ઠેર ઠેકાણુ રહ્યુ નથી તો પછી સંસાર ક્યાથી સારો હોય? વર કન્યાની શારીરિક, માનસિક, વ્યાવહારિક કે સંયોગજનક કોઈ પણ જાતની યોગ્યતાનો વિચાર હાલના વિવાહોમા કરવામા આવતો નથી અસમ જોડામાથી ઉત્પન્ન થયેલી પ્રજા અધમ અને અધમ ગતિને પામતી જાય છે. બંધુઓ! પ્રજાના ઉદ્ધાર માટે એક બહુજ મોટા બળની જરૂર છે અને તે એ બળ છે કે તેમના વિચારો સંપૂર્ણ જ્ઞાનથી ફેરવવા. જ્યા સુધી મનુષ્યના વિચારોમા ફેરફાર થાય નહિ ત્યા સુધી તેને કર્તવ્યની દિશા સુઝે નહિ એ સ્વાભાવિક છે. આપણા લોકોની ઉપર આપણી પોતાની ઉત્તમતાની એક જબ્બર અને મહા અભિમાન ભરી છાપ પડી ગઈ છે કે જેથી આપણે આપણાથી દરેક પ્રજાને હલકી ગણીએ છીએ અને આપણા આચાર વ્યવહાર અને નીતિને સર્વોત્તમ માની તેમાથી રંજ પણ ખસવા માગતા નથી. સારા સારા ભણેલા અને ઉમ્મરે પહોંચેલા અનુભવીઓની ઉપર પણ આ સ્વાભિમાનનુ એવું જોર જામી ગયેલુ જણાય છે કે તેઓ પોતાના એરંડીઆના દીવા આગળ વિજળીના દીવાને પણ તુચ્છ ગણ્યાજ કરે છે. આ એક સહજ દાખલો છે પરંતુ એવી જાતના વાદવિવાદ આપણે વારંવાર આપણા લોકોમા થતા જોઈએ છીએ આવી જાતના મિથ્યાભિમાનથી તો અવધીજ છે? પોતાની મોટાઈમા અંધ થઈ ગયેલા માણસની સદસદ્વિવેક બુદ્ધિ પણ બહેર મારી જાય એ વાત ઘણે સ્થળે જોવામાં આવે છે. આવા એક પક્ષી અભિમાનથી નહિ પરંતુ નિખાલસ મનથી બેઉ બાજુની પરીક્ષા કરી જે સાર હોય તેને ગ્રહણ કરવાની વૃત્તિએ જો આપણા સંસારમાં સુધારો કરવામાં આવે તોજ આપણો ઉદય થાય એમ છે માટે બંધુઓ તે પ્રતિ નિધા પહોંચાડો

# યજ્ઞ એટલે વ્યક્તિ સમષ્ટિનું હિત.

લોકો બોલે છે અને લખનારાઓ લખે છે કે, 'દેશ પડી ગયો' પરંતુ કોઈ પડતીની ચઢતી થાય એવા વિચારોને લોકના મન ઉપર દૃઢ કરતું નથી. આપણા દેશની પડતીનું કારણુ તો જ્ઞાનનો વિલય જ છે. દેશમાંથી જ્ઞાનનો ચાહ જ જતો રહેલો છે, માટે હરેક રીતે દેશમાં જ્ઞાનનો ચાહ–રસ ઉત્પન્ન કરવો જોઇએ છીએ. મનુષ્યના મન ઉપર બે જાતના સંસ્કાર હોય છે. એક ઉપર ઉપરના અને બીજા ઉંડા. આ ઉંડા સંસ્કારને આપણે પ્રસંગવશાત્ એક જાતની ભાવના કે ચાહ કહીશું. મનુષ્યને જેમ સંસારમાંની અનેક જાતની ભાવનાઓમાંની અમુક અમુક ભાવનાઓ પોતાને અનુકૂળ પ્રસંગે થઈ આવે છે તેમ જેમના મનમાં જ્ઞાનની ઉંડી લાગણી હોય તેને પોતાને અનુકૂળ પ્રસંગે જ્ઞાનની પણુ ચાહના થઈ આવે છે. યુરોપ અને અમેરિકા તરફ કે જ્યાં જ્ઞાનને લીધે અત્યારે લીલાલહેર થઈ રહેલી છે ત્યાં મોટા મોટા ધનાઢયોને અને વિદ્વાન મનુષ્યોને પણુ જ્ઞાનની ચાહનાઓ થઈ આવે છે. આપણા દેશમાં પણુ બહુ પ્રાચીન કાળમાં આવું હતું પરંતુ હાલ તેનું નામ નિશાન રહેલું નથી. આપણા મન ઉપર ધર્મની દાનની, કીર્ત્તિ મેળવવાની અને બીજી રીતે સ્વમાનનાં અભિમાન લેવાની છાપો એવી મજબુત પડી ગયેલી છે કે આપણે જ્યારે પણુ અનુકૂળ પ્રસંગ આવે ત્યારે ઉંડા સંસ્કારને અનુસરતી ભાવનાઓ કરીએ છીએ. જ્ઞાન મેળવવાની કે જ્ઞાન પ્રસારવાની ભાવના કરતા નથી. સર્વ દાનમા વિદ્યા દાન મોટું દાન છે એવું સુભાષિત આપણા લોકોને કંઠે છે પરંતુ હૃદયમાં તેની ભાવના નથી. ભાવના હોય તો જ તે વસ્તુ બને છે નહિ તો બનતી નથી, માટે લોકોના મનમાં જ્ઞાનની ચાહનાની ઉંડી છાપ પાડવાની આપણા દેશમાં બહુ ભારે–મોટી અગત્ય છે.

આપણે વર્તમાન પત્ર વાંચનારાઓ વારંવાર યુરોપ અને અમેરિકા તરફના સમાચારોમાં વાંચીએ છીએ કે, " અમુક ધનાઢયે પોતાની આટલી મીલકત જ્ઞાનના પ્રસાર માટે આપી દીધી. અમુક માણસે અમુક જાતની શોધને માટે આટલી મોટી રકમ પોતાના વીલમાં ઠરાવી. અમુક વિધવાએ અમુક જ્ઞાનની શાખા માટે પોતાનું સર્વસ્વ આપી દીધું. અમુક વિદ્વાને અમુક જ્ઞાનને પ્રસારવા કે ખીલવવા પોતાનું જીવન તેના અભ્યાસને અર્પણ કરી દીધું. અમુક ગૃહસ્થે અમુક વિદ્વાનને અમુક જાતના જ્ઞાનના અભ્યાસ માટે આજીવન પર્યંત પાળવાનું માથે લઈ લીધું. અમુક ગરીબ વિદ્વાને અમુક શાસ્ત્ર તૈયાર કરી આપ્યું". અમુક માણસોએ અમુક જ્ઞાનની શોધ કિંવા ખીલવણી પાછળ પોતાનાં ધન અને જીવન આપી દીધાં. યુરોપ તરફનાં વર્તમાનોમાં આપણે જ્યારે વારંવાર આવી જ્ઞાન ભાવનાઓને પ્રકટ થતી જોઇએ છીએ ત્યારે આણી તરફ આપણા દેશમાં કેવી ભાવનાઓને પ્રકટ થતી જોઇએ છીએ તે જોઇએ.

આપણાં દેશીપત્રોમાં આપણે વારંવાર વાંચીએ છીએ કે ફલાણા ગૃહસ્થે ધર્મશાળાઓ બંધાવી, ફલાણાએ નવાણ ફગાવ્યા; ફલાણાએ ધર્માચાર્યને આટલી મોટી રકમ અર્પણ કરી, ફલાણાએ લાખ બ્રાહ્મણ જમાડયા; ફલાણાએ સદાવર્ત બાંધ્યાં. ફલાણાએ મોટા પર્વો ને

પુન્ય પાત્રીઓ કરી; ફલાણા વિદ્વાને સંન્યાસ લીધો, ફલાણાએ લહાણાં લહાયાં ઇત્યાદિ." કોઇએ જ્ઞાનને માટે આમ કર્યું એવું આપણે વાંચતા નથી, ને કદાપિ હમણાં હમણાંમાં કંઈક તેવું થાય છે તો તે પશ્ચિમ તરફના લોકોની ભાવનાના અનુકરણ રૂપેજ થાય છે, પોતાના મનની ઊંડી લાગણીવાળી ભાવનાથી નહિ. અર્થાત્ આપણામાંથી જ્ઞાનની કિમ્મતજ જતી રહી છે ને આપણને જ્ઞાનના પ્રસારની કે ખીલવણીની ભાવના થતીજ નથી. જે વાત લોકમાં બહુજ કિમ્મતી અને શ્રેયષ્કર ગણાતી હોય અને સર્વે કોઈ તેની તુલના કરતું હોય તે વસ્તુનુંજ માહાત્મ્ય મનુષ્યના મનમાં ઉંડુ ઉંડુ રમ્યા કરે અને જ્યારે પણ અનુકૂલ પ્રસંગ આવે ત્યારે તે પ્રમાણે તેને વર્તાવે આપણને જ્ઞાનની ઝાઝી તુલના નથી, ત્યાગ સંન્યાસમાં આપણા જ્ઞાનની પરિસમાપ્તિ માનેલી ભાવના આપણામાં છે એટલે કે વ્યાવહારિક અને લોકોપકારક જ્ઞાનની આખી બાજુજ આપણી દૃષ્ટિની બહાર રહેલી છે એટલે આપણને જ્ઞાનાભિવૃદ્ધિની ભાવના છેજ નહિ અને તેથીજ લોકો પોતાનાં ધન જીવન તેને અર્પણ કરતા નથી. આપણા લોકો આપણામાંની ભાવનાઓથીજ પ્રેરાય છે ગયા મહિનામાં વડોદરા પાસે કાયલી ગામમાં મિ. મનસુખરામ નામના ગરીબ મહેતાજીએ લોકોના કહેવા પ્રમાણે એક લાખ રૂપિઆ શતમખ યજ્ઞની પાછળ ખરચ્યા છે. મહેતાજી પાસે સાડા પાંચ રૂપિઆની મુંડી હતી તેમાથી આવું મોટું ખરચ થયુ એમ કહેવામાં આવે છે કે શ્રી રણછોડજી તેમને મદદ કરે છે. નૃસિંહ મહેતાને જેમ શ્રી કૃષ્ણે મદદ કરી હતી તેમ આમને પણ મદદ મળી આવે છે. શ્રી રણછોડરાય મહેતાજીને આવી મોટી મદદ કરતા હોય તો મહેતાજીએ યજ્ઞ કરતાં ગરીબનાં છોકરાં જે અન્ન પાણી નહિ મળવાથી પર ધર્મમાં વટલી જાય છે તેમને સ્વધર્મમાં રાખવાનો યજ્ઞ કરવો વધારે યોગ્ય છે. ડાકોર આણંદની આસપાસ પરદેશીઓએ ઘણા ગરીબ લોકને પોતાના ધર્મમાં લઈ સંસ્થાન વસાવ્યાં છે અને તેમને દવા તથા કેળવણી મળે એવાં સાધન ઉભાં કર્યાં છે. મહેતાજી મનસુખરામને શ્રી રણછોડરાય જેવો ચિંતામણિ હાથ આવ્યો હોય તો આર્ય પ્રજાનાં બાળકોને સ્વધર્મમાં રાખવાનો મહાન મહાન મોટો યત્ન તેમણે કરવો એના જેવુ મહત્કાર્ય બીજું કોઈ નહિ કહેવાય.

અસ્તુ, શાસ્ત્રીય રીતિએ જોતાં પણ આ યજ્ઞ બરોબર થયેલો કહેવાશે નહિ. મહેતાજી પોતે કર્મઠ નહિ પરંતુ ભક્ત છે. ભક્તને ભક્તિ અને કર્મઠને યજ્ઞાદિ કરવાનાં છે. જે યજ્ઞો યથાવિધિ ન થાય તે ફળ આપતા નથી અને યજ્ઞ કરવાનું જે વિધાન છે તે પણ સ્વર્ગ પ્રાપ્તિને માટે છે મોક્ષને માટે નથી. શું મહેતાજી સ્વર્ગની ઇચ્છાથી યજ્ઞ કરે છે ? મહેતાજીની પ્રતિષ્ઠા ઉપર બહુ મોટા માનની સાથે આપણે ઇચ્છીશું કે તેઓ યજ્ઞ યાગના કાર્યમાં લોકોને પ્રવર્તાવી પૈસાનું પાણી કરાવે છે તેના કરતાં દેશનો ઉદય થાય એવી કેળવણીમાં જ્ઞાનાભિવૃદ્ધિમાં કે ધર્મના સંરક્ષણમાં પોતાના ચિંતામણિની કૃપાનો સદુપયોગ કરશે તો તેમને પોતાને તેમ જ લોકને વધારે ઉપકારક થઇ પડયા વગર રહેશે નહિ. થોડાંક વર્ષો થયાં લોકને યજ્ઞ કરવાનું જોર આવ્યું છે તે જોર જો જ્ઞાનાભિવૃદ્ધિ તરફ વલણ લે તો વધારે સારૂ એ જ હેતુથી આ ટીકા કરવામાં આવી છે. કર્મથી અને યજ્ઞ યાગથી નહિ પરંતુ જ્ઞાનથી જ મોક્ષ મેળવી શકાય છે, એ વાત મોટા મોટા તત્વવેત્તાઓએ સિદ્ધ કરેલી છે તો પછી શા માટે પોતાના અને પ્રજાના જ્ઞાનના વધારા માટે યત્ન ન કરવો ?

આપણા લોકમાં હરેક રીતે જ્ઞાનને ખીલવવાની અને વધારવાની ભાવના ઓછી છે જ્યારે આગળ જણાવ્યું તેમ કીર્તિની, સ્વર્ગની અને બીજી ઇચ્છાઓની ભાવનાઓ વધારે છે, એટલે સ્વાભાવિક રીતે જ લોકો પોતાની ભાવના-સ્વભાવ પ્રમાણે પોતાને અનુકૂળ પ્રસંગે વર્તે છે. કવીશ્વર દલપતરામે સ્વભાવનું વર્ણન કરતાં, બ્રાહ્મણને રાજ મળે તો તે શું કરે, તેની ઉપર બહુ મજેના વિચાર જણાવેલા છે. બ્રાહ્મણને નાતો જમાડવાની અને લહાણાં લહાવાની ભાવના જ તેને રાજ મળતાં થતી જણાવી છે. આપણી પોતાની એષણાઓને લગતી ભાવનાઓ જો દેશ અને સમષ્ટિ પ્રતિ પ્રવર્તાય તો તેમાંથી બહુ મોટું શ્રેય થાય એમાં જરા પણ શંકા નથી. લોક સમૂહ ગાંડું છે માટે વિદ્વાનોએ તેના નેતા થઈ તેને સન્માર્ગે પ્રવર્તાવવા જોઇએ. આ વસ્તુ ઉપર આટલો ઉહાપોહ કરવાની અગત્ય જણાઈ તેનું બીજું કારણ એ છે કે ભવિષ્યમાં કેટલાક માણસો યજ્ઞ કરવાની ભાવનામાં ખેંચાય તો તેમને વિદ્વાનોનો અભિપ્રાય લેવાનુ સૂઝે કે કયો યજ્ઞ વ્યષ્ટિ સમષ્ટિ ઉભયને હિતકર છે? જ્ઞાન યજ્ઞ કે દ્રવ્ય યજ્ઞ!

---

# વિવિધ વર્તમાન.

**શતમુખ યજ્ઞ.** ફાગણ શુદ ૧૪ ગુરૂવારે વડોદરા પાસે આવેલા કોયલી ગામમાં થએલા શતમુખ યજ્ઞના મેળાવડામાં જનાર અનુભવી ગૃહસ્થ જણાવે છે કે, 'બ્રાહ્મણ ગામવાળા મનસુખલાલ હરિવલ્લભ નામના એક મેહેતાજીએ શતમુખ નામનો યજ્ઞ, સ્વર્ગસત્ર નામનો યજ્ઞ, શ્રોતયજ્ઞ મહારૂદ્ર, અતિરૂદ્ર, સહસ્ર ચંડી, ગાયત્રી પુરશ્ચરણ, વેદપરાયણ, અષ્ટાદશ પુરાણપારાયણ વગેરે યજ્ઞોનો આરંભ ફાગણ શુદ ૨ થી શરૂ કર્યો હતો. આ મનઃસુખલાલને કોઈ હાલના નરસિંહ મહેતા અને કોઈ મહાત્માના નામે ઓળખાવે છે. આવો મોટો યજ્ઞ હમણાંજ થતો હોવાથી ગુજરાત અને બીજા પ્રાંતોમાંથી પંદર દિવસમાં લાખથી વધારે માણસો આવ્યાં હશે.—આ યજ્ઞનાં દર્શન કરવા કેટલાક ઠાકોરો, દરબારો, ગૃહસ્થો ઉપરાંત નામદાર ગાયકવાડ સરકાર, મહારાણી-સાહેબ, યુવરાણીશ્રી પદ્માવતી કુંવર સાથે પધાર્યાં હતાં. ધોળકાવાળા શ્રી શંકરસ્વામી પણ પધાર્યા હતા.

યજ્ઞના કાર્યમાં સુમારે ૭૦૦ બ્રાહ્મણો હતા. તેમાં પ્રમુખ આચાર્ય વેદશાસ્ત્રસંપન્ન મહાશંકર સંતોકરામ શુક્લ વડોદરાવાળા તથા શિવશંકર પ્રભુરામ શાસ્ત્રી અંકલેશ્વરના, તર્કવાચસ્પતિ બદ્રીનાથ શાસ્ત્રી, કાશીવાળા ગોપીનાથ વગેરે મુખ્ય બ્રાહ્મણો હતા. તે અને બીજા જે આવે તે બ્રાહ્મણોને ભોજન આપવામાં આવતું હતું.

હોમ કરવા માટે ૧૦૦ કુંડ બનાવ્યા હતા અને તે ઉપર એક વિશાળ મંડપ બાંધ્યો હતો, પુનમે પૂર્ણાહુતિ હોવાથી બહુજ ભીડ થઈ હતી.

શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી મંડપ તથા તંબુ વગેરેની ગોઠવણ, પોલીસનો બંદોબસ્ત અને નાણાંની રકમો ભેટ કરવામાં આવી હતી.

મનઃસુખલાલપર શ્રી ઠાકોરજી પ્રસન્ન છે, તથા ચમત્કારો બતાવે છે, એમ લોકોની માન્યતા છે. તે ગમે તેમ હો, પણ એક સાધારણ મેહેતાજી આવું મહાભારત કામ ઉપાડે, અને તે નિર્વિઘ્ને પાર પડે, એ ઇશ્વર કૃપાવિના બને જ નહિ એમ કહ્યાવિના ચાલતુંજ નથી.

આ સંતનું ચારિત્ર પણ ઉત્તમ છે, એમની શ્રી રણછોડજીની ભક્તિ જોઈએ ?હત્મા પ્રત્યે સૌ લોકની શ્રદ્ધા બેઠી છે, ને લોકો ગુપ્ત અને જાહેર રીતે તેમને ધન ધાન્યાદિક અનેક ભેટો મોકલે છે.

આવા મહાત્માઓ લોક કલ્યાણનાં બીજાં કામો હાથમાં લે તો તેમાં પણ વિજય મળે. અમે એ મહાત્મા ભક્તરાજને ભલામણ કરીએ છીએ કે તેમણે આ સમયમાં વિદ્યાર્થી આશ્રમો, વિદ્યાર્થીઓ માટે વીશીઓ, અનાથ આશ્રમો, વનિતા વિશ્રામો વગેરેનાં કામોમાં પણ પોતાની શક્તિ અને ઇષ્ટ કૃપાનો ઉપયોગ કરી દેશ સેવાનાં અને લોક સેવાનાં કામો કરવાં જોઇએ. એ કામો એવાં છે કે લાખો શતમુખ યજ્ઞથી પણ અધિક ફળ આવે.

આ મહાયજ્ઞમાં આપણા ભુદેવોને દક્ષિણા અને મિષ્ટાન્ન મળવા છતાં તેઓનું ચારિત્ર દયાજનક જોવામાં આવ્યું. તે એ કે વરણીમાં વરેલા બ્રાહ્મણો પોતાના જપ વગેરે કાર્યમાં ધ્યાન આપવાને બદલે લોકો પાસેથી દક્ષિણા મેળવવા દોડાદોડ કરતા હતા તથા વાતોમાં વખત ગાળતા હતા. વળી ભોજન વખતે લાડુ, દાળ, ભાત, શાકને માટે પણ એટલી ધમાધમ કરતા હતા કે ભર્યા ભંડાર છતાં, સંખ્યાબંધ માણસો દાળ, ભાત કે લાડુમાંની એકાદ વસ્તુ વિનાજ ભોજન કરી રવાને થતાં. અને કેટલાંકને ભાણે તે ચીજોના ઢગલા પડ્યા રહેતા હતા. કહે છે કે બ્રાહ્મણોનાં આવાં ચારિત્ર જોઇ મહાત્માનું મન પણ દુખાયું હતું.

આવા યજ્ઞોમાં હજારો પૈસા ખરચાય છે, ઘણો શ્રમ પડે છે, અને અનેક વિઘ્નોનું ભય રહે છે, તોપણ તેથી ધર્મ સચવાય છે, ઇષ્ટ ચિંતન થાય છે, હવા શુદ્ધ થાય છે, ચેપી રોગ જાય છે, વૃષ્ટિ સારી થાય છે, બ્રાહ્મણોને મિષ્ટાન્ન અને દક્ષિણા મળે છે, સંત અને મહાપુરૂષોનો સમાગમ થાય છે.

મનસુખલાલ જેવા એક મેહેતાજીએ પોતાનાં ભક્તિભાવ અને ઉત્તમ ચારિત્રવડે મહા યજ્ઞ કરી ઉજ્જવળ કીર્તિ મેળવી છે. આવા ચારિત્રવાન્ થવાને અમારા બ્રાહ્મણ બંધુઓને દાખલો મળશે તો અમે ખુશી થઇશું.

સાટ મોરા સાટ માગરા. એ કહેવત પ્રમાણે મોઢ બ્રાહ્મણોના ૭ પેટા વિભાગ છે.

તેમાંનો એક ભાગ ધીણોજા મોઢ કહેવાય છે. તેઓ મોઢેરા ભાગ્યા પછી ધીણોજમાં રહ્યા

**મોઢ ધીણોજાની હકીકત.**

તેથી ધીણોજા મોઢ કહેવાયા હશે. ધીણોજ એ ગામ ગાયકવાડીમાં આવેલું છે. તેની વસ્તી ૧૦૦૦ ઘરની છે. આ ગામમાં તેમની હાલ વસ્તી ઘટી ગઈ છે. આ શિવાય તેમની વસ્તી વડનગરમાં છે. તે બધા જમીનદાર છે અને કહે છે કે તેમની પટલાઈ શ્રી રામચંદ્રના વખતથી ચાલી આવે છે. આમાંના કેટલાક મુંબાઈમાં વહેપાર કરે છે. તેઓ ધર્મમાં રામાનુજ પંથના અનાયિ છે. તેમનામાં કેટલાક ભારદ્વાજ ગોત્રના છે અને કેટલાક અંગીરસ, કૌશિક, કૃષ્ણાત્રી વગેરે ગોત્રના છે. આમનામાં જોઈએ જેવાં પુનર્લગ્ન થતાં નથી. કેટલાક કન્યાવિક્રય કરે છે અને જેમને કન્યાની તાણ પડે તેઓ પૈસા ભરીને કાઠીયાવાડમાંથી ચાતુર્વેદી મોઢની ન્યાઓ લાવે છે. બ્રાહ્મણો કેળવણીમાં ઘણાજ પછાત છે. તેમજ આમનામાં પણ છે એ ખરેર ખેદકારક છે.

**મોંઘવારી.**

સંવત ૧૧ ની સાલના જુના ચોપડા જોતાં તે સમયમાં ઢોર, રસકસ અને અનાજ વગેરેના ભાવ નીચે પ્રમાણે હતા. ગોળ મણ ૧ ના રૂ. ૨ થી ૨ાા, ઘી મણ ૧ ના રૂ. ૭ થી ૮, બાજરી રૂ. ૦ાાૻ, ઘઉં રૂ. ૦ાાાૻ, એરંડીયું રૂ. ૨ાા, તેલ રૂ. ૩ાા, ડાંગર રૂ. ૦ાા થી ૦ાાા, તુવર દાળ રૂ. ૦ાાાૻ, ગુવાર રૂ. ૦ાાૻ, અડદ ૦ાાૻ, જુવાર રૂ. ૦ાા, મગ રૂ. ૦ાાૻ, જવ રૂ. ૦ાા, મીઠું રૂ. ૦ાૻ, રૂ રૂ. ૩) ભેંસ ૨૦ થી ૨૫, ગાય રૂ. ૧૦ થી ૧૫, બળદ રૂ. ૧૨ થી ૧૫, સુતર રૂ. ૧ નું શે. પાા, ઢાંનો બોર રૂ. ૦ાા થી ૦ાાા જુવારના પુળા ૧૦૦ ના રૂ. ૧ાા.

ઉપર જે રસકસ, ઢોર વગેરેના ભાવ આજથી ૬૫ વર્ષપર હતા. તે સાથે સરખાવતાં હાલના ભાવ બેવડા ત્રેવડાને ચોગણા વધી ગયા છે. તેનું કારણ શું? એ પ્રશ્ન થાય છે. તેના ધાતનમાં જમીનમાં કસ નથી. વરસાદ જોઈએ તેવા થતા નથી, ખેડૂતો ઘટી ગયા છે ને જમીનનું મહેસુલ વધી ગયું છે એટલી બાબતો લક્ષમાં આવે છે. જો કેટલાક લોકો ઉત્પન્ન કરે છે, ઉમદા વસ્ત્રો તથા અલંકારો પહેરે છે, સારાં સારાં મકાનો બનાવે પરંતુ જે શરીરના પોષણ અને રક્ષણના પદાર્થો છે તે કેટલા બધા મોંઘા થઈ ગયા છે. શરીરની દ્રઢતાને માટે જે પદાર્થો આપણા દેશમાં ગરીબમાં ગરીબ લોકો પણ ઇચ્છાનુસાર વાપરી શકતા હતા તેને બદલે હાલ તે પદાર્થો વચલા વાંધાના મનુષ્યોને પણ વાપરવાંસા પડે છે એ જોતાં કેટલો બધો ખેદ થાય છે; અને આ સ્થિતિ કેમ આવી અને કેમ દૂર થાય એ પ્રશ્ન ઘણોજ કઠણ લાગે છે. આગળ ગૃહસ્થનું ઘર, જમીન, ધન, પશુ અને પુત્રવડે શોભતું હતું; પણ હવે પશુ ઘણાં મોંઘાં થઈ ગયાં છે; અને રક્ષણ પોષણ કરવાની પીડા કેટલી બધી વધી પડી છે કે કોઈ ઉત્તમ વર્ણનાં કુટુંબો ભાગ્યેજ ગાય કે ભેંસ રાખી શકતા નથી; કારણ કે પશુઓની કીંમત ચાર ગણી તેમાં તસ્કરની અને ડબામાં પુરાવા વગેરેની અનેક અડચણો, ઘાસ ઘણુંજ મોંઘું અને સેવા તથા સાચવણ કરવાની કરવાના અવકાશની ખામીને લીધે તેમજ દ્રવ્યના સંકોચે જે દરેક બ્રાહ્મણને ત્યાં ગાય રહેતી હતી તે રાખી શકાય એમ નથી. આપણે ઓને ત્યાં ઘણી ગાયો રહેતી હતી તે વડે બ્રાહ્મણ બાળકો અને વિદ્યા

થીઓને દુધ ઘી, દહી, છાશ, માંખણ વગેરે મળતું તેથી તેઓ નિશ્ચિંત થઈ અભ્યાસમાંજ મંડ્યા રહી હષ્ટપુષ્ટ થતા અને બળ, બુદ્ધિ અને પરાક્રમમાં પ્રખ્યાત હતા. હાલના બ્રાહ્મણો ગમે તેટલા મિષ્ટાન્ન પામતા હોય પણ તેમનામા બળ કે પરાક્રમ કશું જણાતું નથી અને કોઇ એક ગાય પણ ઘેર રાખી શકતા નથી તેથી મલાઇ કાઢી લીધેલું પાણી જેવું દુધ, અને ફક્ત સુકા ઘાસ ઉપર રહેતાં ઢોરનાં પાણી પાઈ દોહેલાં દુધ તેનાં બનેલા ફીકાં દહીં વગેરે વસ્તુઓથી બ્રાહ્મણો પોતાનાં બાળનુ પોષણ કરે છે તેથી તેઓ નબળાં, રોગી, ક્ષીણ, વીર્યવાળા અને નબળા મગજનાં થાય છે. ધર્મમાં ગાયનું આટલું બધુ માહાત્મ્ય શા માટે છે ? તેનો વિચાર કરીએ તો દૂધ, દહીં, છાશ, માંખણ, ગૌમુત્ર અને ગોમય એટલી ઘણી જ જીવનને ઉપયોગી વસ્તુઓ ગાયતામાંથી મળે છે અને તે વડે ગૃહસ્થોએ એ શ્રમ વેઠીને પણ ઘર આગળ ગાય માતાને સેવા યત્ન કરવો જોઇએ. દશ વીસ ઘર વચ્ચે પણ હાલ ગાય નથી હોતી તેથી ગરીબ કુટુંબી છાશના પણ ફાંસા પડે છે. હરિ ! હરિ !

**ઇડર સ્ટેટ અંદરની બાવન પંચ જ્ઞાતિમાં થયેલો ફેરફાર.**

ઘણા વખતથી ઇડર સ્ટેટમાં રહેતા આગેવાન બ્રાહ્મણોએ બાવન પંચ સ્થાપના કરેલી અને તેને સુવ્યવસ્થિત રાખવાને મજબુત પ્રબંધ બાંધેલા આથી ગરીબ અને અમીર સર્વે બ્રાહ્મણો સુખી હતા. એ પંચમાંના એક બ્રાહ્મણ બંધુ જણાવે છે કે, આ પંચ બાંધનાર આગેવાનોના વંશજોમાં કેટલીક અનીતિ ભરેલી વર્તણુકો દાખલ થવાથી બાવન પંચ એ નામ ડુબવાના સમય પર આવ્યુ. તે ઉપરથી જ્ઞાતિ જાગી ઉઠી અને તેમને સમજાવા માંડયા પણ તેનુ કાંઈ પરિણામ ન આવ્યું ત્યારે બાવન પંચ અંદરનાં છત્રીસ પાદરના બ્રાહ્મણોએ તેમની આગેવાની કાઢી નાંખી અને યોગ્યતા વાળા આગેવાનો નીમ્યા. આ પ્રમાણે બાકીના સત્તાવીસ ગામો વાળા પણ કરશે અને જ્ઞાતિમા સુધારો થશે.

બ્રાહ્મણ બંધુઓ આ શું બતાવે છે ? સમયની જાગૃતી, વિચારનુ નવુંપણ અને સુધરવાની ઉચ્ચ થવાની શુભેચ્છાનું જ આ પરિણામ છે. હવે આપણે પણ સુધરીશું નહિ તો અન્ય કોઈ વર્ણ આપણને ગણશે નહિ.

# બ્રાહ્મણોત્કર્ષ.

( સંવાદ રૂપે. )

( અનુસંધાન ગયા અંકથી )

### વાર્તા ૨ જી.

કાબુલના બાદશાહ સુલતાન ગજનવીએ જ્યારે સોરઠી સોમનાથપર સવારી કરી ત્યારે તેના સામા રજપૂત રાજાઓ વગેરે લશ્કર લેઇ લડવા આવ્યા તે સમય એવો બારીક હતો કે મહંમદની ફોજનાં માણસો લડાઇથી કંટાળી હામ હારી ગયાં હતાં અને પોતે હારવાની તૈયારીમાં હતો. તે જોઈ મહમદે પોતાના તમામ લશ્કરી અમલદારોને તથા લશ્કરને એક વિચારના કરવાને બોધ આપ્યો તેથી સૌએ એકજ વિચાર કર્યો કે "મરવું કે મારવું" પણ લડવું તથા એ કામમાં "ખુદાની મદદ માગવી" આ વિચાર બધા લોકોને ગમ્યો ને તેમણે ઈશ્વરની ખરા અંતઃકરણથી પ્રાર્થના કરી મદદ માગી. આ વિચાર બળ એટલું વધ્યું કે એકદમ લશ્કર હીંમતમાં આવ્યું અને જોસભેર લડાઇ કરીને છેવટે પોતાનાથી સામા પક્ષમાં બમણાં માણસો હતાં તેમને હનની જીત મેળવી સોમનાથનું દેવલ હાથ કર્યું. આ પણ એકત્ર વિચારના બળનો મહીમા છે

### વાર્તા ૩ જી.

જ્યારે જાપાનને રૂશિઆની મોટી લડાઈ થઈ ત્યારે રૂશિઆએ સમુદ્ર માર્ગે એક બળવાન કાફલો મોકલ્યો તે જોઈ જાપાનના દરીઆઈ લશ્કરે એકત્ર થઈ એક વિચાર કર્યો કે હવે આપણે શું કરવું ? છેવટે એ વિચારના બળવડે એક એવી યુકતી તેમને સુઝી આવી કે તે વડે તેમણે પોતાના કરતા બળવાન યોદ્ધાઓ તથા આગબોટોનો એક સપાટે જ જળમા ડૂબાડી નાશ કર્યો તેમજ જેર્મીનપન્ની લડાઈમા પણ તેઓ એક વિચારના બળવડેજ જીત્યા છે.

### વાર્તા ૪ થી.

વેન કરીને એક રાજા હતો તે રૈયતને પીડવા લાગ્યો તથા વ્યભિચારાદિ અનેક પાપ કરવા લાગ્યો. આ વાત તે સમયના ઋષિમંડળના જાણવામાં આવતાં તેમણે બ્રાહ્મણોનું એક મહામંડળ બોલાવી વિચાર કર્યો કે આ રાજાથી ચારે વર્ણને દુઃખ છે, રાજા પોતાના ધર્મનું ભાન ભૂલી ગયો છે. માટે આપણે એકત્ર વિચારવડે એને પદભ્રષ્ટ કરી કોઈ ધર્માત્મા તથા નીતિવાળા સુચારિત્રવાળા રાજાનો અભિષેક કરવો. આ વિચાર બળ વધતાં સૌ રાજધાનીમાં ગયા. ત્યાં જઈ રાજાને બોધ આપ્યો પણ તે ઉલટો બ્રાહ્મણોને મારવા તૈયાર થયો, તેથી બધાએ એક વિચાર કરી તેને પદ ભ્રષ્ટ કર્યો તથા મારી નાંખ્યો. અને ધર્માત્મા રાજાને ગાદીપર બેસાડ્યો.

### વાર્તા ૫ મી.

એક ટીટોડીને ટીટોડો સમુદ્ર કાંઠે વસતાં હતાં તે સમયમાં ટીટોડીને ગર્ભ રહ્યો. પ્રસ

થીઓને દુધ ઘી, દહી, છાશ, માખણ વગેરે મ
મંડયા રહી હૃષ્ટપુષ્ટ થતા અને બળ, બુદ્ધિ આ
હણો ગમે તેટલા મિષ્ટાન્ન પામતા હોય પ
ણાતું નથી અને કોઇ એક ગાય પણ ઘેર
લીધેલું પાણી જેવું દુધ, અને ફક્ત સુગ ઘાસ
દુધ તેના બનેલા ઘીક દહીં વગેરે વસ્તુઓથી
તેથી તેઓ નબળા, રોગી, ક્ષીણ, વીર્યવાળા અને
આટલુ બધુ માહાત્મ્ય શા માટે છે? તેનો વિચા
ગૌમુત્ર અને ગોમય એટલી ઘણી જ જીવનને ઉપ
અને તે વડે ગૃહસ્થોએ એ શ્રમ વેઠીને પણ ઘર આગળ
જોઇએ. દશ વીસ ઘર વચ્ચે પણ હાલ ગાય નથી હોતી તેથી ગર
ભાસા પડે છે હરિ! હરિ!

**દહર સ્ટેટ અંદરની બાવન પંચ જ્ઞાતિમાં થયેલો ફેરફાર.**

ઘણા વખતથી ઇડર સ્ટેટમા રહેતા આગેવાન બ્રાહ્મણોએ બાવન પચ સ્થાપના અને તેને સુવ્યવસ્થિત રાખવાને મજબુત પ્રબંધ બાંધેલા અને ગરીબ અને અમીર સર્વે બ્રાહ્મણો સુખી હતા સ્વપચમાના એક બ્રાહ્મણ બધુ જણાવે છે કે, આ પચ બાધનાર આગેવાના વંશજોમા કેટલીક અનીતિ ભરેલી વર્તણુકો દાખલ થવાથી બાવન પચ એ નામ ડુબવાના સમય પર આવ્યુ તે ઉપરથી જ્ઞાતિ ખડી ઉઠી અને તેમને સમજાવવા માડયા પણ તેનુ કાંઈ પરિણામ ન આવ્યું ત્યારે બાવન પંચ અંદરના બત્રીસ પાદરના બ્રાહ્મણોએ તેમની આગેવાની કાઢી નાખી આવા યોગ્યતા વાળા આગેવાનો નીમ્યા આ પ્રમાણે બાકીના સત્તાવીસ ગામો વાળા પણ કરશે અને જ્ઞાતિમા સુધારો થશે

બ્રાહ્મણ બંધુઓ આ શુ બતાવે છે? સમયની જાગતી, વિચારનુ નવુ વહેણ અને સુધરવાની ઉચ્ચ થવાની શુભેચ્છાનુ જ આ પરિણામ છે. હવે આપણે પણ સુધરીશું નહિ તો અન્ય કોઈ વર્ણ આપણને ગણશે નહિ.

| | | | | |
|---|---|---|---|---|
| ૮૭૮ | ,, | પ્રભાશંકર ત્રિભોવનદાસ ત્રવાડી. | મુંબાઈ | ,, |
| ૯૧૬ | ,, | રામપ્રસાદ મગનલાલ મહેતા. | જેતપુર | ,, |
| ૯૨૨ | ,, | શ્રીયુત દુર્ગાશંકર ઉમયાશંકર મુકાદીકર. | મુંબાઈ | ,, |
| ૯૪૪ | ,, | હીમતરામ કેશવરામ મહેતા. | ,, | ,, |
| ૯૬૯ | ,, | પ્રાણશંકર ભવાનીશંકર દવે. | નડીયાદ | ,, |
| ૯૭૨ | ,, | પ્રેમાબાઈ રામશંકર શુકલ. | સુરત | ,, |
| ૯૯૯ | ,, | ગીરજાશંકર મણીશંકર ભટ્ટ. | મુંબાઈ | ,, |
| ૧૦૨૭ | ,, | ડો. હરિરામ ભાણજીકર | ગદિર | ,, |
| ૧૦૨૮ | ,, | કોટનીસગમયન્દ્ર ચીતરેવ બી. એ. | ચંદા | ,, |
| ૧૦૪૦ | ,, | જટાશંકર રેવાશંકર દીવાન. | જામનગર | ,, |
| ૧૦૭૩ | ,, | ભટ્ટ રામચંદ્ર હરિશંકર. | ચીચન | ,, |
| ૧૦૮૬ | ,, | ડો. પી-જી ઝીણા. | જામનગર | ,, |
| ૧૦૯૫ | , | નર્મેશંકર પેલાભાઈ. | મુંબાઈ | ,, |
| ૧૦૯૭ | ,, | નરભેશંકર કેશવજી અધિકારી. | કલકત્તા | ,, |
| ૧૧૦૦ | ,, | દવે પ્રાગજી મુળશંકર. | મુંબાઈ | ,, |
| ૧૧૦૬ | ,, | દામોદર જગજીવનદાસ. | ,, | ,, |
| ૧૧૦૭ | ,, | નાગજી હૃષ્યાણજી ઉપાધ્યાય. | મુંત્રાપાડા | ,, |
| ૧૧૧૦ | ,, | સુંદરલાલ બી-એ. | નગરઠ્ઠા | ,, |
| ૧૧૦૮ | ,, | કલ્યાણજી અંબારામ. | કુતીઆણા | ,, |
| ૧૧૧૬ | ,, | પોપટલાલ કાનજી રાજ્યગુરૂ. | મુંબાઈ | ,, |
| ૧૧૬૭ | ,, | ઉમયાશંકર બેચર ત્રિપાઠી. | ગોંડલ | ,, |
| ૧૧૨૯ | ,, | પીરજી વસનજી દવે. | પોરબંદર | ,, |
| ૧૧૪૩ | ,, | ઓઝા વજેશંકર કલ્યાણજી. | અંજાર | ,, |
| ૧૧૪૪ | ,, | ત્રવાડી જીવરામ દેવશંકર. | ,, | ,, |
| ૧૧૪૫ | ,, | શ્રી અંજાર લાઇબ્રેરી. | ,, | ,, |
| ૧૨૦૭ | ,, | ગંગાધરજી હરસુખરામજી ગાજીવ. | જયપુર | ,, |
| ૧૧૦૯ | ,, | પ્રાણજીવન કલ્યાણજી દવે. | રાણપુર | ,, |
| ૧૦૬૮ | ,, | વ્યાસ દેવરામ ઝીણા. | દીવબેટ | ,, |
| ૯૧૮ | ,, | રવિશંકર મણીશંકર. | મુંબાઈ | ,, |
| ૯૧૭ | ,, | અર્જુનલાલ નવલરામ. | વડોદરા | ,, |
| ૮૭૧ | ,, | મણિશંકર પીતાંબરદાસ. | ભાવનગર | ,, |
| ૮૬૬ | ,, | શ્રી અગીયાસણા મોઢ શુભેચ્છક મંડળ. | પીપળાવ | ,, |
| ૮૫૭ | ,, | ચકુભાઈ દુર્લભરામ ભટ્ટ. | ટીમ્બર | ,, |
| ૮૬૭ | ,, | કામેશ્વર શિવશંકર વૈદરાજ. | ભાવનગર | ,, |
| ૯૫૮ | ,, | નર્મદાશંકર પ્રભાશંકર ભટ્ટ. | કરાંચી | ,, |
| ૧૧૧૧ | ,, | સુરજશંકર ઝીણાભાઈ. | પીગજી | ,, |
| ૧૩૭૮ | ,, | ત્રંબકલાલ દેવશંકર રાવળ. | કેશોદ | ,, |
| ૧૧૫૪ | ,, | ઉત્તમલાલ મોહનલાલ વકીલ. | રાજકોટ | ,, |

---

# ગુર્જર બ્રાહ્મણ.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रः समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानी व आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ ऋग्वेद

ભાવાર્થઃ—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો તમારી ગૂઢ કાર્યદક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારાં મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે અગ્નિદેવ અમારી આ ઇચ્છા તૃપ્ત કરો. ઋગ્વેદ

વર્ષ ૧, અંક ૧૨ [ માસિક. ] વૈશાખ. સંવત્ [illegible]

તંત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ

પૃષ્ઠ



વ્યવસ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ' ની ઑફિસ પખાલીની પોળ—અમદાવાદ
વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧ અગાઉથી.

યુનિયન પ્રિંટિંગ પ્રેસ કંપની લિમિટેડ—અમદાવાદ

# લવાજમની પહોંચ

ગંગાશંકર ઝીણા ભગત — રતલામ
મણીલાલ હીંમતલાલ — દાહોદ
ભોગીલાલ જયશંકર ઓઝા — વડોદરા
રતનરામ અમૃતરામ — ભરૂચ
નાનાલાલ ભાઈશંકર — અમદાવાદ
માધવરામ કાશીરામ — ભરૂચ
„ નાથુભાઈ અંબારામ જોશી — ભરૂચ
„ નાગેશ્વર મણીશંકર વૈદ્ય — સુરત
„ ભગવાનલાલ જમીયતરામ
„ નાગેશ્વર ભવાનીશંકર — ભરૂચ
„ હરિલાલ પ્રાણશંકર મહેતા — ઘાટકોપર
„ અમૃતલાલ નાગેશ્વર ભટ્ટ — ઉમરેઠ
„ કૃપાશંકર લક્ષ્મીરામ જોશી — વસો
„ ત્રિભોવનદાસ ગોરધનદાસ દવે — પાલીતાણા
„ ગણપતરામ નાનાભાઈ — પોરબંદર
„ ચદુલાલ પુરૂષોત્તમ — દાહોદ
„ અંબાલાલ ગોપાળજી — મખીયાવ
„ મણીશંકર ભીમજીભાઈ — પાલીતાણા
„ મણીલાલ જાદવરાય — કપડવણજ
„ જોશી દલસુખરામ — વીરમગામ
„ મનસુખરામ વિશ્વનાથ — આણંદ
„ માધવલાલ ઇચ્છાશંકર — પેટલાદ
„ ત્ર્યંબકરામ કરૂણાશંકર — ધર્મજ
„ કેદારલાલ ગીરધરલાલ — દાહોદ
„ હીંમતલાલ છોટાભાઈ — ઘાટકોપર
„ દાજીભાઈ વસનજી — ભરૂચ
„ શીવલાલ છગનલાલ — ખડીયલ
„ [illegible] ભગવાનજી દેસાઈ — મુંબાઈ
„ નરભેરામ મનહરરામ — જંબુસર
નારાયણજી ગોરધન
„ નર્મદાશંકર લાધાભાઈ — રાજકોટ
„ પુરૂષોત્તમદાસ હરિભાઈ — ગોધરા
„ દલપતરામ ભગવાનજી શુકલ — રાજકોટ
„ આત્મારામ કેશવજી દાક્તર — મુંબાઈ

„ જીવનરામ જે. — ભેતનસર
„ મણીલાલ રામકૃષ્ણ — ઉમરેઠ
„ અંબાલાલ બાપુજી ભટ્ટ — સોજીત્રા
„ રેવાશંકર લાધા — ભુજ
નાયકજીભાઈ ત્રિભુવનદાસ — ગોધરા
„ દુર્ગારામ ગણપતરામ — ભરૂચ
„ બાળકૃષ્ણ ધેનાભાઈ ભટ્ટ — નવસારી
વિદ્યારામ અંબાલાલ — ખાનપુર
રતનરામ સદાશિવ ભટ્ટ — ઘાટકોપર
„ નાનાલાલ દલપતરામ દવે
એમ. એ. — રાજકોટ
„ શિવજી વાલજી જોશી — ભુજ
„ છગનલાલ સાકળેશ્વર ત્રિપાઠી — સુરત
„ હરિકૃષ્ણ નરસિંહરામ દાક્તર — પાલનપુર
„ જટાશંકર જમનાશંકર — પેટલાદ
„ દેવશંકર એન. — અમદાવાદ
„ મગનલાલ કાળીદાસ — અમદાવાદ
„ હરિલાલ મગનલાલ, — ભરૂચ
„ ગણપતરામ એ. — આમોદ
„ દલસુખરામ હરગોવિંદ — ડીસા
„ વૈજનાથ કેશવજી ઉપાધ્યાય — મુંબાઈ
„ વલ્લભનાથ લક્ષ્મીશ્વર — આગ્રા
„ નારાયણ છગનલાલ — પાલનપુર
„ પ્રાણજીવન મનસુખરામ — ભુજ
„ ગીરજાશંકર — મુંબાઈ
„ જોશી જમીયતરામ રામેશ્વર — મુંબાઈ
„ સુંદરજી નારણજી — ભરૂચ
„ પ્રાણશંકર કરૂણાશંકર — ઉમરેઠ
„ અંબાલાલ વિશ્વનાથ — વડોદરા
„ અમૃતલાલ મહાસુખલાલ — સુરત
„ નાથાભાઈ જીભાઈ — ભરૂચ
જીવણલાલ મોહનલાલ — વીરમગામ
„ ગણપતરામ હીંમતરામ — ભરૂચ
„ ઉમયાશંકર રમાશંકર — લીંબડી

# ગુર્જર બ્રાહ્મણ.

ॐ। सहनाववतु । सहनौभुनक्तु । सहवीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु
माविद्विषावहै ॥ य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥
ॐ शान्ति शान्ति शान्ति — उपनिषद्

અર્થ:—(તે બ્રહ્મ) અમારું બન્નેનું સાથે રક્ષણ કરો, અમારું બન્નેનું સાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારું અધ્યયન કરેલું તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ. ઉપનિષદમાં જે ધર્મ કહ્યા છે તે મારામાં હો, તે મારામાં હો.
ૐ શાન્તિ શાન્તિ શાન્તિ

વર્ષ ૧, અંક ૧૨. [ માસિક. ] વૈશાખ. સંવત ૧૯૬૬.

## બ્રાહ્મણો તેમની પૂર્વની મહત્તા પ્રાપ્ત કરે એવો સંભવ છે કે?

પ્રિય બ્રાહ્મણ બંધુઓ! ઉપરનો પ્રશ્ન આપણને કેટલા બધા વિચારમાં નાખી દે એવો છે. આપણે એ પ્રશ્નનો પૂરેપૂરો વિચાર કરી આપણી પૂર્વની મહત્તા કેવી હતી તે જોઈએ. આપણા ધર્મ તથા ઇતિહાસના ગ્રંથો ઉપરથી પુરવાર થાય છે કે, બ્રાહ્મણોની મહત્તા પ્રાચીન સમયમાં ઘણીજ હતી. જ્યારથી આર્ય લોકો આવી આર્યાવર્તમાં વસ્યા અને વર્ણાશ્રમ ધર્મની સ્થાપના કરી ત્યારથી બ્રાહ્મણવર્ગને અધીન સર્વ અન્ય વર્ણો રહેવા લાગી અને બ્રાહ્મણોને ઉત્તમ પદ આપવામાં આવ્યું. આ પદ બ્રાહ્મણોએ ઉત્તમ રીતે સાચવી રાખ્યું, અને પોતાના જ્ઞાનથી, કર્તવ્ય પરાયણતાથી અને પરોપકાર બુદ્ધિથી તેઓ પોતાની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરતા અને ટકાવી રહેતા. આને લીધેજ વર્ણાનાં બ્રાહ્મણો ગુરુ આદિ ભાવનાઓ અન્ય વર્ણમાં પ્રચલિત થઈ અને ક્ષત્રિય રાજાઓ પણ બ્રાહ્મણોને મહાન પદ અને સન્માન આપવા લાગ્યા.

જેમ ઉદય અને અસ્ત એ સૃષ્ટિનો નિયમ છે તેજ પ્રમાણે આ ઉદયના શિખર પર

ચઢેલા બ્રાહ્મણોનો અસ્ત થવા લાગ્યો. તેમનામાં સ્વાર્થ પેઠો તેમના લોહીમાં ફેરફાર થવા માંડ્યો અને છેવટે મુસલમાન રાજ્યના સમયમાં અને તે પછી અત્યાર સુધીના સમયમાં તેઓ એટલા બધા અજ્ઞાનમાં પડી ગયા કે, તેમની સ્થિતિ જે હાલ અધમ જોવામાં આવે છે તેવી થઈ રહી. ધર્મ એ તેમનામાં પ્રધાન વસ્તુ હતી અને તેમનું જીવનજ ધાર્મિક હતું; તેને ઠેકાણે અજ્ઞાનતાને લીધે અમુક પ્રકારનું બંધનયુક્ત જીવન તેજ ધર્મ જીવન એવી એવી અસંખ્ય અજ્ઞાન મૂલક ભાવનાઓ તેમનામાં એવી જડ ઘાલી બેસી ગઈ કે તે ભાવનાઓ ખસવી પણ ઘણીજ કઠિન છે; અને જ્યાં સુધી તે ખમે નહિ ત્યાં સુધી કોઈ પ્રકારની સંગીન ઉન્નતિ થવી સંભવેજ નહિ. હિંદુસ્તાનનું ભાગ્યેજ કોઈ એવું ગામ હશે કે જ્યાં એક પણ ઘર બ્રાહ્મણનું ન હોય. આ બ્રાહ્મણોમાં જે ગામડામાં રહેનારા છે અને જેમનો ઉદરપોષણનો ધંધો શકો જેવો ભીખ માંગવાનો કે ખેપીયા વગેરે જેવો તેમજ વાણિજ્યનો ધંધો જેવો કે કૃષિ (ખેતીનો) તેમજ અન્ય પ્રકારના ક્રયવિક્રયનો છે, તે લોકોમાં જ્ઞાન તો લવ લેશ પણ નથી. ફક્ત શહેરમાં રહેનારાઓના કેટલાકમાં સંસ્કૃત આદિ સાહિત્યોનો ઉદરપોષણ આદિમાં ઉપયોગ આવે એટલો અભ્યાસ જણાય છે. આમાં પણ બે પ્રકાર છેઃ એક પ્રકારના લોકો હાલમાં રાજ્ય તરફથી અપાતી કેળવણી લઈ કેળવણી ખાતામાં, ડૉક્ટરી ખાતામાં રેવીન્યુ ન્યાય આદિ ખાતાઓમાં મુખ્ય યા ગૌણ નોકરીઓ લઈ પોતાનો નિર્વાહ ચલાવે છે; અને બીજા પ્રકારના લોકો યાજ્ઞિકી, પૌરાણિક આદિ ધર્મક્રિયાઓમાં અને કથા વાર્તાઓમાં જોઈતી વિદ્યા સંપાદન કરે છે અને તે દ્વારાએ પોતાનો ઉદ્યમ ચલાવે છે. પરંતુ દરેક અવલોકન કરનારને જણાયા ,વિના નહિજ રહે કે બીજા પ્રકારના લોકોની સંખ્યા ઓછી થતી જાય છે; કારણ કે લોકોમાં અંધશ્રદ્ધા જેમ જેમ પશ્ચિમની કેળવણી વધારે ફેલાતી જાય છે તેમ તેમ ઓછી થતી જાય છે, જેથી ચાલી આવતી પરંપરામાં જોઇએ તેવું સન્માન તથા નિર્વાહ ઉપયોગી દ્રવ્ય મળતું નથી આથી જૂની પરંપરા વાળા લોકો પણ પોતાનાં બાળકોને નવી પ્રકારની કેળવણી આપી નવા ઉદ્યોગોમાં યોજવા પ્રયત્ન કરે છે. આમ થવાનાં અનેક કારણો છે. પરંતુ વસ્તુ[illegible] આવી હોવાને લીધે હવે આપણે વિચારીએ કે શું ત્યારે બ્રાહ્મણો પોતાની અસલ મહત્તા [illegible] રે એમ નથીજ આના ઉત્તરમાં ચાલે છે એમ ચાર્યા કરે તો તો ચાલ્બર કહેવુંજ જો [illegible] કે એવો સંભવ નથીજ. જૂનું બધું જવા માંડ્યું છે અને તેમાનું ઘણું તો જવા [illegible] છે; કારણ કે જૂનું અને નવું એ વચ્ચે શો શો ભેદ છે આપણે કોને જૂનું [illegible] છીએ તેમાં શું રાખવા જેવું છે તથા શું કાઢી નાંખવા જેવું છે તેમજ નવામાંથી શું [illegible] ગ્રહણ કરવા જેવું છે આ વિષે વિચારજ કોણ કરે છે? કેટલા બ્રાહ્મણોને આપણી મહત્તા [illegible] માંડી છે તે કેમ પ્રાપ્ત થાય એનો વિચાર આવે છે? તથા આવા વિચારવાળામાંથી કેટલા કર્તવ્ય પરાયણ થાય છે કે આવાં કામ ચાલતાં હોય તેમાં સહાય આપે છે!

આટલો વિચાર કરી હવે આપણે જોઇએ કે જો બ્રાહ્મણોએ પોતાની જાળવવી હોય તો શું શું કરવું જોઇએ? આ પ્રશ્નનો વિચાર કરતા પહેલાં રવું જોઈએ કે જ્યાં કર્તવ્ય પરાયણ અને જ્ઞાનવાન પુરૂષો દૃઢ શ્રદ્ધાથી મંડે છે ત્યાં તે કાર્ય સિદ્ધ થવું એ કોઈ પણ પ્રકારે અસંભવિત રહેતું .

અડગ મહાન્ પુરૂષોનો પ્રયાસ અને તેનાં ફળો આપણી સમક્ષ રજુ કરે છે, અને આપણા કરતાં પણ અધમ સ્થિતિમાંથી ઘણી પ્રજાઓ ઉત્તમ પ્રકારની ઉચ્ચતા પ્રાપ્ત કરવા સમર્થ થએલી જણાઈ છે; પણ એટલું તો કહેવુંજ જોઈએ કે, આ તે પ્રજાઓમાંના ઉત્સાહી કર્તવ્ય પરાયણ નર વીરોના પ્રયાસથીજ થએલું છે. આથી આપણે કોઈ પણ રીતે નિરુત્સાહી થવાની જરૂર નથી. દરેક પ્રકારના પ્રયાસની ફત્તેહનો આધાર ત્રણ વસ્તુઓ ઉપર હોય છે: **સાધ્ય સાધક અને સાધન.** આ ત્રણેનો જ્યાં યોગ થાય તાં સાધ્ય વસ્તુ સિદ્ધ કરવી સહેલ થઈ પડે છે. હવે આમાં આપણા સમાજની સાધ્ય વસ્તું શી છે ? અલબત્ત આપણે કબુલ કરવુંજ પડશે કે આપણા સમાજની ઘણી વ્યક્તિઓને સાધ્ય વસ્તુનું ભાનજ નથી. તેમણે પોતે કોણ છે અને પોતાની શી સ્થિતિ છે તેનો પણ ભાગ્યેજ વિચાર કર્યો હોય એમ જણાય છે, તો પછી આપણને સિદ્ધિ સત્વર ક્યાંથી મળે માટે પહેલાં તો આપણે આપણા સમાજને સાધ્ય વસ્તુનો આદેશ આપી જાગ્રત કરવો જોઈએ, અને તેમાં પણ આખો સમાજ તૈયાર થાય તેમ છેજ નહિ. પરંતુ સમાજમાંની કેટલીક સંસ્કારી વ્યક્તિઓ સાધ્ય વસ્તુનો વિચાર કરી કર્તવ્યપરાયણ થાય તો નિઃસંદેહ સાધ્ય વસ્તુ સત્વરજ સિદ્ધ થાય. આટલો વિચાર કરી હવે આપણે આપણી સાધ્ય વસ્તુ શી છે તેનો વિચાર કરીએ: આ વિષય ઉપર ઘણા મત હોય એ સંભવિત છે. કેટલાક બંધુઓનું એમ પણ માનવું હશેજ કે આપણો સમાજ ઘણોજ દુઃખી છે તેનું કારણ એજ છે કે આપણે દ્રવ્ય વિનાના છીએ માટે આપણે .આપણો સમાજ કેમ દ્રવ્યવાન થાય તે વિચારી તેને માટે પ્રયાસ આદરવા જોઈએ. કેટલાક બંધુઓનું વળી એમ પણ માનવું થશે કે આપણે રાજ્ય કારભારમાં અગ્ર ભાગ લેનારા થઈએ અને તે સાધ્ય કરવા તરફ આપણા બધા પ્રયાસો યોજવા જોઇએ. વળી કોઈ બંધુ એમ પણ કહેશે કે આપણે બળિષ્ઠ થવુ જોઇએ; કારણ કે તે સાધન હોય તો આપણી પાસે અન્ય સાધનો સુખે આવી શકે. આ પ્રમાણે વિવિધ વસ્તુઓ સાધ્ય વસ્તુઓ લાગે એ સંભવિત છે; પરંતુ મારૂં તો એવું માનવું છે કે, આપણી સાધ્ય વસ્તુ તો જ્ઞાન એજ હોવું જોઈએ.

જ્ઞાન છે એજ જગતમાં શ્રેષ્ઠ વસ્તુ ગણાતી આવી છે અને ગણાતી આવશે. આપણા ઋષિ મુનિઓની શ્રેષ્ઠતા તેમના જ્ઞાનને લીધેજ હતી અને અત્યારે પણ જે પુરૂષે, સમાજે, જ્ઞાતિએ કે પ્રજાએ જ્ઞાનમાં શ્રેષ્ઠતા મેળવી છે તેજ ઉત્તમ ગણાય છે. માટે જો આપણે આપણી સમસ્ત જગતમાં પ્રાચીન ભાવનાઓ જાગ્રત કરવી હોય તો તો આપણે જ્ઞાનનોજ આશ્રય લેવો જોઇએ. આપણો જે સમાજ અંધકારમાં રખડ્યા કરે છે તેનું અજ્ઞાન તમસ એકદમ દુર ફેંકી દઈ વિષય વાસનાઓનો ત્યાગ કરી એકદમ કમ્મર કસીને જ્ઞાન મેળવવામાં પ્રયત્નશીલ થવું જોઇએ. देहं पातयामि वा अर्थं साधयामि આવી કર્તવ્ય બુદ્ધિથી કર્મો દૃઢ થઇએ તોજ આપણી સાધ્ય વસ્તુ સિદ્ધ થાય, અને આ એકજ માર્ગ આપણે માટે ખુલ્લો છે કે જે માર્ગે જતાં આપણે આપણી પ્રાચીન वर्णानां ब्राह्मणो गुरुः આદિ ભાવનાઓ જગતમાં જાગ્રત કરાવી શકીએ. હવે આપણે જ્ઞાન એ શી વસ્તુ છે અને કેવા પ્રકારનું જ્ઞાન આપણે જરૂરનું છે તે જોઇએ: જ્ઞાન એ ઘણોજ વિશાળ અર્થવાળો શબ્દ છે અને તેના પ્રકાર પણ ઘણાજ પડી શકે એમ છે. આપણે ફક્ત એના બેજ પ્રકાર પાડીશું અધ્યાત્મિક અને વ્યાવહારિક. આપણા સમાજને આ બન્ને પ્રકારના જ્ઞાનની ઘણીજ જરૂર છે, પણ તેમજ

અપરા બન્ને પ્રકારના જ્ઞાનની ઘણીજ જરૂર છે. પરા તેમજ અપરા બન્ને પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરે તેજ ગુરૂપણું કરી શકે. શંકર ભગવાને ઇન્દ્રિયોને શાંત કરે તેનેજ જ્ઞાન ગણ્યું છે.† અને આ ઇન્દ્રિયો પરા અને અપરા બે પ્રકારની વિદ્યા હોય તોજ શાંત થઈ શકે, માટે તે બન્ને પ્રકારના જ્ઞાનની આવશ્યકતા છે. જગતમાં બાહ્ય અને આંતર જે જે પ્રવૃત્તિઓ થાય છે તે બધી પ્રવૃત્તિઓ જેને આધારે થાય છે ને સમસ્ત પ્રકારનું વિવિધ જ્ઞાન આપણા સમાજની વ્યક્તિઓને હોવુંજ જોઈએ. અને જો આ ન હોય તો તો અલબત્ત શ્રેષ્ઠતા પ્રાપ્ત નજ થાય. આપણી જ્ઞાન પ્રાપ્ત કરવાની જે જૂની પરંપરા છે તે દેશ કાળ જોતાં હાલ ઇષ્ટ નથીજ. સવારમાં ઉઠી માથું ધુણાવી શબ્દના રૂપ ગોખવામાં વર્ષનાં વર્ષ ગાળવામાં તથા એ શબ્દ કેમ થયો તેનો વિચાર પણ કર્યા વિના અમુક વર્ષ ગાળ્યા કરવાં એ રીતે કોઈ દિવસ પણ આપણી સાધ્ય વસ્તુ સિદ્ધ હવે થઈ શકવાની નથી. ઉક્ત ચાલતી પરંપરા આપણું વિચાર બળ ખીલવતી નથી, આપણી દૃષ્ટિ વિશ્વમાં ફેલાવતી નથી; અંધ પરંપરા માફક આપણે અને આપણુંજ ખરૂં એવી સંકુચિત બુદ્ધિ કરી દે છે; અને હૃદયને કે બુદ્ધિબળને સંશોધક અને વિચારક સત્ય શોધક રીતિએ ખીલવવાનો અવકાશ પણ ન મળે એવી પ્રકારની કેળવણીની વ્યવસ્થા શું કદી આપણી સાધ્ય વસ્તુ સિદ્ધ કરી આપી શકશે? કદીજ નહિ. માટે હવે તો આપણે જુદા પ્રકારના જ્ઞાનની જરૂર છે. આ જ્ઞાન કેમ આપવું અને તેની યોજના કેવી રીતે કરવી જોઈએ તે આપણે કોઈ અન્ય પ્રસંગે વિચારીશું. આ પ્રસંગે તો એટલુંજ કહેવું બસ થશે કે આપણી સાધ્ય વસ્તુ બ્રાહ્મણો જગતગુરૂત્વ કેમ પ્રાપ્ત કરી શકે એજ છે અને તેમાં આપણે આપણા ઋષિ મુનિયો પ્રમાણે જ્ઞાનનોજ આશ્રય લેવો જોઈએ અને તે જ્ઞાન પણ ખુણામાં બેસી ઇન્દ્રિયોને જડ બનાવી દેવાનુ નહિ, પણ આંતર તથા બાહ્ય જગતના સમસ્ત વિષયોનું જ્ઞાન અને તેથી ઉદ્ભવતી કર્તવ્ય પરાયણ નિષ્ઠા, એજ છે.

આપણી સાધ્ય વસ્તુનો એટલો વિચાર કરી હવે આપણે આવા સાધકનો વિચાર કરીએ. સાધ્ય વસ્તુની સિદ્ધિનો ઘણો આધાર સાધક અને સાધન ઉપર છે; તેમાં પણ સાધક એ સાધન પ્રાપ્ત કરનાર વ્યક્તિ હોતાં બધો આધાર સાધક ઉપરજ છે એમ કહીએ તો તેમાં જરા પણ ખોટું નથી. આવી સાધ્ય વસ્તુ પ્રાપ્ત કરવાના પ્રયાસમાં કેવા ઉત્તમ સાધકો જોઇએ તે સહજજ સમજાય એવું છે. ઉપર જણાવેલી સાધ્ય વસ્તુ જેના અંતઃકરણમાં બરોબર ઠસી ગઈ છે અને જે જ્ઞાનવાન અને કર્તવ્ય પરાયણ નિષ્ઠાવાળો છે તેજ સાધક આવી ઉત્તમ સાધ્ય વસ્તુ સિદ્ધ કરી શકે અને જો આવો ઉત્તમ સાત્વિક સાધક ન હોય તો આવી સાધ્ય વસ્તુ સિદ્ધ નજ થઈ શકે. આ કામનો કર્તા સાત્વિક હોવો જોઈએ. તેનામાં શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી ભગવાને બતાવેલાં લક્ષણો સ્વતઃ સિદ્ધ હોવાં જોઇએ.§

---

† ધન્યાષ્ટક. तज्ज्ञानं प्रशम करंयदिंद्रियाणां.

§ मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः। सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्विक उच्यते. ॥१८॥ २६

શબ્દાર્થઃ—આસક્તિથી મુક્ત, અહંકાર વિનાનો, ધીરજ અને વિશ્વાસવાળો, અને કાર્ય સિદ્ધ થાય ના નથાય તો પણ જે વિકાર વિનાનો રહે તે કર્તા સાત્વિક કહેવાય છે.

આવા સાત્વિક સાધકો તૈયાર થઈ કર્તવ્ય પરાયણ થવા જોઈએ, અને સાધ્ય વસ્તુ સિદ્ધ કરવામાં તેમણે જીવન અર્પણ કરવું જોઈએ તોજ કાર્ય પાર પડે. તેમજ હાલમાં દેખાતી અનેક પ્રકારની વ્યાવહારિક ઉપાધિઓથી તેમનું જીવન્મુક્ત હોવું જોઈએ, અને તેઓ વ્યાવહારિક દ્રવ્યોપાર્જનાદિ અનેક ઉપાધીઓથી મુક્ત હોય તોજ તેઓ આવું કાર્ય પૂર્ણ ઉત્સાહ અને કર્તવ્ય બુદ્ધિથી કરી શકે. આવા સાધકો તૈયાર થવા જોઇએ તેને માટે પણ પ્રયાસ કરવો જોઈએ.

હવે સાધનનો વિચાર કરીએ ઘણાનું એમ માનવું છે કે, આપણે સાધન વિનાના છીએ. આપણી પાસે કોઈ પ્રકારનું સાધન નથી. આપણને રાજ્ય તરફથી મદદ મળે તેમ નથી અને આપણે ઘણા નિર્ધન છીએ માટે આવા કામ તો કોઈ શ્રીમાન શેઠીયાઓ અથવા રાજાઓ કરી શકે. આપણા જેવા સામાન્ય માણસોની શક્તિથી આ વસ્તુઓ બહારની છે, માટે જ્યાં સુધી આવી સહાય મળે નહિ ત્યાં સુધી આપણે આપણું શ્રેય કરવું, અને બને એટલો પરોપકાર કરવો તથા લોક કલ્યાણના સારા સારા વિચારોજ કર્યા કરવા. ઈશ્વર આપણને અનુકૂળતા આપે તોજ આવાં કામ થાય, માટે આવા પ્રયાસ કરવાથી ઘણા યુવકો કે પુરુષો પોતાનું જીવન બગાડે છે અને કાંઈ વસ્તુ સાધ્ય કરતા નથી. નથી તેમનો વ્યવહાર સુધરતો અને નથી પરોપકારની વસ્તુ સાધ્ય કરી શકતા આવા આક્ષેપોમા કેટલુંક સત્ય હોય છે કોઈ રાજસી સાધક ફાવતો નથી એ સત્ય છે, અને આવા ઉદ્‌ગારો પણ રાજસી ફલની ઇચ્છાવાળા સાધકનાજ હોય છે કારણ કે સાત્વિક વૃત્તિ નહિ હોવાથી કાંઈ વિઘ્ન આવે અથવા કાંઈ સત્વર ફલ સિદ્ધ ન જણાય એટલે તેવા કર્તા પોતાના કાર્યમા નિરુત્સાહ થઈ આગળ પ્રયત્ન કરવો મુકી દે છે અને આરંભ શૂરા થઈ પછી આરંભેલું કામ પડતું મુકે છે. મહાન કાર્યોમા ઘણીવાર અડચણો આવે છે, તેથી ઘણી વાર આવતું કામ મંદ પડી જતું આપણને જણાય છે પરંતુ ઉત્તમ સાત્વિક સાધકો ઉત્સાહી અને ધીરજવાન રહી આવા કામને વારંવાર ઉત્તેજતા રહે છે અને આ પ્રકારે કાર્યમંદ અને ત્વરિત એવી રીતે ચાલ્યાજ કરે છે. સામાજિકકાર્ય એ સમાજની સહાય વિના નથી થતું. આપણો સમાજ શિક્ષિત નથી માટે આવા ઉત્તમ કાર્યમા જોઇએ તેવી મદદ મળતી નથી તેથી કેટલાક રાજસ સાધકો આરંભેલાં કામ મુકી દે છે અને તેથીજ ઉપરના ઉદ્‌ગારો નીકળે છે. પરંતુ આમ મુકી દીધે ફલ સિદ્ધિ થાય નહિ. કર્મનો એવો નિયમ છે કે કોઈ દિવસ પણ તેનું ફળ થયા વિના રહેતુંજ નથી. અને આવા ઉત્તમ કામમા કલાપીને સિદ્ધિ ન થઈ તો પણ આપણે ઉત્સાહ મુકી દેવા ન જોઈએ. આ પ્રશ્ન અર્જુનની શંકાના જેવોજ છે. અર્જુન શ્રીકૃષ્ણ પરમાત્માને પ્રશ્ન કરે છે કે, મહારાજ! યોગ કરનારો સિદ્ધિ ન પામ્યો અને અધવચથી યોગભ્રષ્ટ થયો તો તેનું શું થાય ? આ પ્રશ્નનું આપેલું ઉત્તરજ આપણા પ્રશ્નમા આપીશું કે नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति કલ્યાણ કરનારની કદી દુર્ગતિ થતી નથી તેમજ આપણો એક પ્રયાસ ન ફલ્યો તો બીજો ફળશે, બીજો નહિ તો ત્રીજો ફળશે ગમે ત્યારે પણ પ્રયાસ ફળ્યા વિના રહેવાનો નથી. આટલાજ માટે આપણે આગળ સાધકના વિચારમાં જોયું કે સાધક સાત્વિક જોઈએ. સિદ્ધિ મળે કે ન મળે પણ જે પ્રયાસમા નિરુત્સાહ ન થાય તેજ ઉત્તમ સાત્વિક સાધક જાણવો. આટલો વિચાર કરી હવે આપણે જોઈએ કે આપણી પાસે સાધન છે કે નહિ ? આપણો સમાજ

ઘણા વિસ્તારવાળો છે; તેમાં ઘણા જ્ઞાનવાન્ છે, ઘણા દ્રવ્યવાન્ છે તેમજ ઘણા વિવિધ વિવિધ શકિતઓવાળા છે. તેમજ અન્ય પ્રજાની સમૃદ્ધિ તે પણ બ્રાહ્મણોમાં યોગ્ય હોય તેને મારેજ છે. આપણે આપણી આવી અધમ દશામાં પણ હીંદુ પ્રજાનું ગુરૂત્વ કર્યાજ કરીએ છીએ. અને જો આપણે આપણી દશા ઉત્તમ કરવાના પ્રયાસ તરફ વળીએ તો સમગ્ર હીંદુ પ્રજા આપણને સાહાય્ય કરે એ નિઃસંદેહ છે. વળી આપણા સમાજમાંજ સાધનોની ખોટ નથી. કોઈ કહે કે, આપણે સાધન વિનાના છીએ; તો હું કહું છું કે, તેમાં કાંઈ પણ સત્ય નથી. આપણે શું જ્ઞાતિભોજનાદિમાં ઓછો ખર્ચ કરીએ છીએ ? મમતમાં ખેંચાઈ ને કેટલીકવાર સરકારની ન્યાય કોર્ટમાં કેટલું બધું દ્રવ્ય વેરીએ છીએ ? આ વિગેરે આપણા જીવનનુ સૂક્ષ્મ અવલોકન કરીએ તો આપણને જણાયા વિના રહે નહિ કે આપણી પાસે સાધનની ખોટ હોવીજ ન જોઈએ. આ સાધનને કેવા ઉપયોગમાં વાળવાં તથા સાધનો ઉત્તમ ઉપયોગમાં આવે એવા જ્ઞાનની આપણને જરૂર છે. ઉત્તમ સાધક અને આપણામાં ઐક્ય, એક વિચાર અને જરૂરની સમજ તેમજ સામાજિક હૃદયની લાગણી આટલી વસ્તુઓની આપણામાં ખરી ખોટ છે, તેમાં પણ સામાજિક કલ્યાણની, જનકલ્યાણની લાગણી આપણામાં મૃત થઈ ગઈ છે તે જો જાગ્રત થાય તો આપણને કોઈ પણ બાહ્ય સાધનની જરૂર રહે નહિ. પાંચ લાખ બ્રાહ્મણો એક લાગણીના અને એક વિચાર ના થાય તો તેમનામાં રહેલી વિષ્ણુશકિત શું આખું બ્રહ્માંડ ડોલાવી ન શકે ? અને શું આની આપણને અત્યારે જરૂર નથી ? ઘણીજ જરૂર છે. અને જ્યારે આ સમાજ એક વિચારનો થાય ત્યારે તેમની પાસે સાધન ન હોય તો પણ સાધન ગમે ત્યાંથી મળી શકે એ નિઃસંદેહ છે. પરંતુ અત્યારે તો આવું વિચારનું અને લાગણીનુ ઐક્ય એજ સાધન ઉત્પન્ન કરવા જેવું છે. બ્રાહ્મણ માત્રમાં **સમાન ભાવ બંધુતાની લાગણી** અને આપણા **શ્રેય**ની ઇચ્છા આ જાગ્રત કરવાની આપણને અત્યારે ઘણીજ જરૂર છે.

ઉપર પ્રમાણે આપણે સાધ્યવસ્તુનો નિર્ણય કરી તેમાં જોઈતા સાધક અને સાધનનો વિચાર કરી જોયું કે ઉપરોક્ત સાધ્ય વસ્તુ પ્રાપ્ત થાય અને તેનાં સાધન તથા તેના સાધકો તૈયાર થાય તો નિ સંદેહ આપણે આપણી પ્રાચીન મહત્તા પ્રાપ્ત કરી શકીએ. આ સિવાય એક પણ માર્ગ તેને માટે જણાતો નથી. સામાજિક કલ્યાણની લાગણી સમસ્ત બ્રાહ્મણોમાં ઉત્પન્ન થશે અને આ લેખમાં બતાવેલા વિચારો ઉપર વિચાર કરી તે વિચારોમાં ઉમેરો કરવા અન્યવિવિધ વિચારો અન્ય બંધુઓ પણ જણાવશે એવી ઇચ્છા રાખી આ લેખ આપણે સમાપ્ત કરીશું.

રામશંકર હરજીવન ત્રિપાઠી.

---

## બ્રાહ્મણ.

દરેક દેશમાં તે સમગ્ર દેશનો 'આધાર ભૂત એક વર્ગ હોય છે. જેને સુશિક્ષિત વર્ગ કહેવામાં આવે છે. આવો વર્ગ બહુધા ઉત્તમ કેળવણી તથા સંસ્કારથી બંધાય છે. આપણા આર્યાવર્તમાં વંશપરંપરાથી ઉત્તમ સંસ્કાર તથા ઉત્તમ કેળવણી મેળવી પોતાની મહત્તા જાળવી

રાખી આગળ પડેલો વર્ગ પોતાની જાતને બ્રાહ્મણ વર્ણ કહેવડાવા મંડયો. બ્રાહ્મણોએ ઉત્તમ જ્ઞાન સંપાદન કરી પોતાના ઉત્તમ ચારિત્રથી પોતાને ચારે વર્ણોમાં શ્રેષ્ઠ ગણાવ્યા.

વર્ણવ્યવસ્થા જગતની હયાતિ સાથેજ જોડાયલી છે. અને તે બધા મુલકોમાં નજરે પડે છે. તે વર્ણ વ્યવસ્થાના બે મુખ્ય પાયા છે. ગુણ અને કર્મ વ્યક્તિઓમા ભિન્ન ભિન્ન પ્રકારના ગુણ તથા કર્મ હોય છે અને તેથી તેઓ પોતાને અનુકૂળ પડતા વિભાગોમાં વ્હેંચાઈ જાય છે અને કુદરતી નિયમને અનુસરતા ચાર વિભાગો દરેક સ્થલે દૃષ્ટિ-ગોચર થાય છે. ૧ બ્રાહ્મણ વર્ણ-બુદ્ધિ પ્રાધાન્ય, ૨ ક્ષત્રિય વર્ણ-શક્તિ પ્રાધાન્ય, ૩ વૈશ્ય વર્ણ-વ્યવહાર-નીતિ તથા કલાકૌશલ્ય પ્રાધાન્ય અને ૪ શૂદ્ર વર્ણ-શુશ્રૂષા પ્રાધાન્ય.

પ્રત્યેક દેશમાં સંસારની તુચ્છ વસ્તુઓને તાબે નહિ રહેનાર પણ પરમતત્વ, સત્યની શોધમા તથા તેના ધ્યાનમાં હમેશાં મચ્યા રહેનાર, દેહની ખોટી ઇચ્છાઓને તથા મનની વાસનાઓ આત્માને ખોટે રસ્તે દોરી જવા ન દેનાર, પણ તેમને પોતાને તાબે રાખી-નિયમમાં રાખી-આત્મોન્નતિના માર્ગમા આગળ વધનાર, પોતાના પવિત્ર પૂર્વજોના ગ્રંથોને અધ્યયન દ્વારા અમર કરનાર તથા સૃષ્ટિના જ્ઞાન ભંડારમા નિરીક્ષણ, પ્રયોગ, વાદ, ચિંતન, વિચાર તથા ઉત્તમ પ્રીતિભાવથી ઉમેરો કરનાર, અને જગતના માર્ગ દર્શક તથા તેના ગુરૂશબ્દને પાત્ર પુરૂષો ઉત્પન્ન થાય છે. તેઓનો બુદ્ધિપ્રાધાન્ય વર્ગમા સમાવેશ થાય છે તેઓ ખરેખર બ્રાહ્મણ છે. જે દેશમા આવા પુરૂષો નથી તે દેશ મસ્તક વિનાના શરીર જેવો છે.

આપણા ભારતવર્ષની અંદર પૂર્વે આવા બ્રાહ્મણો હતા, પરંતુ કાલક્રમથી વર્ણ વ્યવસ્થા કરતા જ્ઞાતિબંધન વધારે પ્રબળ થયા. વર્ણવ્યવસ્થા કાર્ય વિભાગનો ઉત્તમ ઉદ્દેશ સાધે છે અને દરેક માણસ પોતાના ગુણ, કર્મ અને શક્તિને યોગ્ય વર્ણનો સભાસદ થઈ શકે છે. પણ જ્ઞાતિબંધન તો ઉલટી મજબુત બેડીયો નાખે છે. જ્ઞાતિબંધનથી ભારતવર્ષની પ્રજા જૂદા જૂદા ન્હાના વર્તુલોમા વ્હેંચાઈ ગઈ તથા અન્યોઅન્ય પ્રતિ ભિન્નભાવ ઉત્પન્ન થયો. બ્રાહ્મણોએ બીજા જોડે ભોજન વ્યવહાર બંધ કર્યો અને જન્મથીજ બ્રાહ્મણ જન્મે છે એના આગ્રહને પકડી બેઠા.

જ્યાં સુધી બ્રાહ્મણોને પોતાના કર્તવ્યનુ ભાન હતું, જ્યાં સુધી સંસ્કારોમાં તેમની પ્રીતિ તથા આસ્થા હતાં તથા શાસ્ત્રોક્ત રીતિએ તે સંસ્કારો કરવામાં આવતા હતા, જ્યા સુધી વિદ્યામાં તેમને અભિરૂચિહતિ અને જ્યા સુધી સર્વ બ્રાહ્મણો સ્વધર્મનું બરોબર પાલન કરતા હતા ત્યાં સુધી તો જ્ઞાતિ-બંધનની બેડી નાખવાથી પણ કંઈ વિશેષ નુકશાન દેખાયું નહિ. બીજી જ્ઞાતિઓના પુરૂષોને તેઓએ બ્રાહ્મણ-પદ મેળવતા અટકાવ્યા પણ જ્યા સુધી તેઓ પોતે બ્રાહ્મણ રહ્યા ત્યા સુધી તો સર્વ ઠીક ચાલ્યુ.

પણ મધ્યકાળની સર્વ પ્રકારની અવ્યવસ્થાને લીધે તથા તેમના પોતાના આલસ્ય અને પ્રમાદને લીધે બ્રાહ્મણો પોતાનુ બ્રાહ્મણત્વ ખોઈ બેઠા છે. બ્રાહ્મણોના સદ્‌ગુણોમાંના ઘણાખરા તેઓમાં નષ્ટપ્રાય થયેલા છે. તેઓ પોતાના સ્વકર્મમાંથી ભ્રષ્ટ થયેલા છે. સાંપ્રતકાળમાં બ્રાહ્મણોની સ્થિતિ ઘણી બારીક છે, જે કોમો હાલ બ્રાહ્મણનામ ધરાવે છે તેઓ પોતાનો ખરો ધર્મ સમજી કર્તવ્ય પરાયણ નહીં થાય તો આર્યાવર્ત બ્રાહ્મણ નામજ નષ્ટ થશે અથવા તો અત્યંત અધોગતિને પામશે. પતન ક્યાં આગળ અટકશે તેની કંઈ સીમા નથી.

ऐकाऽहारेण संतुष्टः षट्कर्मनिरतः सदा ॥
ऋतुकालाभिगामि च स विप्रो द्विज उच्यते ॥ ६ ॥

એક અહારવડે રહીને સંતોષ માનનારો, ષટ કર્મ એટલે સ્નાન–સંધ્યા–જપ–દેવપૂજન–તર્પણ–અને વૈશ્વદેવ વિગેરે સત્કર્મો કરનારો અને ઋતુ સમયેજ પોતાની સ્ત્રિ સાથેજ સંગ કરનારો બ્રાહ્મણ દ્વિજ જાણવો. ૬.

अकृष्टफल मूलानी वनवासरतः सदा ॥
कुरुतेऽहरहः श्राद्धं ऋषिर्विप्रः स उच्यते ॥ ७ ॥

પોતાની મેળે (ખેતી વિના) પાકેલાં ફળ, મૂળ ખાનારો, વનવાસ કરનારો, નિત્ય શ્રાદ્ધ કરનારો, એવી વૃત્તિ વાળાને ઋષિ બ્રાહ્મણ જાણવો. ૭.

सावित्र्या वाऽपि गायत्र्या संध्योपासनवर्जित. ॥
अज्ञानो हिष्टकर्माणो ब्राह्मणो नामधारकः ॥ ८ ॥

વિદ્યા વગરનો, ગાયત્રિ જપ નહિ કરનારો, સંધ્યાદિક ક્રિયાનો ત્યાગ કરનારો, ઈશ્વર સંબંધી જ્ઞાન વિનાનો નિંદિત કર્મ કરનારો, તે માત્ર નામ ધારક બ્રાહ્મણ છે

धर्मध्वजाः सदालुब्धः छद्मिको लोकदम्भकः ॥
बैडालवृत्तिको ज्ञेयो हिंस्रः सर्वाऽभि सारकः ॥ ९ ॥

લોભને માટે ધર્મ કરનારો, છળ કરનારો, ખોટો ઢોંગ લોકમાં દેખાડનારો, અને ઘાતકી કૃત્ય કરનારો એવાને બિલાડવૃત્તિવાળો બ્રાહ્મણ જાણવો. ૯.

अधोदृष्टिर्निष्कृतिकः स्वार्थसाधनतत्परः ॥
शठो मिथ्याविनीतश्च बकवृत्तिचरो द्विजः ॥ १० ॥

નીચું જોઈને નિંદિત કામ કરનારો, પોતાનો અર્થ સાધનારો, મૂર્ખ, જૂઠી નમતા બતાવનારો, તે બગલા વૃત્તિનો બ્રાહ્મણ જાણવો. ૧૦.

આ વર્ણન બ્રાહ્મણનાં કર્મ સુધારક ૧૦ વર્ણનો અલંકૃતિ યુક્ત છે. તે સાથે બ્રાહ્મણોમાં ગુણ પ્રમાણે નામ પાડ્યાં હોય એમ જણાય છે.

વળી મત્સ્ય પુરાણમાં સૌથી શ્રેષ્ઠ બ્રાહ્મણ–જે બ્રહ્મચર્ય તપ પાળનારો છે તેને ઉત્તમ ગણ્યો છે.

ब्रह्मचर्यादि ब्राह्मणस्य ब्राह्मत्वं विधियते ॥
एवमाहुः परेलोके ब्रह्मचर्य विद्गोमनाः १ ॥
ब्रह्मचर्ये स्थितं धैर्य ब्रह्मचर्ये स्थितं तपः ॥
येस्थिता ब्रह्मचर्येषु ब्राह्मणा दिवि संस्थिताः ॥ २ ॥

બ્રાહ્મણને બ્રહ્મચર્ય પાળવું એજ બ્રાહ્મણપણાનો મુખ્ય નિયમ છે, એવું ઋષિઓનું વચન છે બ્રહ્મચર્યમાં ધૈર્ય છે કારણ કે બ્રહ્મચર્યનું તપ મોટું છે એવા બ્રાહ્મણો આ લોકમાં રહ્યા છતાં સ્વર્ગને વિષે રહ્યા જણાય. ૨.

**नाऽस्तियोग विना सिद्धिर्न वा सिद्धि विना यशः ॥**
**नास्ति लोके यशो मूलं ब्रह्म चर्यात्परं तपः ॥ ३ ॥**

યોગાભ્યાસ કર્યા સિવાય સિદ્ધિઓ મળતી નથી, ( યોગ એટલે યમ-નિયમ-આસન પ્રાણાયામ—પ્રત્યાહાર—ધારણા—ધ્યાન અને સમાધિ મળીને અષ્ટાંગ યોગ છે. ) તેથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સિદ્ધિ પ્રાપ્ત થવાથી યશ મળે છે એટલે યશનું મૂળ બ્રહ્મચર્ય વગર બીજું નથી, માટે બ્રહ્મચર્ય છે તેજ તપ છે.

એ રીતે બ્રાહ્મણોમાં રહેતા ગુણો અને કર્મ તથા બ્રહ્મચર્ય વડે આવતી સિદ્ધિ જણાવી તેથી સદ્વર્તન તરફ લક્ષ રાખી યશ સિદ્ધિ પ્રાપ્ત કરવી તેજ પોતાનું બ્રાહ્મણત્વપણું છે.

બ્રાહ્મણોની ઉત્પત્તિ વિશે જૂદા જૂદા મતો છે. કોઈ પ્રથમ સાત ઋષિઓ ઉત્પન્ન થયા અને કોઈ આઠ થયા કહે છે.

**जमदग्नि र्वसिष्ठोऽत्रि, विश्वामित्रोऽथ गौतमः ॥**
**भारद्वाजः कश्यपान्योऽगस्त्यश्चगोत्रिण स्मृताः ॥**

૧ જમદગ્નિ, ૨ વસિષ્ઠ, ૩ અત્રિ, ૪ વિશ્વામિત્ર, ૫ ગૌતમ ૬ ભારદ્વાજ, ૭ કશ્યપ, અને છેલ્લા આઠમા અગસ્ત્ય મુનિ થયા એ મૂળ પુરૂષો બ્રહ્મામાંથી બ્રાહ્મણ રૂપે થયા.

બીજો મત એવો છે કે મૂળ પુરૂષ બ્રહ્મા-તેમના પ્રથમ ૧૦ માનસ પુત્ર ઉત્પન્ન થયા. તે નીચે પ્રમાણેઃ—

૧ નારદ, ૩ વસિષ્ઠ, ૫ ક્રતુ, ૭ પુલસ્ત્ય, ૯ અત્રિ,
૨ દક્ષ, ૪ ભૃગુ ૬ પુલહ, ૮ અંગિરા, ૧૦ મરીચિ.

બ્રહ્માના વિવાહિત પુરૂષો ૭ થયા તેની વીગત.—

૧ વિશ્વામિત્ર, ૨ જમદગ્નિ, ૩ ભરદ્વાજ, ૪ ગૌતમ, ૫ કશ્યપ, ૬ અગસ્ત્ય, એ રીતે બ્રહ્માના ૧૬ પુત્રો થયા. તેમનો વંશ વધ્યો. તે મધેના નીચેના સાત પુત્રોના સાત ગણ બંધાયા છે.—

જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર, અત્રિ, વસિષ્ઠ, કશ્યપ.

બીજાં અનેક ગોત્રો થયાં છે પરંતુ સપ્તર્ષિના સમુદાયમાં ૪૯ ગોત્ર મુખ્ય છે; કારણ કે પ્રવર ભેદ વધતા જોવામાં આવતા નથી.

ઉપર લખેલા સપ્તર્ષિ માંહેના ૪૯ ગોત્રો મધે જમદગ્નિ અથવા ભૃગુનાં, ગોત્ર, વસિષ્ઠનાં ૪, અત્રિનાં ૫, વિશ્વામિત્રનાં ૫, ગૌતમનાં ૧૦, ભારદ્વાજનાં ૪, કશ્યપનાં ૪, અને અગસ્ત્યનાં ૧૦ મળી ૪૯ ગોત્ર થયાં છે.

એ ૪૯ ગોત્ર સપ્તઋષિમાંથી થયાં છે, અને વળી ગોત્રમાં જે નામાંકિત મહાત્મા પુરૂષો થયા તેમની ગણના પ્રવર તરીકે ગણવામાં આવી છે એથી એક એક ગોત્રમાં બીજો પ્રવરો વધારે થયાં છે. એવા મળતા સપ્રવર કેસ ગોત્રવાળા બ્રાહ્મણોમાં પરસ્પર લગ્ન વ્હેવાર થતો નથી સબબ તે એકજ કુટુંબના છે એમ ગણાય છે.

આ પ્રવરો વિશે બીજે પ્રસંગે નોંધ આપીશું.

બ્રહ્માના ૧૬ પુત્રો સિવાયનાં બીજાં ગોત્રો જોવામાં આવે છે તે-(૧) આંગિરસ, (૨) ઉપમન્યુ, (૩) કુત્સ (૪) કૌશિક, (૫) કૌંડિન્ય, (૬) ગાર્ગ્ય, (૭) નૈધ્રુવ, (૮) પાર્થિવ, (૯) બાદરાયણ, (૧૦) મુદ્ગલ, (૧૧) લોહિતાક્ષ, (૧૨) શાંડિલ્ય, (૧૩) શાલાક્ષ, ઇત્યાદિ.

વાચનથી મનુષ્યનું મન કેવું ઉન્નત થાય છે અને તેની લાગણીઓમાં કેવું બળ આવે છે તે આણી તરફના લોકો જાણતાજ નથી. નવું નવું જાણવું અને કંઇક નવું કરવું એવી હોંશજ આપણામાં રહેલી નથી. અમુક જાતનાં એક માર્ગી કર્મો અને એકના એક પુસ્તકની પારાયણ કર્યા કરવી એ આપણી જુની રીત છે. શહેરોમાં તેમજ ગામડાઓમાં લોકની પ્રવૃત્તિ જ્યાંને ત્યાં મંદ છે આમંદી આજ કાલની નહિ પણ જમાનાઓની ઓઘે ઉતરેલી છે. દિવસમાં એકાદ બે કલાક મહિનામાં પાંચ સાત દિવસ અને વર્ષમાં એકાદ બે મહિના જેટલુંજ કામ કરી આખું વરસ તડાકા મારવા, કુથલીએ કરવી કે, નાત જાતમાં ઉંધાં ખણવાં એજ આપણા લોકની નવરાઇનો ઉપયોગ જણાય છે. આપણા લોકમાં ચાલતા વ્યવસાયોનું નિરીક્ષણ કરતાં જણાય છે કે તેમાંનો એકે વ્યવસાય એવો નથી કે જે મનુષ્યને ઉન્નતિને માર્ગે લઈ જાય. દરેક વ્યવસાય કંઇને કંઈ અપલક્ષણ શીખવાડે અથવા કલેશ કરાવે એવો છે, સ્ત્રીઓ અને પુરૂષો ઉભય આપણા લોકમાં એટલાં બધાં નવરાં રહે છે કે જો તેમને એક બીજાની કુથલી કરવાનું કે પંચાતો કરવાનું ના હોય તો તેમનો વખત તેમને કંટાળો આપી ગભરાવી દે. મનુષ્ય મનુષ્યને ગુણ કરતાં અવગુણ વધારે શીખવે છે જ્યારે પુસ્તક ગુણવાન-મનુષ્યના શિક્ષક કે ઉપદેશક થવાને યોગ્ય એવા બુદ્ધિશાળી મનુષ્યે બનાવેલું હોય છે અને ગમે તેટલું અક્ષમ વિચારોવાળું હોય છે તેમ છતાં વાંચનારને પોતાની નિદાંષતાથી નિર્દોષી રાખી ગુણનોજ ઉપદેશ કરે છે, માટેજ વિદ્વાનોએ કહેલું છે કે. પુસ્તકના જેવો કોઈ મિત્ર નથી. પુસ્તક, ચોપાનીઉં કે વર્તમાન પત્ર આપણી સાથે લડતું નથી, વાંધો પાડતુ નથી અને એને ત્યજી દઇએ અથવા એના વિચારોથી ઉશ્કેરાઈ તેની ઉપર ગુસ્સો કરીએ તો પણ સામું થતું નથી એટલે આપણને તે વિચારનો અવકાશ આપે છે અને જ્યાં આપણે તેની ઉપર વિચાર કરવા માંડીએ છીએ એટલે નવી નવી બાબતો આપણને સુઝી આવે છે. આ પ્રમાણે વાંચન પોતાના વિચારો આપણી આગળ મુકી આપણને તેની ઉપર વિચાર ચલાવવાનો વખત આપે છે. મનુષ્યની સાથે વાદવિવાદ કરતાં એક જાતનો કસ ઉત્પન્ન થાય છે તે કદાપિ તેના વિચાર બદલે કે જુદું બોલે તો તેની ઉપર ગુસ્સો આવે છે અને ગુસ્સાની સામે ગુસ્સો થવાથી લડાઈ થાય છે અને તેમાંથી એક જાતનો કલેશનો કીડો ઉત્પન્ન થાય છે. વાંચન બિચારૂ ફરી જઈ શકતું નથી, જુદું બોલી શકતું નથી ને આપણે ગુસ્સે થઇએ તોપણ તે ગુસ્સે થતું નથી એટલે શાંત રીતે આપણને પોતાની ઉપર વિચાર કરવાને પ્રેરે છે. મનુષ્યની સાથે મોંડામોંડ વાતચિત કરવા કરતાં વાંચનની વાતચિત નિર્દોષ છે.

વિવિધ જ્ઞાનનાં લખાણો વાંચનાર મનુષ્ય, સંસ્કૃતમાં જેને બહુ શ્રુત કહેવામા આવે છે તેવો સાર્વ દેશિક જ્ઞાનવાળો થાય છે અને તેની બુદ્ધિ પછી જે વિષયમાં પ્રયોજાઈ હોય તેમાં આરપાર ચાલી જાય છે. વર્તમાનપત્રો, અને ચોપાનીઆંએ કેળવણી ખાતા કરતાં પણ વધારે જ્ઞાનનો વિસ્તાર કર્યો છે. કેળવણી ખાતું અમુક મુદ્દત સુધી અમુક અમુક ચોપડીઓમાંજ મનુષ્યને કેળવે છે જ્યારે વર્તમાનપત્રો અને ચોપાનીઆં તો દરેક વિષયમાં મનુષ્યને તેની ઉમ્મરભર કેળવ્યાજ કરે છે. વર્તમાનપત્રોના વાંચનથીજ આપણે અને પંજાબીઓ તથા મદ્રાસીએ એક બીજાને ભાઇઓ ગણવા લાગ્યા છીએ. વર્તમાનપત્રો વગેરેના વાચનથીજ આપણે આપણી રહેણી કરણી અને બીજી પ્રજાઓની રહેણી કરણીનું સામ્ય!

કરવા લાગ્યા છીએ. દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક અને માસિકોના વાચનેજ આપણા ઘરમાં જુદી જુદી જાતના વિચારો ઉત્પન્ન કર્યા છે અને આપણે 'કોણ ?' તે સમજવાની શક્તિ પણ ઉક્ત વાચનેજ આપણુને આપી છે માટે બંધુઓ ! જો તમારો અને તમારાં કુટુંબોનો શ્રેય ઇચ્છિતા હોતો તેમનાં વાચનમાં વધારો કરતા રહો, એક માણસની સાથે આખો દિવસ કુથલી કર્યાથી વખત એળે જાય છે અને દુર્ગુણ આવે છે જ્યારે ગમે તેવી ખગબ એક કાગળની કાપલી પણ જો તેની ઉપરની બે લીટીઓ વાંચી હોય છે તો બહુ મોટો લાભ કરે છે માટે વાંચનની અભિવૃદ્ધિ કરો અને પછી જુઓ કે તમારી અવસ્થા સુધરે છે કે નહિ ?

લી૦ બ્રાહ્મણ.

---

# સરખેજમાં નવી જાગૃતિ.

હાલમાં આપણા સમાજને ઘણીજ જરૂર જ્ઞાનનીજ છે. આપણમાં કેળવણીનો અભાવ છે અને ધર્મની અને નીતિની કેળવણી ન હોવાથી તથા કેળવણી આપનારા ઉત્તમ શિક્ષકો ન હોવાથી આપણી ભાવી પ્રજાના ભવિષ્ય વિષે શુભેચ્છકોને ઘણા દુ:ખદ વિચારો આવે છે. આના સમયમાં ભવિષ્યની પ્રજાનું કલ્યાણ કરવાને જે કેળવણી નિશાળોમાં આપવામાં આવતી નથી તેવી ધાર્મિક અને નૈતિક કેળવણી ઘરમાં પુરી પાડવી જોઇએ. અને તેનો લાભ બન્ને જાતીનાં બાળકોને મળવો જોઇએ. બાળાઓને પણ ધર્મ અને નીતિનું શિક્ષણ આપવું જોઇએ અને બાળકોને પણ કર્મકાંડ ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થાય અને તે દ્વારાએ આગળ ઉપર ધર્મમાં વધારે પ્રવૃત્તિ કરે એટલા માટે એવું શિક્ષણ આપવું જોઇએ. આવા ઉદ્દેશથી હાલમાં સરખેજમાં એક સંધ્યા ક્લાસ ઉઘાડવામાં આવ્યો છે જેમાં આશરે પચીસેક બાળકો ગાયત્રી સંધ્યા સ્તોત્ર પાઠ તથા સૂર્યને નમસ્કાર શીખે છે. આની સાથેજ પરણેલી બાળકીઓને માટે તેમજ વિધવાઓને માટે પણ એવીજ યોજના કરવામાં આવી છે. કન્યાઓને સાસરે કેમ વર્તવું ઉદ્યોગી કેમ થવું નીતિમાન કેમ થવું ઘરના કામકાજમાં સ્વચ્છતા, પવિત્રતા આદિ કેમ રાખવાં, સગાં સબંધી સાથે કલહન કરતાં સારી રીતે કેમ વર્તવું આદિ વિષયનું જ્ઞાન આપવા માંડયું છે. તેમજ વિધવાઓએ પોતાના ધર્મમાં કેમ રહેવું. તથા પોતાનું કલ્યાણ કરી પોતાનું જીવન પરોપકારમાં કેમ ગાળવું આદિ જ્ઞાન વિધવાઓને પણ આપવા માંડયું છે અલબત્ત આમાં સહાયકોની ખામીને લીધે અડચણો ઘણી હોય છે તેમજ આપણા લોકોને સામાજીક કાર્યમાં સહાય આપવાની ટેવ ન હોવાથી કાર્યની ગતિ મંદ ચાલે છે. પરંતુ આગ્રહથી કામ કરવામાં આવે તો કોઈ કાર્ય ફળ વિનાનું રહેતુંજ નથી તે પ્રમાણે ઉપરના કાર્યની શરૂઆત કરી છે. આવા સામાજીક કામો વૃદ્ધ પેન્શનરો તથા જ્ઞાતિના વૃદ્ધયા યુવાન સાધન યુક્ત પટેલોએ કરવાં જોઇએ અથવા તેવા કામ થતાં હોય તેમાં તન મન અને ધનથી સહાય આપવી જોઇએ. સરખેજ ગામનાં સ્વર્ગસ્થ માસ્તર દામોદરદાસના પુત્ર મણીલાલના લગ્ન પ્રસંગે તેમના મમગ રા. ઉમયાશંકર તરફથી અમને મહેમદાવાદથી સંધ્યા

# गुर्जर ब्राह्मण.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । समानो मन्त्रस्समितिः समानी समानं मनस्सह चित्तमेषाम् ॥ समानं मन्त्रमभि मन्त्रये वः । समानीव आकूतिः समाना हृदयानि वः ॥ समानमस्तु वो मनो यथा वस्सुसहासति ॥ ऋग्वेद

ભાવાર્થઃ—બંધુઓ! એકત્ર થાઓ, વાણીમાં, વિચારમાં અને કર્મમાં એકતા રાખો તમારા સમાજનું કર્તવ્ય અને કાર્ય સમાન હો, તમારો ઉદ્દેશ સમાન હો, તમારા વિચાર સમાન હો તમારી ગૂઢ કાર્ય દક્ષતા સમાન હો, એમ મારી શિક્ષા છે. તમારી ઇચ્છાઓ સમાન હો, તમારાં હૃદયો એકત્ર થાઓ, તમારા મન એકત્ર થાઓ કે જેથી કરીને તમારામાં ગાઢ એકતા થાય. હે! અગ્નિદેવ અમારી આ ઇચ્છુમ કરો.

વર્ષ ૧, અંક ૧૨. [ માસિક. ] જ્યેષ્ઠ. સંવત ૧૯૬૬.

તન્ત્રી—હરજીવન ત્રિભુવન ત્રિપાઠી. સરખેજ.



સ્થાપક 'ગુર્જર બ્રાહ્મણ' ની ઑફિસ પખાલીની પોળ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સુદ્ધાંત રૂ ૧ અગાઉથી.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ—અમદાવાદ.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તંત્રી જવાબદાર છે, સહીવાળા લેખોને માટે તે લેખકજ જવાબદાર છે.

૨ માસિક માટે મોકલેલું લખાણ કાગળની એકજ બાજુ સારા અક્ષરથી લખી મોકલવા કૃપા કરવી. અને આ લખાણ જો માસિકમાં લેવામાં નહીં આવે તો અમે તે પાછું મોકલવા બંધાતા નથી.

૩ માસિકનો આ છેલ્લો અંક આવેથી લવાજમ મનીઓર્ડરથી મોકલવા વિનંતિ છે. જેથી અમારૂ વ્યવહારૂ કામ સરળ થઈ પડે. જે ગ્રાહક અંક વિ. પિ. થી મંગાવે છે તેમને મોકલવામાં આવે છે. જેમણે ગ્રાહક નજ થવું હોય તેમણે કૃપા કરીને પત્રથી જણાવવું અગર પાછું મોકલવું ગ્રાહક થઈ અંકો ગમ્યા પછી લવાજમ ન મોકલવું, અને આપણના ધર્માદા કાર્યમાં નુકસાન પહોંચાડવું એ ધર્મ કાર્યથી ઉલટું ગણાય માટે તે ઉપર દરેક બંધુ ધ્યાન આપશે એવી આશા છે. માસિકનું લવાજમ મોકલવામાં તેમજ આના સર્વે પત્રવ્યવહારમાં માસિક ઉપર લખાતો નંબર લખવાની કૃપા કરવી જેથી અમને લીસ્ટમાંથી નામ ખોળવામાં હરકત નડે નહીં. એક બે મહીના વાટ જોતાં જેના લવાજમની માસિકમાં પહોંચ ન આવી હોય તેણે લખી જણાવવું. વ્યવસ્થાપક—સુન્દર આશ્રમ ઓફિસ.

સરખેજ—અમદાવાદ પાસે.

---

## સરખેજ તથા અમદાવાદના ગ્રાહકોને વિનંતિ.

સરખેજ તથા અમદાવાદના ગ્રાહકોને વિનંતિ કરવામાં આવે છે કે હવે વર્ષ પૂરૂં થવા આવતું હોવાથી તેમણે કૃપા કરીને તેમનું લવાજમ પહોંચાડવું જેથી વર્ષ આખર પહેલાં અમારો હિસાબ ચોખ્ખો થઈ જાય, અને અમારી સગવડ સચવાય. માસિક વહેંચનારને પહોંચ લઈ લવાજમ આપવાની કૃપા કરશોજી.

---

## શુદ્ધિપત્ર.

| અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- |
| પૃ. [illegible] | પૃ. [illegible] |

---

# गुर्जर ब्राह्मण.

ॐ। सहनाववतु । सहनौभुनक्तु । सहवीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु
माविद्विषावहै ॥ य उपनिषत्सु धर्मास्ते मयिसन्तु ते मयिसन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्ति. उपनिषद्.

અર્થ:—( તે બ્રહ્મ ) અમારું બન્નેનું સાથે રક્ષણ કરો. અમારું બન્નેનું સાથે પોષણ કરો. અમે બન્ને સાથે સામર્થ્ય સંપાદન કરીએ. અમારું અધ્યયન કરેલું તેજસ્વી થાઓ અને અમે બન્ને દ્વેષ ન કરીએ. ઉપનિષદમાં જે ધર્મ કહ્યા છે તે મારામાં હો. તે મારામાં હો.

ॐ शान्ति शान्ति शान्ति

વર્ષ ૩, અંક ૧૩. [ માસિક. ] જ્યેષ્ઠ. સંવત્ ૧૯૬૬.

## સાધન ચતુષ્ટય.

મનુષ્ય જીવનના ચાર પ્રાપ્તવ્ય પદાર્થોમાનો છેલ્લો મોક્ષ પદાર્થ પ્રાપ્ત કરવાના ચાર સાધન શ્રી શંકર ભગવાને બતાવ્યા છે ને વેદાન્તસાહિત્યમાં સાધન ચતુષ્ટયના નામથી પ્રસિદ્ધ છે. આ ચાર સાધનોમાં બતાવેલા ગુણો જ્યારે મનુષ્ય પ્રાપ્ત કરે છે ત્યારેજ તે આત્મશોધને માટે યોગ્ય થાય છે. અસલના સમયમાં ગુરૂઓ તથા આચાર્યો મોટા તત્વજ્ઞો હતા, અને તેઓ જીજ્ઞાસુના અધિકાર તપાસી તે પ્રમાણે ઉપદેશ આપતા હતા. મોક્ષના ત્રણ માર્ગ જે આપણા ધર્મ શાસ્ત્રમાં બોધેલા તે તેમાંના જે માર્ગને યોગ્ય અધિકારી જણાય તે માર્ગમાં તેને પ્રવર્તાવે એવો વિવેક તે સમયમાં હતો. અને આવા દ્રષ્ટાંતોથી આપણું ધર્મ સાહિત્ય ભરપૂર છે. આ પ્રમાણે અધિકારી જોઈ યોગ્ય જ્ઞાન આપવાનો આપણો પ્રાચીન રિવાજ ઘણોજ ઉત્તમ હતો, કારણ કે હાલના તેથી ઉલટાજ સમયમાં આપણે જે કેટલીક વાર વેદાન્તના જ્ઞાનનો ઉંધો ઉપયોગ થતો જોઇએ છીએ તે થવાનો તેમાં સંભવજ રહેતો નહિ. હાલમાં પુસ્તકો વિગેરેના ફેલાવથી તથા છાપવાની કળાનો વિસ્તાર થવાથી પુસ્તકીયુ જ્ઞાન સહેલું થઈ પડ્યું છે. અને આથી કોઈક પુસ્તક વાંચી તેમાનું થોડું આમથી, થોડું તેમથી એમ લઈને મિથ્યા વેદાન્તી થયેલા હાલમાં ઘણા જોવામાં આવે છે તેમજ ગીતાનાં કહ્યા પ્રમાણે તત્વજ્ઞ અર્હન્તા જેઓ જ્ઞાનમાં પૂર્ણ થયલા છે તેમની પાસેથી ઉપદેશદ્વારાએ જ્ઞાન લીધેલું નથી હોવાથી તે જ્ઞાન અનુભવ વગરનું અપૂર્ણ હોય છે, અને તેથી કરીને ઘણીવાર અર્થનો અનર્થ કરવામાં આવે છે, અને કેટલીક વાર તો આખી-

વસ્તુ જ ઉંધી સમજાઈ જાય છે, જેથી જીવનનો માર્ગ જ કંઈ વિચિત્ર થયેલો આપણા જોવામાં આવે છે. હવે જ્ઞાન માત્ર અમુક પુરૂષોના હાથમાં રાખવું તે જન સમાજને માટે ઇષ્ટ છે કે તેને સ્વતંત્ર રીતે વહેતું મુકી દેવું એ ઇષ્ટ છે તે પ્રશ્ન આ વિષયમાં ન ચર્ચતાં ફક્ત આપણે અધિકાર વિષયમાં આટલો વિવેક કરી હવે સાધન ચતુષ્ટય એટલે શું અને તે સાધન ક્યાં ક્યાં બતાવ્યાં છે તેનો વિચાર કરીએ.

આ ચાર સાધનોનો વિવેક કરતા પહેલાં આપણે સાધન એ શબ્દનો અર્થ અને એ શબ્દનો અત્રે કયા અર્થમાં ઉપયોગ થયો છે તે જોઇએ. સાધન શબ્દ સંસ્કૃત साधु ક્રિયાપદ પરથી થયેલો છે. સાધ એટલે પ્રાપ્ત કરવું અથવા પુરૂ કરવું. અને તેથી સાધન એટલે પ્રાપ્ય પ્રાપ્ત કરેલી વસ્તુ. જે વસ્તુ સારી રીતે પૂર્ણ રીતે પ્રાપ્ત થઈ હોય તે સાધ્યવસ્તુ કહેવાય અને તે જ સાધન કહેવાય. તે પ્રમાણે મોક્ષ પ્રાપ્ત કરવાને સર્વત્ર આત્મ દષ્ટિ થવાને ચાર સાધન ( વસ્તુ ) પ્રાપ્ત કરવાની ખાસ જરૂર છે. જેમ સૂર્ય ચંદ્રની ગતિ જાણવાને તે તે વસ્તુઓનુ અને તત્સંબંધી શાસ્ત્રનુ અધ્યયન કરવું પડે છે, તેમજ મોક્ષ પ્રાપ્ત કરવા હોય તેવા પુરૂષે અધિકારી થવા પહેલાં ચાર સાધન પ્રાપ્ત કરવાં જ જોઇએ. આ ચાર સાધનો જેણે પ્રાપ્ત કર્યા ન હોય તેનાથી મોક્ષ મેળવવાના પ્રયોગ ફળીભૂત થવાય જ નહિ. જેમ રસાયનશાસ્ત્રમાં કોઈ શોધકને અમુક ધન કે પ્રવાહી વસ્તુ બનાવવી હોય અથવા કોઈ પણ પદાર્થમાંથી પ્રાણવાયુ અલગ કરવો હોય તો અગ્નિ તેમાં જોઇતી વસ્તુઓ આદિ સાધનો તેમજ તે સાધનો વાપરવાનુ જ્ઞાન હોવું જ જોઇએ. ન હોય તો તે વસ્તુઓ પ્રાપ્ત ન જ થાય, તેવી રીતે મોક્ષ મેળવવાની જે જીવાત્માને ઇચ્છા હોય તેણે આ ચારે સાધનો પ્રાપ્ત કરવાં જ જોઇએ. જો તે પ્રાપ્ત ન કરે અને જ્યાં સુધી તે બરોબર સાધ્ય ન કરે ત્યાં સુધી તે મોક્ષ મેળવવાનો અધિકારી થઈ શકે નહિ. હવે આપણે આ ચાર સાધનો ક્યાં ક્યાં છે તે જોઇએ· (૧) सत्यासत्य नित्यानित्य वस्तुविवेक (૨) विराम (૩) शमदमादि षट्सपत्ति (૪) मुमुक्षुता.

(૧) સત્યાસત્ય વસ્તુવિવેક. એટલે જગતમાં આપણે સ્થૂલ અને સૂક્ષ્મઇન્દ્રિયો દ્વારા જેટલી વસ્તુઓનુ જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ તે બધી વસ્તુઓનો તેઓ નિત્ય છે કે અનિત્ય છે એવો વિચાર કરવો. જે વસ્તુ નિત્ય છે તે ત્રણે કાળમાં તેમજ ત્રણે સ્થિતિમાં એકજ રહે છે, જેમાં કોઈ પણ પ્રકારની વિક્રિયા નથી થતી તે વસ્તુને આપણા તત્વજ્ઞ પુરૂષોએ સત્ એવું નામ આપ્યું છે. અને તે શિવાયની સમસ્ત જેટલી વસ્તુઓ છે તે બધી અસત્ કહેવાય છે. તે પ્રમાણે ઇન્દ્રિયો દ્વારા મન જ્યારે જગતની કોઈ વસ્તુ તરફ ખેંચાય ત્યારે તેની આંતરવૃત્તિ કરીને તેની સાથે તે તે વસ્તુઓ અનિત્ય છે કે નિત્ય છે, સત્ય છે કે અસત્ય છે તેનો વિચાર કરવો. આ પ્રથમ સાધન છે. આ સાધન પ્રાપ્ત કરવા જેવું ઉપર ઉપરથી જણાય છે તેવું સહેલું નથી. કારણ કે વસ્તુની અનિત્યતાનુ જ્ઞાન થવાને વિક્રિયાવાન પ્રકૃતિનો અભ્યાસ કરવો જોઇએ, અને ભૌતિકવસ્તુઓનું પ્રથક્કરણ કરી શકવાનુ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. જ્યારે આ પ્રથક્કરણ બરોબર કરી શકાય ત્યારે જ આ સાધન પ્રાપ્ત થાય. પશ્ચિમ તરફના ભૌતિક વૈજ્ઞાનિકો આ વિષય તરફ વળ્યા છે અને તેમને પણ હવે જણાવા લાગ્યું છે કે, જે રૂપ આપણે ચક્ષુદ્વારા દેખીએ છીએ તેમજ બીજી ઇન્દ્રિયો દ્વારા અનુભવીએ છીએ તે તે, તે વસ્તુનું ખરૂં સ્વરૂપ નથી. તેમજ દરેક વસ્તુમાં

સમાન એવું એક કાંઈક છે જે સર્વે વસ્તુમાં જણાય છે અને જેને આધારે બીજી સમસ્ત વસ્તુઓ રહેલી હોય એમ જણાય છે. આવો વિવેક હવે ત્યાંના વૈજ્ઞાનિકો કરવા લાગેલા છે. તો ઉપરનો નિત્યાનિત્ય વસ્તુવિવેક થવાને પશ્ચિમ તરફના વિજ્ઞાનિકોના જેટલું જ્ઞાન જોઈએ ત્યારેજ ખરેખરો અનુભવ સિદ્ધ વિવેક થઈ શકે, નહિ તો ફક્ત વિચારથીજ આવો વિવેક થઈ શકે, જે આપણે હાલ કરીએ છીએ. આપણે હાલ એક વસ્તુ સત્ય છે તે વસ્તુ ઈન્દ્રિયોથી અગમ્ય છે એમ માની લઈએ છીએ, અને વસ્તુ શિવાયની બધી વસ્તુઓ જે છે, ભાસે છે અને વિક્રિયાવાન છે તે અનિત્ય છે આ પ્રમાણે આપણે વિવેક કરીએ છીએ. પરંતુ ખરો અનુભવ સિદ્ધ વિવેક તો જ્યારે આપણે ઉપર જણાવ્યું તેવું જ્ઞાન પ્રાપ્ત કરી તેના ઉપર પ્રયોગો કરી વિચારી કાઢીએ ત્યારેજ થયો કહેવાય. આ પ્રમાણે એક લાકડાનો કકડો લઈએ. તેનો સ્પર્શ કરીએ, તેને સુંઘી જોઈએ, તેનું વજન તપાસીએ. પછી તેમાં મૂળ તત્વો કેટલાં છે તે પ્રથક્કરણ દ્વારા જાણીએ અને પછી છેવટે એમ જણાય કે આનું નામ, રૂપ ખરી વસ્તુથી જુદુંજ છે અને આ એક કકડો પણ એક કોઈ અગમ્ય વસ્તુને આધારેજ અસ્તિ ધરાવે છે, ત્યારે આપણને તે વસ્તુ સંબંધી નિત્યાનિત્ય વસ્તુવિવેક થયો કહેવાય. આ પ્રમાણે એક વસ્તુ ઉપરથી સમસ્ત જડ વસ્તુઓનો વિવેક આપણને થઈ શકે છે અને આ વિચાર જેમ જેમ આપણે દરેક વસ્તુમાં કરીએ તેમ તેમ આપણને નિ-શ્ચયજ થતો જાય કે આ જગત બધુ અનિત્ય છે, અને તે એક અગમ્ય એવી સત્ વસ્તુને આધારે રહેલું છે. તેજ પ્રમાણે પોતે એ શી વસ્તુ છે તેનો વિચાર કરતાં પણ આપણને જણાય કે આપણા બે વિભાગ થઈ શકે છેઃ એક અનિત્ય વસ્તુઓનું બનેલું શરીર અને તેના આધારરૂપ એક નિત્યઆત્મા. આમાં અનિત્ય એટલે વિક્રિયાવાન ફેરફાર યોગ્ય અને નિત્ય એટલે એકજ સ્થિતિમાં રહે એવી વસ્તુ આ પ્રમાણે આપણને આ પહેલું સા-ધન લભ્ય થાય છે.

(૨) આ સાધન પ્રાપ્ત થયા પછી આપણને એ પ્રશ્ન થાય છે કે, ત્યારે આ નિત્ય વસ્તુ સત્ય છે તે શી વસ્તુ છે? અને તેને જાણવાને આપણે પ્રયત્ન કરવો જોઈએ. અત્યાર સુધી આપણે જે જે વસ્તુઓને સત્ય ગણતા હતા અને તે જ વસ્તુઓ છે એમ ગણતા હતા. તે. તે વસ્તુઓ અસત્ય જણાય છે. એવો ભાસ આપણને સમસ્ત જગત્ વિષે થાય એટલે તે વસ્તુઓમાંથી આપણો પ્રેમ અને આપણી શ્રદ્ધા ઓછાં થતાં જાયછે અને તે વધતાં વધતાં એટલે સુધી વધે છે કે છેવટે આપણી એવી સ્થિતિ થાય છે કે જ્યારે આ-પણને કોઈ પણ અનિત્ય વસ્તુઓમાં મોહ રાખવો ગમેજ નહિ, અને તેમના તરફ વ્યાવ-હારિક દૃષ્ટિમાં પણ આપણને ઉદાસીનતા જ જણાય. આવી સ્થિતિને વિરાગઃ નામ આ-પવામાં આવ્યું છે. આજ કાલ ઘણાં વર્ષોથી આપણામાં આ શબ્દનો એવો ઊંધો અર્થ થઈ ગયો છે કે વિરાગ પ્રાપ્ત થાય તેણે તો જંગલમાં નાસી જવું જોઈએ. તેનાથી સંસા-રમાં રહેવાયજ નહિ, અને ધર્મમાં આવી ઊંધી સમજ ફેલાઈ ગઈ તેને લીધે આપણે કેટલા બધા ધર્મભ્રષ્ટ વૈરાગીયોનાં ટોળેટોળાં આપણા દેશમાં જોઈએ છીએ. જેઓ હરા-મનું ખાઈ પડ્યા રહે છે અને દેશના કોઈ પણ કામમાં આવતા નથી એટલું જ નહિ પણ તેઓ ગૃહસ્થોના ઉપર આવા નિર્ધનાવસ્થાના સમયમાં પણ બોજા રૂપ જ છે. અલ-બત્ત આ ટોળામાં કોઈક જ્ઞાનિ અને પૂજનિય પુરૂષ આપણે ખોળીએ તો નીકળી આવે છે

પણ તેમની સંખ્યા કેટલી હોય છે ? બાકીનાં ટોળાં તો બધાં નકામાં જ હોય છે અને તે તો ભીખારી જેવાજ હોય છે. વસ્તુ વિવેક થયા વિના ખરો વિરાગ થાય જ નહિ. પણ આમની સંખ્યા વધવાનાં અનેક કારણો છે. જેને અભ્યાસ કરવો ગમે નહિ, ઉદ્યોગ કરવો ગમે નહિ, આળસથી પડી રહી હરામનું સારૂં સારૂં ખાવું હોય એવા લોકો કોઈક એવું સાંસારિક કારણ મળ્યું કે વૈરાગી બાવા થઈને નાસી છૂટયા. આવા આવા અજ્ઞાનીઓથી આ વર્ગ પોષાયેલોજ રહે છે. તે વર્ગ જ્યાં સુધી જનસમાજ તેમને આશ્રય આપવો બંધ કરશે નહિ ત્યાં સુધી વધ્યો જ જશે. એક ગૃહસ્થે આમની સંખ્યા અને તેથી ગૃહસ્થો ઉપર પડતા ખર્ચના બોજાનો હિસાબ કાઢયો હતો, તો વાર્ષિક કરોડો રૂપિયાનું નુકસાન દેશને પહોંચે છે, અને તે ઉપરાંત તેમની વિવિધ શક્તિઓનો નિરૂપયોગ થાય છે તેથી થતાં નુકસાનો અમાપ છે. આ પ્રમાણે ધર્મશાસ્ત્રના વિષયોનું પૂરેપૂરૂં જ્ઞાન થયા વિના આપણામાં ખોટું જ્ઞાન કેટલું બધું પેસી ગયું છે તેનું આપણને ભાન થાય છે અને વિરાગ એ તો સંસાર તરફ મનની સ્થિતિ છે, અને વિવેકથી મનનો આમ નિભાવ કરવાનો છે અને તે પ્રમાણે આપણે સંસારમાં વર્તવાનું છે, એજ વિરાગનું ખરૂં રહસ્ય છે. સંસારની વસ્તુઓમાં બહુ માયા કે મમતા ન રાખવી કારણ કે વિવેક આપણને બોધે છે કે તે વસ્તુઓ અનિત્ય છે. એક જ સત્ય વસ્તુ છે અને તે જ પ્રેમ કરવા યોગ્ય, પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ છે. આ પ્રમાણેનું વૈરાગ્યનું ખરૂં સ્વરૂપ છે. આ સાધન પ્રાપ્ત કર્યા પછી હવે આત્મજ્ઞાન થવાનાં બીજાં ઉપયોગી સાધનો આવે છે તેથી આપણું હૃદય નિર્મળ થઈ પરમાત્માનો પ્રકાશ મેળવવાને યોગ્ય થાય છે.

(૩) આ સાધનોને શમદમાદિ ષટ્ સંપત્તિ કહેવામાં આવે છે. આ ૭ સંપત્તિ શી શી છે અને તે કેમ પ્રાપ્ત કરવી તે આપણે હવે જોઇએ, આ ૭ સંપત્તિઓમાં પહેલી (૧) શમ નામની સંપત્તિ આવે છે. શમ એટલે શાન્તિ. સંસાર ચક્રમાં ગમે તેવી ઉપાધી આવે. ઉદ્યોગમાં, વ્યવહારમાં જન સંઘાત સાથેના આપણા સંસર્ગમાં આપણી ઇચ્છાઓથી પ્રતિકૂળ એવા ઘણા પ્રસંગો આવે તે છતાં પણ ચિત્તને શાંત રાખવાની ટેવ પાડવી, જરાએ વિક્ષિપ્ત થવા ન દેવું, તેનું નામ શમ કહેવાય. આ કરવા કરતાં કહેવું સહેલ છે પણ વ્યવહારના પ્રસંગો વખતે આવી શાન્તિ જાળવવી એ સહેલું નથી. તે મેળવવાને ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને બોધેલો અભ્યાસ કરવો જોઇએ. માટે શમ મેળવવાને હમેશાં મનના ઉપર સ્વાર થઇને જ એમનું સ્વાસ્થ્યમાંથી મન જરા પણ ખસ્યું કે તરતજ તેને પાછું ખેંચી શાંત બનાવી દેવું. આવા સતત પ્રયાસમાં જ રહેવું, તો ધીમે ધીમે એવી ટેવ પડી જાય એવો અભ્યાસ થઈ જાય કે મન ગમે એવા પ્રસંગો આવે પણ શાન્ત જ રહે. (૨) આ પછી બીજી સંપત્તિ દમઃ છે. મન અને સ્થૂળસૂક્ષ્મ ઇન્દ્રિયો અયોગ્ય પથમાં દોડે કે તરત જ તેમને રોકી જુદે જુદે પથે દોરવાં તે દમ કહેવાય છે. ઇન્દ્રિયો વિષયો તરફ દોરાય છે એવી સ્વતંત્ર ઇશ્વરે બનાવી છે. અને તેમનું ઉત્તમ માર્ગમાં હનન કર્યું છે.[૧] આથી તેઓ વિષયો તરફ દોડે છે.[૨] આ વિષયો તરફથી વાળવાનો પ્રયાસ પણ અભ્યાસ

---

૧ જુઓ કાઠકોપનિષદ્ અધ્યાય ૨ વલ્લી ૧. કાઠકોપનિષદ્માં ઇન્દ્રિયો, શરીર તથા આત્માને રથનું રૂપક આપ્યું છે તે ઘણું સુંદર છે. તેને આવી જીજ્ઞાસા હોય તેણે તે ત્યાં જોઈ લેવું. સ્થળ સંકોચને લીધે તેનો વિસ્તાર કર્યો નથી.

યોગ આગળ બતાવ્યો તેમ કરવાથી થાય છે અને સતત પ્રયાસ કર્યાથી મનની એવી સ્થિતિ થાય છે કે, તે ઇન્દ્રિયો દ્વારા ઉંધે રસ્તે જાય જ નહિ. અને આમાં તેને પહેલું વિવેકનું સાધન ઘણી સહાય આપે છે.

(૩) આ પછી ત્રીજી સંપત્તિ તિતિક્ષા છે. એટલે સુખદુઃખ, ટાઢતડકો આદિ સહન કરવાની શક્તિ. સંસારનાં દ્વંદ્વ છે તેનાથી મનની શાન્તિ ડગે નહિ તેમજ તે દુઃખો સહન કરવાની શક્તિ આવે માટે તિતિક્ષાનો ઉપયોગ કરવો. પ્રકૃતિથી જેટલાં દુઃખો ઉત્પન્ન થાય છે તે બધાં અનિત્ય છે. આવે અને જાય એવાં છે માટે તેના આવવાથી તથા જવાથી શોક અને હર્ષ ન કરવો પણ મનને બન્નેમાં શાન્ત રાખવાનો પ્રયાસ કરવો એજ તિતિક્ષા છે. અને આવી તિતિક્ષા કરવાનો બોધ શ્રી કૃષ્ણ પરમાત્માએ ગીતાજીમાં તેમના પરમપ્રિય શિષ્ય અર્જુનને કર્યો હતો.[1]

(૪) ચોથી સંપત્તિ ઉપરતિઃ છે. સંસારમાં ઇન્દ્રિયો દ્વારા જે અનિત્ય આનંદો ઉત્પન્ન થાય છે તે આનંદોનો અભાવ તેમના તરફ અપ્રીતિ તેનું નામ ઉપરતિ છે. આ આનંદો અનિત્ય છે અને તેઓ અંતમાં દુઃખ આપનારા છે માટે તેમાં પ્રીતિ ન રાખવી એવા વિવેક પ્રમાણે વર્તવું તે ઉપરતિ. ઇન્દ્રિયોના ખાવાના પીવાના, સાંભળવાના, સ્પર્શના જેવાના એવા એવા જે આનંદો છે તે અનિત્ય છે અને તે પ્રમાણથી વધારે લેવાય તો મહાન દુઃખ ઉત્પન્ન કરે છે માટે તેમાં આનંદ ન જ લેવો જોઇએ. આ સંપત્તિ પણ અભ્યાસ યોગથીજ પ્રાપ્ત થાય છે માટે મનને તેવું કરવા સતત ઉપયોગ કરવો જોઇએ.

(૫) આ પછી પાંચમી સંપત્તિ શ્રદ્ધા છે. શ્રદ્ધા વિના કોઈ પણ કામ થતું નથી. આપણે સંસારનાં વ્યાવહારિક કામોમાં પણ શ્રદ્ધાની કેટલી બધી જરૂર જોઇએ છીએ તો આવા ગહન અને મહાન પ્રયત્નમાં શ્રદ્ધાની કેટલી બધી જરૂર હોવી જોઇએ એ સમજવું સહજ છે. આ શ્રદ્ધા ગુરૂ અને વેદાન્ત શાસ્ત્રનાં વાક્યોમાં રાખવાની છે. આગલા તત્વજ્ઞોનાં અનુભવી વચનો તે શાસ્ત્ર અને હાલના તત્વજ્ઞ ગુરૂ, એ બન્નેનાં વચનોમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી અને પોતાના માર્ગમાં આગળ વધતા જવું.

(૬) આ પછી છેલ્લી સંપત્તિ સમાધાન ની છે. અનેક શંકાઓ શિષ્યના અંતરમાં ઉઠે, વાંચે, સાંભળે, વિચારે તેથી અનેક શંકાઓ થાય તે સર્વેનું વિચારથી શ્રદ્ધા પૂર્વક પોતે જ સમાધાન કરતાં શિખવું અને પોતાના ગુરૂએ જે ઉપદેશ આપ્યો હોય તથા શાસ્ત્રમાં જેનું સારૂ અધ્યયન કર્યું હોય તેનું રૂડે પ્રકારે ધારણ કરવું, ગ્રહણ કરવું, સાચવવું અને તેનો ઉપયોગ કરવો. આ પ્રકારે કરવામાં આવે ત્યારે ૭ એ સંપત્તિઓ પ્રાપ્ત કરી કહેવાય. આ ૭ સંપત્તિઓ અભ્યાસ યોગથીજ પ્રાપ્ત થવા યોગ્ય છે અને તેમને પ્રાપ્ત કરવાથી ફક્ત ચોથું સાધન (૪) મુમુક્ષુતા નું રહે છે. મુમુક્ષુતા એટલે મોક્ષની ઇચ્છા જેની સંસારિક ઇચ્છાઓ ક્ષીણ થઈ ગઈ હોય છે અને જેને મોક્ષની જ ઇચ્છા હોય તે મુમુક્ષુ કહેવાય છે. આ મોક્ષ એ પરમ શાન્તિ સ્થિતિ છે. તેવું પરમ શાન્ત થવા માટે તેવી સ્થિતિની તીવ્ર ઇચ્છા થવી જોઇએ અને ઉપરનાં સાધનો પ્રાપ્ત કર્યા હોય ત્યારેજ ગુરૂ તેને જ્ઞાનનો પરમ તત્વનો મોક્ષનો ઉપદેશ કરે છે. ગુરૂ જુએ કે ચારે સાધનયુક્ત શિષ્ય થયો છે અને તે ઉત્તમ અ-

---

[1] જુઓ ગીતા અ. ૨ શ્લોક ૧૪.

વિરાગી છે. તેણે પ્રયત્નથી, અભ્યાસથી ઉત્તમ અધિકાર પ્રાપ્ત કર્યો છે ત્યારે તેને આત્મ બોધનો તત્વ જ્ઞાનનો બોધ આપે છે. અને ત્યાર પછી નિરંતર બ્રહ્માદ એવાં સ્વરૂપનું ધ્યાન કરતો પ્રારબ્ધ ક્ષીણ થયે દેહ પંચત્વ પામતાં મોક્ષ પામે છે. તત્વમાં તત્વ મળી જાય છે.

આ સાધન ચતુષ્ટય એ મોક્ષ માર્ગનો પરમ અને સરળ માર્ગ છે અને તેનો બોધ શ્રી શંકર ભગવાને કરેલો છે. મુમુક્ષુને માટે આ માર્ગ યથોચિત ઉત્તમ છે. તે માર્ગે જતાં ઉપરામ પમાય છે. પણ ભાઈઓ આ માર્ગે વિચરનારા બ્રાહ્મણો ક્યાં ગયા ? અને તેમને મોક્ષની ઈચ્છા એ ક્યાં છે. તેમને તો મિષ્ટાન્નપાન નિદ્રા મૈથુન આદિ પ્રિય લાગે છે અને વિષય વાસનાઓ વધારતા જાય છે અને તેની તૃપ્તિનાં સાધનો મેળવવા ફાંફાં મારે છે અને તે પ્રાપ્ત ન થતાં અસંતોષી થઈ જીવન પૂર્ણ કરે છે. ક્યાં શાન્તિનો પથ અને ક્યાં હાલના બ્રાહ્મણો ! ! ૐ શિવમ્ ! શિવમ્ !

ધર્મપથ પ્રવાસી.

---

# ચોથી વૈષ્ણવપરિષદ્.

પશ્ચિમ હિંદુસ્થાનના શંકરાચાર્ય શ્રી માધવતીર્થ સામે પરિષદે તિરસ્કાર દર્શાવનારો ઠરાવ પસાર કર્યો હતો.

પરિષદના ત્રણે દિવસના વાતાવરણમાં શાંકરધર્મ સામે બહુ મોટો ઘોંઘાટ થયા કર્યો હતો અને કમ્મર કશી કશીને એમ જણાવવામાં આવ્યું હતું કે પૃથ્વીના પડ ઉપર જો કોઈ પણ વેદાનુકૂલ ધર્મ હોય તો તે–'પુષ્ટિમાર્ગ'નો ધર્મ જ છે.

મુંબાઈનાં દૈનિક પત્રોએ ત્રણ દિવસના પરિષદના રિપોર્ટોથી પોતાનાં કોલમનાં કોલમ ભર્યાં હતાં અને મોટાં મોટાં ખેંચાણકારક હેડીંગ કર્યાં હતાં તેમ છતાં પ્રસિદ્ધ 'ગુજરાતી' પત્રનો પરિષદમાં થતું બધું કામકાજ નજરોનજર જોનાર પ્રેક્ષક તો લખે છે કેઃ—

"વર્તમાન પત્રોએ રિપોર્ટો લઈ વૈષ્ણવપરિષદના લાકોડ ઠીક પૂરા કીધા છે, પણ જ્યારે અંદર ઉતરીને નજર કરીએ ત્યારે ખુલ્લે ખુલ્લું જણાય છે કે, 'ઢમઢોલ માંહે પોલ, ઉપર વાઘા ને મહીં નાગા' એવી વૈષ્ણવપરિષદ બની છે." મહારાજો–વૈષ્ણવ મહારાજોનાં વ્યાખ્યાનોને માટે એજ વિદ્વાન પ્રેક્ષક જણાવે છે કે–"એક મહારાજના મુખ કમળમાંથી ખરતી અશ્લીલ વાણીસાંભળી હું તો ઠંડો ગારજ થઈ ગયો હતો! દશ મિનિટના ભાષણમાં ૨૯ અશ્લીલ શબ્દોની પધરામણી થઈ હતી." પરિષદના શાસ્ત્રીઓ–પંડિતોનાં ભાષણો કે જેને માટે પત્રોમાં બહુ મોટાં મોટાં બણગાં ફુંકાયાં છે તેને માટે એ આગળ ચાલતાં લખે છે કે–"અમારા પંડિતજીઓ પણ જેવું ઢોલ વાગે છે તેવો રાગ કાઢે છે. વિદ્યાની મહત્તા શી છે? તે વૈષ્ણવો સમજતા નથી ને પંડિતજીઓ પણ સમજતા નથી." વૈષ્ણવ ધર્મના વાવટા લઈને બહાર આવેલા ગ્રેજ્યુએટો સંબંધે જણાવવામાં આવે છે કે–"ગ્રેજ્યુએટ લાલોને મુખેથી મેં સાંભળ્યું તેનો સારાંશ એજ છે કે વલ્લભસંપ્રદાયના જેવો શ્રેષ્ઠ સંપ્રદાય દુનિયાંના પડ પર નથી." આગળ ચાલતાં પ્રેક્ષક લખે છે કે–"શારીરિક ભાષ્ય, અને શ્રીભાષ્યનું નામ તો બાજુએ રહ્યું પણ જેને અણુ ભાષ્યનું પણ ભાન નથી અને શ્રીમાન વલ્લભાચાર્યના સત્સિદ્ધાંતોનો પાસ પણ લાગ્યો નથી તેવા પરિષદમાં બકી ગયા છે અને વલ્લભી વૈષ્ણવ સંપ્રદાયને મોટી હાનિ પહોંચાડી છે. જેઓનામાં પોતાનામાં સત્ય સત્વ નથી તેઓ પરોત્કર્ષ સહન કરી શકતા નથી. પરોત્કર્ષને નિંદી પોતાનો ઉત્કર્ષ જણાવનારાઓને હું અધમ સમજું છું. સ્વબળે પ્રકાશ થવામાં જેની શક્તિ નથી તેઓ બીજાના નિંદા કરી પોતાને પ્રકાશિત બતાવે છે, અને હું નિધડકપણે કહી શકું છું કે, ભગવાન શંકર સ્વામીના ઉપમાના લેશને પહોંચવાને માટે આ ભૂમંડળમાં એક પણ વ્યક્તિ જન્મી નથી અને ભટ્ટ મેક્ષમ્યુલર કહે છે તે સત્યજ છે કે, જે જ્ઞાનતત્વ ભગવાન શંકર સ્વામીએ જગતને આપ્યું છે તેને પહોંચવાને જો આજથી પ્રયત્ન કરીએ તો બે હજાર વર્ષ જોઇએ." વૈષ્ણવધર્મનો ઉદ્ધાર કરવાને મળતી પરિષદોમાં જ્ઞાનની સામે કેવી વિરુદ્ધતા રહે છે તે એજ પ્રેક્ષકનાં વચનોમાં આ પ્રમાણે જણાવાયલી છે–"પરિષદમાં જ્ઞાનની સામા પોતાનું ખુલ્લે ખુલ્લું વૈર પ્રકટ કીધું છે. × × × શ્રીમાન વલ્લભાચાર્ય પછીના તેમના અનુયાયીઓ જ્ઞાનના મોટા દુશ્મન હતા અને તેમની જ આજ્ઞાનુસાર ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની વાતોમાં તેમનાં જ્ઞાન અને આનંદ સમાયલાં છે." પરિષદનું આખું વાતાવરણ શાંકરમત સામેના દુરોદ્ગારથી ભરાઈ ગયેલું હતું અને તેની ઉપર–સભ્ય સભાજનોને ન શોભે તેવાજ તેમાં ટીકા થયા કર્યાં હતા એમ અન્યત્ર બોલાયું અને કહેવાયું છે તથા

પરિષદે વમન કરેલા ઝેરમાંથી જ સુરત ખાતે તેની સામે શાંકરમતના વિચારો જાહેર કરવાની હિલચાલ પાછળથી ઉત્પન્ન થવા પામી હતી એમ ખુલ્લું બોલાય છે.

આ પ્રમાણે પરિષદનો હેવાલ, તેમાં થયેલું કામકાજ અને લોકાભિપ્રાય અત્યાર સુધીમાં બહાર આવેલ છે. હવે આપણે તેની ઉપર દૃષ્ટિ નાંખી જોઇએ. વૈષ્ણવોએ 'પોતાની' પરિષદ્ ભરવાનું કંઈ ખાસ કારણ નથી કારણ કે, શ્રુતિ—સ્મૃતિ—અને પુરાણોના ધર્મને માનનારી બધીએ હિંદુ પ્રજા વિષ્ણુ અને શંકર બેઉને વગર તફાવતે ભજનારી, પૂજનારી અને માનનારી પ્રજા છે. વિષ્ણુ અને શિવ બેઉ એકજ દેવ છે અને સનાતન ધર્મનાં પુસ્તકોમાં તેમને માટે ભિન્નભાવ કે ભેદ ક્યાંહી બતાવવામાં કે રાખવામાં આવેલો જ નથી. કૃષ્ણ વિષ્ણુનો અવતાર છે. તેમને પણ બધી પ્રજા ઈશ્વર રૂપે જુવે છે અને માને છે, ભેદ માત્ર સ્વાર્થને લીધે વાડો વાળનારાઓએ ઊભો કરેલો છે. વેદનો હિંદુ ધર્મ પ્રજાકીય ધોરણનો ધર્મ છે અને તેમાં જ્ઞાનને લઈ થોડો ઘણો અધિકાર ભેદ રાખ્યા શિવાય બીજો કશો પણ ભેદભાવ રાખવામાં આવેલો છે જ નહિ. હિંદુસ્તાનમાં ગામે ગામ અને જંગલે જંગલ જ્યાં ને ત્યાં શંકરનાં દેહેરાં છે અને એ દેહેરાંમાં બારણાં રાખવા જેટલો પણ ભેદ રખાયલો નથી. પરબ્રહ્મ નિરાકાર જ્ઞાનાનંદસ્વરૂપ પરમેશ્વરની અજ્ઞાનોને ધ્યેયબિંદુ આપવાને કલ્પેલી મૂર્તિ નાનાં સ્વરૂપ લે, પ્રાકૃત સુખ વૈભવમાં રમે અને હિંદોળાઓ ઉપર ઝુલે અને માણસોને દર્શન આપે ન આપે અને તેનાં દ્વાર બંધ થઈ જાય એવું ધતીંગ ધર્મમાં ક્યાંહી બનાવેલું નથી, પરંતુ સ્વાર્થને લઈ 'પોતાનું' મંડળ બાંધવાને માટે પાછળથી એવું પ્રાકૃત ચરિત્ર દેવને આપી લોકના અજ્ઞાનનો લાભ લઈ તેમને જ્ઞાનથી દૂર રાખી એક ધર્મમાં ભેળ પટારૂપ પ્રવૃત્તિ ચલાવાયલી છે, જેને હાલના જ્ઞાનકાળમાં તાજી કરવી ને લોકને વધારે અને વધારે ઘેલા કરવા જેવી ઈશ્વરને નામે એક જુદી જ જાતની પ્રવૃત્તિ ચલાવવી એ હાલને સમયે બીલકુલ ઈષ્ટ પ્રવૃત્તિ નથી. વૈષ્ણવો કોઈ જુદા નથી, બેઉનાં શાસ્ત્રો એક છે બેઉની રહેણી કરણી આચાર વિચાર અને ધર્મ પ્રવૃત્તિ એક છે, તો શા માટે તેમની વચ્ચે ભેદ કે દ્વેષ હોવા જોઇએ તે અમે સમજી શકતા નથી.

જમાના થયા વૈષ્ણવો અને શૈવો સાથે રહે છે અમે સંયુક્ત પ્રવૃત્તિ કરે છે, તેઓમાં જે ભેદ છે તે એજ છે કે વૈષ્ણવોમાં શાસ્ત્ર પરંપરા નથી ને શૈવોમાં શાસ્ત્ર પરંપરા અને જ્ઞાનનો અંશ છે. શૈવોમાં બ્રાહ્મણોને તેમના ગુરુ શંકરાચાર્ય છે અને વૈષ્ણવોમાં વાણીઆ અને તેમના ગુરુ વલ્લભીય મહારાજો છે. બ્રાહ્મણો અને તેના ગુરુ શંકરાચાર્યમાં ધર્મને લગતું જ્ઞાન અદ્યાપિ રહેતું આવેલું છે તેટલું બલકે તેથી પણ ઘણું ઓછું જ્ઞાન વાણીઆ કે તેમના ગુરુઓમાં રહેતું આવેલું નથી અને તેથી શૈવ મત વાળાઓ જ વખતો વખત વૈષ્ણવોને તેમના કાર્યમાં સૂચના કરતા રહેલા છે. હાલ પણ શ્રીમત્ શંકરાચાર્યે વૈષ્ણવોને તેવી સૂચના કરી હતી જેની સામે તેમણે રુદ્રાક્ષ ગણી વાંધો લીધો છે અને એ વાંધાને લઈ જે ઝઘડો ઉત્પન્ન કરવામાં આવ્યો છે તેમાંથી બેઉ બાજુએ તણખાઓ ઉડી રહ્યા છે.

કર્મ અને ભક્તિના આચાર્યો છે, પરંતુ જ્ઞાનથી જ મોક્ષ મેળવાય છે એ ખુલ્લુ સર્વે કોઇએ સ્વીકારેલી અને અત્યારે પણ બુદ્ધિ સ્વીકારે એવું સત્ય સિદ્ધાંત છે. જ્ઞાનને તિલાંજલી આપી કર્મથી કે ભક્તિથી મોક્ષ મેળવાય એવી દલીલ કરવા જાય ને કદી પણ

ચાલી નથી ને ચાલવાની પણ નથી કોઈ પણ ધર્મવાળો એ દલીલ સ્વીકારશે નહિ' તેમ જ્ઞાનને છોડી બીજે માર્ગે મોક્ષ મેળવવાનું કોઈ કહી કે ઉપદેશી પણ શકશે નહિ. લૌકિક કે ધાર્મિક બધી બાબતમાં જ્ઞાન છે એજ મુક્તિ કે મોક્ષનું સાધન છે, તો પછી બીજાં આળપંપાળનો શા માટે ઉપદેશ કરવો અને તેમને શા માટે આગ્રહ કરી કરીને આગળ ધરવાં તે વિચારવા જેવું છે.

જમાનાઓ થયાં જ્ઞાનના ભંડારરૂપ જણાયલાં યોગવાશિષ્ઠ, પંચદશી અને આત્મ પુરાણને 'એ આપણા સંપ્રદાયનાં પુસ્તકો નથી' એમ ગાજીને જાહેર કરવું એ શું અજ્ઞાનની પરિસીમા નથી? એકાદ વ્યક્તિ એમ બોલે તો તેને હસી કઢાય પણ એક આખી ને આખી પરિષદ જે પોતાનામાં મોટા વિદ્વાનો સામેલ છે એમ માનનારી પરિષદ આવાં જ્ઞાનમય પુસ્તકોને તિલાંજલી આપવાને તત્પર થાય એ કેમ કરીને હસી કઢાય? એને માટે તો દયાજ દેખાડવી પડે!!

'પુષ્ટિમાર્ગ કલ્પિત છે' એવું એક ચોપાનીઉં શાંકરમત વાળાઓ તરફથી પ્રકટ થયું છે તેની સભાઓ ભરીને તિરસ્કાર બતાવ્યા છે તેથી સંતુષ્ટ નહિ થતા મિ. સુંદરદાસ મોતીભાઈએ પરિષદમાં શ્રીમન્માધવતીર્થ સામે તિરસ્કાર બતાવવાનો ઠરાવ આણ્યા હતા અને પરિષદે તે પસાર કર્યો હતો. માધવતીર્થની સામે ગમે તેવા વિરુદ્ધ વિચાર હો પરંતુ એટલું તો કબુલ્યા વગર ચાલે એમ નથી જ કે, એજ એકલો આપણી તરફના આચાર્યોમાં એવો આચાર્ય છે કે જે પોતાની ગાદી ઉપરથી ગર્જના કરીને ધાર્મિકવાદ વિવાદ કરવાને કોઈને પણ આમંત્રી શકે છે. વૈષ્ણવોમાં કોઈ એવો આચાર્ય નથી કે જે તેની સામે જઈ ધર્મને લગતી બાબતમાં વાદ કરી શકે. માધવતીર્થમાં ગમે તેટલું ઓછું જ્ઞાન હોય તે ગમે તેટલા ખટપટી હોય તોપણ તે ગુજરાતમાં એક એવા આચાર્ય છે કે જેના જ્ઞાનની સામે સામ એવો બીજો આચાર્ય નથી એ આચાર્ય-જ્ઞાનીની સામે તિરસ્કારનો ઠરાવ પસાર કરવો એ ધાર્મિક કે સભ્ય સભાસદોનું ભૂષણ કહેવાય નહિ. અજ્ઞાનમાં અજ્ઞાન મનુષ્યની સામે પણ તિરસ્કાર દર્શાવનારો મનુષ્ય ગમે તેવો જ્ઞાની હોય તો પણ અજ્ઞાની છે એમ ધર્મ અને વ્યવહાર એક સાથે ચાલશે ક્ષમા અને સમદૃષ્ટિની જેનામાં લાગણી નથી તે ધર્મી કે સભ્ય છે એમ કહેવાય જ નહિ.

વૈષ્ણવ પરિષદે આવશ્યક દૃષ્ટિ પણ દેખાડી નથી, કારણ કે તેણે પરદેશગમન જેવા અગત્યના પ્રશ્નને ચર્ચવાની પોતાનામાં હિમ્મત બતાવી નથી. સ્ત્રીઓ જે પુરુષોનું અરધું અંગ છે તેમને પરિષદે પોતાની સભામાં નહિ દાખલ કરી પોતાની સંકુચિતતા બતાવી આપી છે. વૈષ્ણવ પરિષદે જો કંઈ પણ કાર્ય સારૂં કર્યું હોય તો તે એજ છે કે તેણે જુનાં સંસ્કૃત પુસ્તકો પ્રકટ કરવાનો ઠરાવ કર્યો છે અને વૈષ્ણવો બાળા પોતે પોતાના છોકરાઓને સંસ્કૃત ભણાવવાનો આગ્રહ દર્શાવ્યો છે. પ્રજામાં ધર્મને લઈ કે વ્યવહારને લઈ કે બીજી કોઈ પણ રીતે વિભેદ ઉત્પન્ન થાય એવી કોઈ પણ પ્રવૃત્તિને અમે તુચ્છકારી કાઢીએ છીએ. જેમ બને તેમ પ્રજામાં ધર્મનું, વ્યવહારનું અને સમેલનનું ઐક્ય વધે તેમ કરવાનો હાલનો વખત છે તે કોઈ પણ જાતની વિલક્ષણ કલ્પનાઓએ ભુલવો ઘટિત નથી.

લી. બ્રાહ્મણ.

---

# આપણા સમાજનું સ્ત્રી અંગ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૧૮ )

ગયા અંકમાં આપણે સ્ત્રીને ઈશ્વરે શાને માટે ઉત્પન્ન કરી છે તે ધર્મ શાસ્ત્રને આધારે જોઈ ગયા, તેમજ પુરૂષ અને સ્ત્રીનો અન્યો અન્ય સંબંધ કેવો ધર્મશાસ્ત્ર બતાવે છે તે પણ જોયુ. અને પ્રાચીન સમયમાં આપણા સમાજમાં સ્ત્રીઓના સબંધમાં કેવી ભાવનાઓ પ્રચલિત હતી તે પણ જોઈ. હવે આપણે હાલમાં આપણા સમાજમાં સ્ત્રીઓની શી સ્થિતિ છે અને તે સુધારવાને કેવા ઉપાયો લેવા જોઇએ એ વિષય વિચારીશું. હાલમાં આપણા સમાજમાં સમાનતા નથી. જેવી સમાનતા બીજી કેટલીક કેળવાયેલી દ્રવ્યવાન અને સાગ નોકરીયાતો વાળી જ્ઞાતિયોમાં જોવામાં આવે છે તેવી સર્વેની સ્થિતિ લગભગ સરખી હોય, તેવું પ્રારબ્ધ સમસ્ત બ્રાહ્મણ જ્ઞાતિયોમાં જવલ્લેજ જોવામા આવે છે, બલ્કે નથી જ એમ કહીયે તોપણ તે ખોટુ નથી. કેટલીક વ્યક્તિઓ પોતાના અનેક વિધ વિકાસને લીધે આકાશમા રમતી હોય છે, જ્યારે સમાજની ઘણી વ્યક્તિઓ તો નીચે કાદવમાં જ આનંદ લેનારી હોય છે અને તેમને અન્ય ઉચ્ચ સ્થિતિયોનુ ભાન પણ હોતું નથી. આથી કરીને અન્યો અન્ય સહાયનો લાભ લઈ શકાતો નથી જેથી જ્ઞાતિ આવી વ્યક્તિઓનો તિરસ્કારજ કર્યા કરે છે અને આવી વ્યક્તિઓ સાધન સપન્ન હોતાં નિરાશાને લીધે પોતાના સાધનોનો લાભ જ્ઞાતિને આપી શકતી નથી. આ પ્રમાણે હોતાં સ્ત્રીઓની સ્થિતિના પણ આવાજ વિવિધ વિભાગ પાડી શકાય. કેટલીક સ્ત્રીઓ એકદમ ઉચ્ચ સ્થિતિમાં હોય ત્યારે જેમના સહવાસમા તેમને પોતાનુ જીવન ગાળવાનુ હોય અને પોતાનો વ્યવહાર પણ જેમના ઉપર આધાર રાખે એમ હોય તેમની સ્થિતિ આપણે ઉપર કહી ગયા તેવી નાહાના બાળક પેઠે કાદવમા રમવા જેવી હોય છે. આ પ્રમાણે હોતાં સામાન્ય સ્થિતિનુ અવલોકન કરતાં આપણે આવી આવી વિવિધ સ્થિતિયોનુ દિગ્દર્શન કરીશુ અને તે ઉપરથી સામાન્ય એકંદર સ્થિતિ કેમ સુધરે તેના ઉપાયો વિષે વિચાર કરીશુ. પહેલા આપણે એક નવી જાગૃતિથી અજ્ઞાન પણ જૂના ધર્મ વિચારવાળુ તથા ધર્મ કર્તવ્યમા આરૂઢ એવા કુટુબનો દાખલો લઈએ. આ કુટુબ જૂના ધર્મ પ્રમાણે વર્તતુ હોવાથી અગ્નિહોત્ર વૈશ્વદેવાદિ કર્મ ઘરમા હમેશાં થતા હોવાથી તથા દેવપૂજન અતિથિ સત્કાર આદિથી યુક્ત હોતાં સ્ત્રીઓ આવા ગૃહમા સામાન્ય રીતે ધર્મસસ્કારવાળી હોય છે તેઓ પ્રભાતમાં ઉઠી ગૃહકાર્યથી પરવારી સ્નાન કરી તરતજ પૂજનાદિમા જોઇતી સામગ્રી તૈયાર કરવામા પોતાનો સમય ગાળે છે અને તે પછી ભોજનાદિ કાર્યમા રુથાઈ તે પછીના પ્રહરનો સમય પણ એવા ગૃહકાર્યમાં વ્યતીત કરે છે. સાયંકાળનો સમય પણ એવાજ પૂજનાદિ કાર્યમા જાય છે અને દેવને પોઢાડવા આદિનુ જેટલુ કાર્ય હોય તેમા પોતાના પતિને મદદ કરે છે અને આ પ્રમાણે પોતાનુ જીવન ગાળે છે. બાલિકાઓ તેમજ વધૂઓને આ પ્રકારનો જ અભ્યાસ પડે છે અને તેઓ પણ ધર્મક્રિયામા સસ્કારિત થઈ પોતાનુ જીવન સારી રીતે ગાળે છે. આવા કુટુબોમા આખી જ્ઞાતિ આથી જુદાજ જીવનવાળી હોતા ક્વચિત્ જો કોઈ વિવિધ સસ્કારવાળી વધૂ આવી પડી ( જેનો ઘણો સંભવ હોય છે ) તો તેમના અંત સુખમાં કલહ થાય છે.

પણ ગૃહમાં નેતા તથા બાલકો ધર્મસંસ્કારવાળાં હોતાં કલહનો ચાતુર્યથી નાશ કરવામાં આવે છે. પણ આવાં કુટુંબોને પણ જ્ઞાતિમાં સમાન કુટુંબોના અભાવને લીધે આવાં કંટકો ઘણીવાર સહન કરવાં પડે છે. આ પછી આપણે એક નવા પ્રકારના કેળવાયલા કુટુંબ તરફ દૃષ્ટિ ફેરવીયે. આ કુટુંબમાં પુરૂષો સારા ભણેલા ગણેલા ઉત્તમ ડીગ્રીયો પ્રાપ્ત કરી સારા હોદ્દેદાર થયલા હોય છે. તેઓ પોતાના સંતાનને પણ ભણાવી ગણાવી પોતાના જેવાં કરવા પ્રયાસ કરે છે. તેમના વિચારો પશ્ચિમની કેળવણીને લીધે સ્ત્રીઓને કેળવવામાં તેમને પણ નવા વિચારોમાં પ્રવૃત્ત કરવામાં તથા પોતાના જેવી સમાન થાય એવા એવા હોય છે અને તે પ્રમાણે થવાને તેઓ પ્રયાસ આદરે છે. આ કુટુંબોમાં આપણે પહેલાં જોયું તે કુટુંબમાં સ્ત્રીઓનો જે સમય પૂજનાદિની સામગ્રીમાં જતો તેને બદલે ન્યુસપેપરરો વાંચવામાં તેમજ અન્ય પ્રકારનાં આવાં કાર્યો કરવામાં વ્યતીત થાય છે. પણ આ કુટુંબોમાં આખો સમાજ તેમના જેવો સમાન ન હોતાં તેઓના વિચારો સારા પોતાના જેવા અન્ય જ્ઞાતિઓનાં કુટુંબોના સહવાસને લીધે ફેરવાઈ ગયેલા પણ પોતાની આખી વિશાળ જ્ઞાતિમાં જુએ તો પોતે તેમજ પોતાના જેવાં બે ત્રણ કુટુંબોમાંજ માલુમ પડે અને બાકી બધાં કુટુંબો તદ્દન અલગ જેવાં લાગે. આ કુટુંબને જ્ઞાતિ બંધન ઘણુંજ દુઃસહ લાગે પરંતુ ઉપાય ન હોવાથી પેલા કીચડમાં રમનાર કુટુંબોમાંથી પોતાને કન્યાઓ લાવવી પડે, તેમજ સ્થળે પોતાના કેળવણી પામેલી બાળાનો વિવાહ કરવો પડે અને તેથી અન્યો અન્ય જીવન કલહ તથા નિરાશાથી પોપાયલું ગાળવું પડે. આવા દાખલા આપણે આપણાં ઘણાં કુટુંબોમાં જોઇએ છીએ. આવા સ્થિતિ આપણા સમાજમાં સ્ત્રીઓની છે. આ બે દાખલા તો આપણે સારી સ્થિતિના બ્રાહ્મણોની લીધી પરંતુ હવે આપણે આ શિવાયના મહોટા ભાગના અજ્ઞાન ગ્રામવાસી તેમજ શહેરોમાં વસનારા પણ ખેતી કરનારા, ભીખ માગનારા પાણી પાનારા, દેવાલયોમાં રહી પૂજનાદિ કરનારા, પર ઊતિઓમાં રસોઈ કરી પેટ ભરનારા. તેમજ પોતાનો નિર્વાહ માતા કાઢી, ટેલ નાંખી, કે આવી વિવિધ રીતે કરનારાઓના ગૃહોમાં સ્ત્રીઓની શી સ્થિતિ હોય છે તેનું આપણે અવલોકન કરીએ. બ્રાહ્મણોનો ઘણો ખરો મહોટો ભાગ આ સ્થિતિનો છે. વ્યવહાર ચલાવવાને તેમને ઘણીજ મુસીબતો પડે છે, અને તેઓ પોતાની અજ્ઞાન અને પશુવત્ જીવન ગાળનારી સ્ત્રીઓને પોતાના કરતાં શી સારી વર્તણુક બતાવી શકે ? આમનું જીવન ખરે ઘણું જ દુઃખોત્પાદક છે. તેમને જીવન એટલે શું તેનું ભાન પણ નથી હોતું, અને તેઓ ફક્ત બ્રાહ્મણ છીએ માટે ભીખ માગવી ગમે તે રીતે પેટ ભરાય એટલે અનાજ લાવવું. જમવા જવું ગમે તેવા અપમાનથી પણ મિષ્ટાન્ન મારવાં અને બને તો પોતે પોતાની જ્ઞાતિમાં દ્રવ્ય મેળવી વાવરવું જેથી જ્ઞાતિમાં છોકરાંને કન્યા મળવાને વાંધો ન આવે. આવા આવા વિચારોથી ઉચ્ચ વિચારો આપણે તેમનામાં જોઈ શકતા નથી. આવા કુટુંબોમાં સ્ત્રીઓ ક્ષુદ્ર જીવન ગાળે છે. તેમને જીવનની ઉચ્ચતાનો મંત્ર ક્યાંથી મળી શકે ? પુરૂષોનાં જીવન જેવાં હોય તેવાં જીવન સ્ત્રીઓનાં હોઈ શકે. આ સ્ત્રીઓ પોતાના ગૃહ કાર્ય ઉપરાંતનો સમય, પરની નિંદા, કુથલીમાં, કુટવા આદિ વ્યવહારિક કામોમાં ( જ્યાં પણ બીજા વિષયનું ભાન ન હોતાં નિંદા તથા કુથલીજ કર્યા કરે ) જવામાં તથા કલહ કરવામાં તથા અન્યના ગૃહોમાં કલહ ઉત્પન્ન કરાવવામાં ગાળે છે. સાસુ, વહુ, નણંદ, દેરાણી, જેઠાણી એક બીજાનાં દુસ્મન

હોય એવી રીતે વર્તે છે. કેટલાં બધાં જીવન દુઃખમય બને છે, અને કોઈ પણ પ્રકારનો વિકાસ થઈ શકતો નથી. આવાં કુટુંબોમાં ભાગ્યેજ ક્યાંય પણ કલહ ન થતો હોય. આપણા સાધારણ વર્ગના લોકોના ગૃહમાં આપણે કેટલા બધા કલહ થતા જોઇએ છીએ? બંધુઓ, ભાઇઓ સગાંઓ અન્યો અન્ય સહાય કરવાને બદલે વિદ્વેષમાં, કલહમાં કેટલી બધી શક્તિઓનો વ્યય કરે છે એ જોઈ ખરેખર વિચારવાન પુરૂષને ખેદ થયા વિના રહે જ નહિ. ભાગ્યેજ કોઈ બ્રાહ્મણ કુટુંબ એવું હશે કે જ્યાં સર્વ પ્રકારની શાન્તિ હોય અને સુખ હોય. થોડું ઘણું પણ સુખ અને કંઇક આનંદ ધર્મવાન કુટુંબોમાં જોવામા આવે છે બાકી બને તો કલહ અને વિદ્વેષમા નિરૂધમી પુરૂષો તથા સ્ત્રીઓ રમ્યા કરે છે. ભિક્ષાદેહિ કરનારા બ્રાહ્મણો પોતાનો નિર્વાહ થયો એટલે બાકીનો અડવો ભાગ આવા સ્ત્રીઓના જેવા કાર્યોમાજ ગાળે છે અને પોતાના જીવનને કોઈ પણ પ્રકારની ઉન્નતના પથપર લાવવા પ્રયાસ કરતા નથી. આવા કુટુંબોમા સ્ત્રીઓને ઉન્નત બનાવવાની તેમનું જીવન સુખી બનાવવાની તેમને જ્ઞાન રૂપી પ્રકાશ આપી દેશોત્કર્ષ, સમાજોત્કર્ષ આદિમા તેમનું જીવન ગાળે એવી બનાવવાની તેઓ બાળકોને ઉત્તમ પ્રકારે કેળવે એવી થવાની તથા ગૃહમા ઉત્તમ ગૃહિણી અને આનંદ મંગળસ્વરૂપ બને એવી બનાવવાનો પ્રયાસ થાય એવો સંભવ છે?

હવે આપણે ગામડાઓમા રહેતા બ્રાહ્મણો, વાણિજ્ય, ખેતી આદિ કરતા બ્રાહ્મણોના ઘરમા સ્ત્રીઓની સ્થિતિ નિરીક્ષવાની રહી. ગામડાઓમા પણ જેઓ કર્મકાંડ આદિ કરનારા હોય છે તેમના ઘરમા સ્ત્રીઓની સ્થિતિ આપણે પ્રથમ જોઇ ગયા તેવીજ હોય છે પુરોહિતપણુ કરનારાની પણ તે જ સ્થિતિ હોય છે. સ્ત્રીઓ ગૃહકાર્ય ઉપરાંત પતિને યજમાન વૃત્તિમા પણ સહાય આપે છે. પરંતુ ગામડાઓમા ખેતી કરનાર (જેમની સંખ્યા ઘણી મ્હોટી છે) બ્રાહ્મણો તેમજ દુકાનોમા ક્રયવિક્રય કરનાર તથા ધીરધારનો ધંધો કરનારાઓના ગૃહમા સ્ત્રીઓની સ્થિતિ કાંઈક જુદાજ પ્રકારની હોય છે આ ધંધો કરનારા બ્રાહ્મણોમા વિદ્યા, વિદ્યાનો પ્રેમ જવલેજ જોવામા હોય છે. તેમનામા કેટલાકમા ધર્મની શ્રદ્ધા હોય છે તથા કેટલાક નિત્યકર્મ કરનારા પણ હોય છે. પરંતુ આમની સંખ્યા ઓછી હોય છે અને તેઓના મન એટલા બધા સંકુચિત હોય છે કે તેઓ આટલોજ ધર્મ માને છે અને તે પ્રમાણે કર્મચારી ન હોય તેમને નિંદે છે અને પોતે ઘણા શ્રેષ્ઠ છે એવુ મિથ્યા અભિમાન ધરાવે છે. ટુંકામા આમનામા જ્ઞાનનો લવ લેશ હોતો નથી બીજાઓ કરતા તેમનામા આતિથ્યનો અને અભ્યાગત પોષણનો ગુણ સારો હોય છે, તેમજ તેઓ સંત સાધુ આદિનો સમાનમ કરવામા ઉત્સુક હોય છે કારણ કે તેમના અંતઃકરણમા ધર્મવૃત્તિ હોય છે. પરંતુ આ ધર્મ વૃત્તિને લીધે તેઓ ઘણીવાર વેષધારી ધુતારા સાધુઓથી ઠગાય છે અને તેમની ધર્મવૃત્તિ તેમને છેતરાવવામા સહાય છે. તેઓ પોતાના નિર્વાહ ઉપરાંત દેવાલયો આદિ સાચવવામા, સમરાવવામા ન્યાતોની વ્યવસ્થાઓમા તેમજ સદાવ્રત આદિ જુના ધર્મ ક્ષેત્રોની વ્યવસ્થામા તેમજ નવાણો આદિનો ખોદાણ વગેરેમા ઉત્તમ સહાય આપે છે અને તેમા પોતે ઉદ્યોગી પણ રહે છે અને દ્રવ્યાદિનો યત્ન પણ કરે છે. પરંતુ તેમનામા જ્ઞાનના અભાવને લીધે બીજા આથી જીવનના ઉચ્ચપદો તેમને સુઝતા નથી અને તેઓની દૃષ્ટિ વિશાળ હોતી નથી. આ કારણોને લીધે તેઓની સ્ત્રીઓને વિષે માન્યતા જુદા જ પ્રકારની હોય છે. તેઓ સ્ત્રીઓએ તો સેવાને માટે જ ઇશ્વરે ઉત્પન્ન કરી છે એમ

માને છે, અને તેથી તેના કુટુબોમા સ્ત્રીઓનુ ક્ષેત્ર ગૃહ એજ હોય છે. પ્રાત:કાળમા ઉઠી બળતણ ચાર આદિ લાવવા, દળવા ખાડવા આદિ ધધાઓમા તેમજ ગૃહ કાર્યેમા તથા વ્યવહારમા લગ્નાદિ પ્રસગોમા તેઓ ઘણાજ ઉત્સાહથી ભાગ લે છે અને તેઓ પણ નિંદા કુથલી આદિમા ઉદ્યોગી બચતા વખતનો ઉપયોગ કરે છે. તેમનામા પણ કેટલીક ધર્મ વૃત્તિવાળી હોવાથી કેટલોક સમય ઈશ્વરના ભજન કીર્તનોમા ગાળે છે અને તેઓના ગૃહોમા શાન્તિ હોય છે. આ બધા ગૃહોમા પણ આપણે આગળ જોઈ ગયા તેવી રીતે કલહ ચાલ્યાજ કરે છે જીવનના ઉન્નત પયોનુ જ્ઞાન નહોતા ફક્ત વ્યાવહારિક જીવાત્માનુ સઘટ્ટન થવાથી ભાગ્યે કોઈક જ કુટુબ એવું હોય છે કે જ્યા નેતા કુશળ અને ચતુર હોતા વ્યવહાર કલહ વિનાનો ચાલે જો કે તેમા પણ જીવનની ઉચ્ચતા તો હોતીજ નથી. ફક્ત વ્યવહાર સારો ચાલે અને લોકમા કુટુબની વ્યવસ્થા સારી ગણાય. બાકીના કુટુબોમા તો કેટલેક ઠેકાણે સ્ત્રીઓના ચવણને લીધે અને સ્ત્રીઓ તદ્દન અજ્ઞાન હોવાને લીધે એટલો બધો કલહ અને ક્કામ જોવામા આવે છે કે કોઈ ઉન્નત જીવનવાળાને તો આ લોકો પોતાનું જીવન કેમ ગાળતા હશે એ આશ્ચર્ય જેવુ જ લાગે આ ગામડામા સ્ત્રીઓ ઉદ્યોગી ઘણી હોય છે. ગામડાની સ્વચ્છ હવા અને અગ કસરતને લીધે તેઓ સુદૃઢ અને તન્દુરસ્ત પણ હોય છે તેમજ શહેરની સ્ત્રીઓ કરતા તેમનુ નૈતિક બળ પણ ઉચ્ચ હોય છે પરતુ જ્ઞાનના અભાવને લીધે તેમને તેમના કર્તવ્યનુ અને જીવનનુ ભાન ન હોવાથી તેઓ તેમના સતાનોનુ ઉચ્ચ જીવન બનાવી શકતી નથી તેમ જ ગૃહમા પણ સુખ શાન્તિ અને આનદ બનાવી શકતા નથી. જેવાકને થોડુક ભાષા જ્ઞાન પ્રાપ્ત થયુ હોય તો તેનો પણ દુરૂપયોગ થતો જોઈ આ સ્ત્રીઓ ભણેલાને ઉતરી ગયેલા તથા નીતિ વિનાના ગણે છે. આવી વિવિધ સ્થિતિઓ આપણા સમાજમા સ્ત્રીઓની છે. તેમની સ્થિતિ ગભીર વિચાર ઉત્પન્ન કરે એવી છે અને દરેક વિચારવાન બધુએ તેનો વિચાર કરી કોઈ નિર્ણય પર આવી તે સુધારના પ્રયત્નવાન થવુ જ જોઈએ એમ આપણો ધર્મ આપણને સૂચવે છે. જ્યા બ્રાહ્મણની સ્ત્રીઓની જ આ દશા છે ત્યા અન્ય વર્ણની સ્ત્રીઓની, તો વાતજ શી કરવી અને તેમનુ જીવન ઉન્નત કરવાના પ્રયાસનો તો વિચાર પણ કોણ કરે ?

આપણા સમાજમા સ્ત્રીઓની વિવિધ સ્થિતિયોનુ દિગ્દર્શન કર્યું. હવે આપણે આપણા સમાજમા સાધારણ વર્ગમા ( આ વર્ગ જ સમાજ છે. કારણ ક સાગ વર્ગ પ્રમાણમા ઘણો જ થોડા છે અને તે પણ છુટો છવાય છે. જેમ એક બગીચામા નહાના વર્તુલોમા છોડ અને વૃક્ષ વાવેલા હોય અને તે વર્તુલોમા ઘણા નહાના નહાના છોડોની વચ્ચે બે ત્રણ વૃક્ષો ઉચ્ચ ગયેલા હોય તેવી સ્થિતિ આપણા સમાજની છે. આ ઉચ્ચ ગયેલા વૃક્ષો આકાશમા ઊંચે જુદા જુદા વર્તુલમા હોવા છતા એક બીજાને જોઈ આનદ પામે અને એકત્ર થવાની ઈચ્છા કરે પણ નિરૂપાય હોય તેવી જ સ્થિતિ હાલ બ્રાહ્મણોની પેટા જ્ઞાતિયોની છે. ) સ્ત્રીઓ સબધમા જે ભાવનાઓ ચાલે છે તે ભાવનાઓને આપણે આપણી તે સબધની પ્રાચીન ભાવનાઓ સાથે સરખાવીએ આપણે આપણી પ્રાચીન ભાવનાઓ આગળ જોઈ ગયા છીએ હવે હાલમા પ્રચલિત ભાવનાઓ જોઈએ હાલમા મા બાપ છોકરાને પરણાવવામા તો ઘણાજ ઉત્સુક હોય છે. મા સાથે મોડ વાળી હાથમા રામણ દીવો લઈ આનંદમા આમથી તેમ ઘુમે છે અને પુત્રને પરણાવવાનો જીવનનો વ્યાવહારિક

મ્હોટો લહાવો માને છે, પરંતુ થોડા દહાડા થાય એટલે વધૂ વૈરિણી થઈ પડે છે. પુત્ર અને પુત્રવધૂ આનંદથી એક બીજા સાથે ચાલે, વિનોદ કરે, વધૂની વ્યાવહારિક ઇચ્છાઓ પૂર્ણ કરવા પુત્ર પ્રયત્ન કરે એટલે અજ્ઞાન માસુથી ખમાય નહિ; અને ગૃહ રાજ્યમાં વિગ્રહ ઉત્પન્ન થાય. આ વિગ્રહના ગૃહમા બે પક્ષ જામે છે. એક પક્ષમાં વધૂ અને તેના પીયેરનાં કે બીજાં સલાહકારો અને બીજા પક્ષમા માસુ નણદદીએર હોય છે. અને બે પક્ષની વચ્ચે બીચારો વિદ્યાર્થી પુત્ર. આ બધા પક્ષકારોને એક સમયનો વિષય મળી આવે છે અને તેમા જ બધા રચ્યા પચ્યા રહે છે અને કુટુંબમા હમેશા મહાન ક્લેશ થયા કરે છે. આ ક્લેશોના કેવા પરિણામ આવે છે તે આપણે જોઇએ છીએ. પરંતુ આવા કલેશોની નોંધ રાખી હોય તો ખબર પડે કે આવા કલેશો સેંકડે નેવું ટકા જેટલા કુટુંબોમા હોય છે. આવા ક્લેશો વધારવામાં આપણામા ચાલતી આપ લેની રીતો પણ હોય છે. આ પછી આપણે જોઇએ કે વધૂના જ્ઞાનનો વિકાસ થવાનો કેટલો સંભવ છે. ઘરના વધૂએ વહેલા ઉઠવું જોઇએ. તેણે ગૃહનુ સઘળુ કામ કરવુંજ જોઇએ. જોકે બીજા બધાં એમી રહે કારણ કે તે વધૂ છે. તેનાથી કાંઇ પણ ઘરમા બોલાય નહિ. તેને બેસવાનુ સ્થળ પણ ન મળે. ખાવા પીવામા પણ જે સારૂ સારૂ હોય તે અન્ય બધા લે અને તેથી વધતું ટાળણુ ટોળણુ હોય તે વધૂને મળે. ખાવા પીવામા પણ ઘરમા હમેશા ટાઢું રહેતું હોય તે વહુને જ ખાવાનુ મળે. આ પ્રમાણેનું વર્તન વધૂ તરફ ચલાવવામા આવે છે તો તે સ્થિતિમાં તે વ્યક્તિનો વિકાસ કેવી રીતે થાય તેનુ આશ્રયસ્થાન ઘરમા પતિ હોય છે. અને આ પતિ પણ જો અજ્ઞાન, કમાઈ શકે નહિ એવી સ્થિતિનો કે વિદ્યાર્થી અવસ્થામાં હોય છે તો તે વધૂને શ્વસુર ગૃહમા કોઈ આશ્રયસ્થાન મળતું નથી. વહુએ તો બધી રીતે તપસ્વિની રહેવુ જોઇએ અને મોક્ષ માર્ગની પદ્મપત્તિઓ પ્રાપ્ત કરવી જોઇએ. આવી રીતનું જીવન વધૂઓનુ ઘણા કુટુંબોમાં હોય છે. આવી સ્થિતિઓના પરિણામે જ કહેવતો ચાલી છે કે "ક્યારે બઇજી મરે ને ક્યારે મારૂ ઘર થાય." આવી ઇચ્છાઓ વહુઓ કરે છે. આ પ્રમાણે આપણા બ્રાહ્મણ કુટુંબોમા સ્ત્રીઓની સ્થિતિ છે. આ બધાં અજ્ઞાનનાં પરિણામ છે. આ પ્રમાણેનુ વર્તન દર્ઈ દરેક ઠેકાણે હોતું નથી. પણ આવુ ન હોય એવાં ક્લેશ વિનાના શાન્તિ ભોગવતા કુટુંબો બહુ જ થોડા હોય છે.

ઉપર પ્રમાણે આપણા સમાજમાં સ્ત્રીઓની વિવિધ સ્થિતિઓનુ અવલોકન કર્યા પછી હવે આપણે આપણી ઉન્નતિમા સ્ત્રીઓની કેવા સહાયની જરૂર છે તથા તેમનો ઉદ્ધાર કર્યા વિના આપણા સમાજનો ઉદ્ધાર કદી પણ થવાનોજ નથી એ સિદ્ધાંત વિષે વિચાર કરીએ. ઉન્નત સ્થિતિમા આવવું મનુષ્ય માત્રને ગમે છે, અને તેને માટે જ્ઞાન અને ઉદ્યોગ બન્નેની ઘણીજ જરૂર હોય છે. જ્ઞાન પુરઃસર જ્યારે ઉદ્યોગ કરવામા આવે તો સિદ્ધિ જરૂર મળે છે. તો તે પ્રમાણે આપણો સમાજ પણ આપણે ઉન્નત બનાવવો જોઇએ અને એને માટે આપણે ઉદ્યોગ કરવો જોઇએ. આગલા અંકમા આપણે જોઇ ગયા થીએ કે 'પુરૂષ અને સ્ત્રીએ બન્ને એકજ રથના ચક્ર છે, એકજ પક્ષીની બે પાંખો છે, એકજ માર્ગના સહધર્મચારી પથિકો છે." તો સમાજની ઉન્નતિ એકત્ર બન્ને અંગના ઉત્કર્ષ વિના થવી કેમ સંભવે ? એક પૈડાથી રથ ચાલી જ ન શકે તેમજ એક પાંખથી પક્ષી ઉડી જ ન શકે, તેમજ આપણે પુરૂષ વર્ગ પણ સ્ત્રી વર્ગથી સાથે સાથે ઉન્નતિ કર્યા વિના આગળ વધી

શક્યે એવો સંભવ જ નથી. જ્યાં સુધી સ્ત્રીઓ અજ્ઞાન દશામાં રહેશે જ્યાં સુધી તેમને કોઈ પણ પ્રકારનો જીવનના ઉત્તમ આદર્શ અને હેતુનો બોધ તેમને આપવામાં નહિ આવે, અને તેમના હૃદય તે લાગણીથી મનોજ્ઞ કરવામાં નહિ આવે ત્યાં સુધી આપણી ઉન્નતિ કદી પણ થવાની નથી અને આપણા બધા પ્રયાસો નિષ્ફળ જશે. આપણાં ઘરોમા કલહ અને કંકાસને બદલે આનંદ અને પ્રેમની સરિતાઓ વહેવડાવવી હોય, આપણા જીવનના સમસ્ત પ્રદેશોમાં નવીન બળ રેડવું હોય આપણા કર્તવ્યોમાં ઉત્સાહ અને વજ્ર સમાન બળ ઉમેરવું હોય, તો સ્ત્રીઓની ઉત્તમ પ્રકારે ઉન્નતિ થાય એવા પ્રયાસ આપણે કરવા જ જોઇએ. આપણે વ્યવહાર સારો ચલાવવો હોય તેમાં પણ સ્ત્રીઓની જ્યારે આટલી બધી જરૂર પડે છે ત્યારે સ્ત્રીઓની અધમતાની અસર નવિન પ્રજા ઉપર કેટલી બધી થતી હશે તેનો વિચાર તો બહુ થોડાજ કરતા જણાય છે. બાળકને કેમ ઉછેરવું, તેની સાથે કેમ વર્તવું, તેને ગમ્મત તથા આનંદ સાથે શરૂઆતમાં જ્ઞાન કેમ આપવું, આવા વિષયો ઉપર જ્યાં લગી સ્ત્રીઓ વિચાર કરી શકે એવી તેઓ ન થાય ત્યા લગી આપણે આપણી સંતતિમાંથી ભવિષ્યની ઉત્તમ આશાઓ રાખીએ એ આકાશ કુસુમવત્ જ સમજવી. .માતા છે તેજ ગુરૂ છે; અને જેટલી ગુરૂમાં ખામી તેથી વધતી ખામી શિષ્યમા આવ્યા વિના રહેજ નહિ. માટે આપણે આપણી પ્રજાને ઉન્નત બનાવવી હોય તેને સુખ પ્રાપ્ત થાય એવા માર્ગોમાં યોજવી હોય, કર્તવ્ય પરાયણ જગતનુ ગુરૂપણુ પ્રાપ્ત કરે એવી બનાવવી હોય તો પહેલાં આપણું ગૃહ ઉત્તમ બનાવવું જોઇએ, અને ગૃહ ઉત્તમ બનાવવું હોય તો સ્ત્રીઓને ઉત્તમ બનાવવી જોઇએ. આપણાં ધર્મશાસ્ત્રો સ્થળે સ્થળે આવા ઉપદેશો આપે છે અને કેટલી ઉત્તમ સ્ત્રીઓનાં ચરિત્રો આપણી સમક્ષ રજુ કરે છે, પણ આપણે જ્યાં પોતાને જ ભુલી ગયા છીએ ત્યાં સ્ત્રીઓની તો વાત જ શી કરવી.

આટલો વિચાર કર્યા પછી પ્રશ્ન થશે કે બધા સ્ત્રીઓની સ્થિતિ સુધારવી સુધારવી એમ કહે છે પણ કેમ સુધારવી તેમજ તે પ્રમાણે સુધારવા પ્રયત્ન કરનારાઓ કોઈ બતાવે છે ! અલબત્ત વિચાર અને પ્રયત્ન વિના કોઇ કામ બનતું નથી, તો આવું મહાન્ કામ પણ કેમ બને? આ વિષય ઘણો જ ગહન છે, પણ આપણે તે વિષે થોડો વિચાર કરીએ. આપણી સ્ત્રીઓ ઉન્નત થાય તેને માટે કેવા પ્રયાગો થવા જોઇએ તે આપણે જોઇએ. દરેક ઉન્નતિના કાર્યમાં આપણે જોઇશુ તો જ્ઞાનનો જ આશ્રય લેવો પડશે. જ્ઞાન વિના આપણાથી એક ડગલું પણ ભરાવાનુ નથી, અને જ્યાં ભક્તિ, જ્ઞાન અને કર્મ ત્રણેની એકતા થઇ ત્યાં ઇશ્વરના ત્રિગુણ સત્તાના બળે સિદ્ધિ સત્વરજ થાય છે. માટે સ્ત્રીઓને જ્ઞાન આપવાના પયો બનાવવા જોઇએ. જ્ઞાન આપવાની બે ત્રણ પ્રકારની યોજના કરવી જોઇએ. એક નવી પ્રજાને આપવાના જ્ઞાનની યોજના કરવી જોઇએ, અને બીજી ગૃહસ્થની સ્ત્રીઓને આપવાના જ્ઞાનની યોજના કરવી જોઇએ અને ત્રીજી આ સિવાયની વિધવા તથા સાધન વિનાની સ્ત્રીઓ માટે ત્રીજા પ્રકારની યોજના થવી જોઇએ. જ્ઞાન શું આપવું, કેમ આપવું, આપનાર ક્યાંથી લાવવા, અને તે આપવા માટે જોઇતાં સાધનો શાં શાં જોઇએ અને તે ક્યાંથી લાવવાં, આટલા વિચારનો નિર્ણય કરી કાર્ય શરૂ કરવું જોઇએ. પહેલાં આપણે સ્ત્રીઓને સામાન્ય રીતે કેવું જ્ઞાન આપવું જોઇએ તેનો વિચાર કરીએ. આ પ્રશ્ન આપણી સમક્ષ ઘણા સમયથી ઉપસ્થિત થયેલો છે, અને તેમાં ઘણા ઘણા મતભેદ છે,

આ પ્રશ્નનો નિર્ણય કરતા પહેલાં આપણે નક્કી કરવું જોઇએ કે આપણે સ્ત્રીઓને કેવી બનાવવાની જરૂર છે. આપણુ સ્ત્રીઓ સબંધી દૃષ્ટિ બિંદુ શું છે તે જાણવું જોઇએ અને તે પછી તે કેમ સિદ્ધ થાય તે વિચારી તેવી કેળવણી યોજવી જોઇએ આપણા દેશની આપણા જીવનની સ્થિતિ અને આપણા ધર્મશાસ્ત્રોની આજ્ઞાઓ વગેરે વિચારતાં આપણા સમાજ માટે તો એજ ઇષ્ટ છે કે સ્ત્રીઓ પુરૂષોને તેમના જીવનમા તથા કર્તવ્યમા બળ આપે એવી થવી જોઇએ અને તેવી થાય તેવી કેળવણી તેમને આપવી જોઇએ પુરૂષોમાં બુદ્ધિ ( Intelligence ) બળવત્તર હોય છે. સ્ત્રીઓનુ હૃદય ( Emotions ) બળવત્તર હોય છે એટલે પુરૂષમા બુદ્ધિની ખીલવણી થવી જોઇએ. તેમજ સ્ત્રીઓમા હૃદયની ખીલવણી થવી જોઇએ. આને માટે તેમનામા ધર્મના તત્વો તથા જીવનના ઉત્તમ માર્ગોનું જ્ઞાન દૃઢ થવુ જોઇએ. આને માટે સામાન્ય નિશાળમાં અમુક વ્યાવહારોપયોગી શિક્ષણ ઘરમાં આપવું જોઇએ. ગૃહકાર્ય વગેરેનુ ઉપયોગી શિક્ષણ ઘેર મળે અને માતૃભાષા તથા ધર્મભાષાના મળતરોનુ તથા તેની સાથે ગણિત વગેરે ઉપયોગી વિષયોનુ શિક્ષણ શાળામા મળવુ જોઇએ. શાળાઓમા તેમને ઉપયોગી ન હોય એવા વિષયો શિખવવામાં કાળ ક્ષેપ થવા ન જોઇએ અને તેમને ધર્મ અને નીતિનુ શિક્ષણ તથા શારિરિક બળ પ્રાપ્ત થાય એવું શિક્ષણ શાળાઓમાં આપવું જોઇએ. આવા શિક્ષણનો અમુક કાળ નિર્ણિત કરવો જોઇએ અને તે પછી જીવનને ઉપયોગી એવુ અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, બાળ સ્વભાવ શાસ્ત્ર, સૂપ શાસ્ત્ર, કેળવણી શાસ્ત્ર, ગૃહ શાસ્ત્ર આદિ વિષયોનુ દૃશ્ય જ્ઞાન તેમને સંસારમા પડતા પહેલા પ્રાપ્ત થવુ જોઇએ. આને માટે લગ્ન કાળના સમયમા ફેરફાર કરવા જ જોઇએ. ટુંકામા કહીએ તો તેઓ—

**कार्येषु मंत्री करणेषु दासी । भोज्येषु माता शयनेषु रम्भा ।**
**मनोनुकुला क्षमया धरित्रि । गुणांश्च भार्या कुल मुद्धरन्ति ॥**

એ શ્લોકમા કહ્યા પ્રમાણે ઉત્તમ ગૃહીણી થાય તેવું શિક્ષણ તેમને આપવું જોઇએ. આ શિક્ષણ બાળાઓને તેમજ ગૃહીણીયોને આપવુ જોઇએ વિધવાઓ તથા અન્ય નિરાધાર સ્ત્રીઓને જીવન પરોપકારમા કેમ ગાળવુ અને આ બાળાઓને શિક્ષણ આપવામા કેમ તૈયાર થવુ એવા એવા વિષયોનુ જ્ઞાન આપી તેવા તેવા કામમા યોજાઈ શકે એવી વ્યવસ્થાઓ કરી આપવી જોઇએ. આને માટે યોગ્ય શિક્ષકોની આપણા દેશમા થોડા સમય પહેલા ખોટ હતી પરંતુ હવે આવી આવી ઘણી સંસ્થાઓ ચાલે છે તેથી તેવી યોગ્ય સ્ત્રીઓ પણ મેળવવામા કોઇ જાતની મુશ્કેલી નડે એવું જણાતું નથી. આ સંસ્થાઓ પ્રજાની રગે રગમા અસર કરે, પ્રજાની દરેક વ્યક્તિને જાગ્રત કરે એવી સર્વ માન્ય અને સખ્યાબંધ થવી જોઇએ. અને તેને માટે સાધનો તયાર કરનારા તથા તે કામમા જીવન અર્પણ કરનારા સાત્વિક પુરૂષો તૈયાર થવા જોઇએ. જ્યા સુધી આવા પ્રયાસ આપણે કરીશુ નહિ ત્યા સુધી કદી પણ આપણા સમાજનુ સ્ત્રીઅંગ દૃઢ અને ઉન્નત બનશે નહિ અને જ્યાં સુધી તે અંગ શક્તિહીન પક્ષાઘાત થયેલુ હશે ત્યાં સુધી આપણો ઉત્કર્ષ કદી પણ થવાનો નથી જ. આવા કાર્યમાં કોઈ વયો વૃદ્ધ, જ્ઞાનવાન, સાધન યુક્ત બ્રાહ્મણો યોજાશે એવું ઇચ્છી આપણે આ વિચાર પૂર્ણ કરીશુ.

રામશંકર હરજીવન ત્રિપાઠી.

# લવાજમની પહોંચ.

| | | |
|---|---|---|
| શે. રા. ભગવાન નારાયણ જોશી | ગણદેવી. | રૂ. ૧. |
| ,, જેઠાલાલ પ્રાગજી. | ભાવનગર | |
| ,, ગૌરીશંકર કોન્ટ્રેકટર. | રંગુન. | |
| ,, પ્રાણશંકર કૃપાશંકર | ભુજ | |
| ,, વૈકુંઠનાથ છગનલાલ. | બનારસ | ,, |
| ,, ભીખાભાઈ જે. વ્યાસ. | વીરમગામ | ,, |
| ,, વાલજીભાઈ કુબેરદાસ | મીટપાહન | ,, |
| ,, હરિલાલ દયારામ દવે. | કલકત્તા. | ,, |
| ,, રેવાશંકર નરભેરામ. | ખરેડી. | ,, |
| ,, વજેશંકર ગૌરીશંકર. | ભાવનગર. | ,, |
| ,, ભાઇશંકર સુરજી. | સરખેજ. | ,, |
| ,, હરિનારાયણ નાથજી જાની | બાળેજ. | ,, |
| ,, વલ્લભરામ હરખજી | ચરાવડા. | ,, |
| ,, ત્ર્યંબકલાલ જેઠાભાઈ. | વડોદરા | ,, |
| ,, ત્ર્યંબકરાયજી. | જયપૂર. | રૂ ૨ વર્ષ બેના. |
| ,, મોહનલાલ લક્ષ્મીરામ. | સરખેજ. | રૂ. ૧-૦-૦ |
| ,, મોહનલાલ પરશુરામ | ,, | ,, |
| ,, અમૃતલાલ નાથજી ઠાકર. | નીકોલ | ,, |
| ,, મહારાણી શ્રી ગંગાબા સાહેબ | ભુજ. | ,, |
| ,, બાઈ શ્રી કૃષ્ણકુંવરબા સાહેબ | શીરોહી. | ,, |
| ,, મહારાણી શ્રી મોટાબા સાહેબ. | ભુજ. | ,, |
| ,, રણછોડભાઈ ઉદયરામ. | ઉમરેઠ. | ,, |
| ,, રેવાશંકર પરશુરામ ત્રિપાઠી. | વડોદરા. | ,, |
| ,, રણછોડરાય વાલાભાઈ બી એ. | ભાવનગર. | ,, |

# સ્ત્રીસ્વરૂપ.

આ પ્રશ્નનો નિર્ણય કરતા
વવાની જરૂર છે.
પછી તે કેમ

## ગરબી.

મ્હારે મોહોલે પધારો—એ રાગ.

પણા સંસારનું નૂર છે નાર, સજન, સજન સંસારનું નૂર છે નાર; સ્ત્રી સુધરે સકળ સુખ સાર,
સમ સજન, સ્ત્રી સુધરે સકળ સુખ સાર, ધૂળધાણી બધું નિર્ધાર, એ વણ, ધૂળ૦ ટેક.

સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન;
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સુંદર સ્ત્રીનું મન। સજન સં૦ ૧

સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરેજ સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારિજ છેય। સજન સં૦ ૨

આપે જન્મજ જગતને, પાળે પૂરણ પ્રીત।
એનોજ નામ આધારથી, કહાવે ઇશ્વરી અંબા ખચીત। સજન સં૦ ૩

મીઠું બોલી મન હરે, ટાળે તન પરિતાપ;
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરનેજ આપ. સજન સં૦ ૪

ઘરણી ઘરનો થંભ છે, ઘરનું ઘરણિજ માન;
ઘરણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરણિ વિનાનું સ્મશાન। સજન સં૦ ૫

ઘડપણમાં ઘરણી સમી, સેવા કોથી ન હોય;
સ્વર્ગે પણ સંગે ગઈ, તેતો નારિજો નરે નહિ કોય। સજન સં૦ ૬

ધન ધન નારિ નામને। પ્રેમી પરમ અપાર।
પાળે બાળે સર્વને, એતો આદ્ય શક્તિ અવતાર. સજન સં૦ ૭

નિંદા એની જે કરે, તે પાપી ગુણચોર।
દુર્ગુણને દરિયે ડુબી, તોએ હિંડે દયાનુંજ જોર. સજન સં૦ ૮

ગોરી ફૂલ ગુલાબનું સૂકે, કે કરમાય;
કે કોહે વણ કાળજી, તોએ જાતિ સુગંધિ ન જાય. સજન સં૦ ૯

શાસ્ત્રી, પુરાણિ, પંડિતો, શાણા સજ્જન સર્વ।
સાચે સાચુંજ હું કહું; તમે માનો મુકી મન ગર્વ. સજત સં૦ ૧૦

દીસે દુર્ગુણિ આજ બહુ, નથી એની કાંઈ લાજ;
પણ એ દુર્ગુણિ મૂર્ખ કે, જે છે તે તમારાંજ કાજ. સજન સં૦ ૧૧

આદિ દમયંતિ, સીતા, દ્રૌપદિ; આદિ અપાર;
થઈ ગઈ બહુ ગુણવંતિયો, તે હિતજ નારિ નિર્ધાર. સજન સં૦ ૧૨

ધર્મ કર્મ ન કેળવો, નાપો કંઈ પણ જ્ઞાન;
રાખો જો હેવાન તો, કયમ હોય ન એ હેવાન। સજન સં૦ ૧૩

હા! અબળાઓ હાયરે। હાલ છેજ હેવાન।
ખાવું પીવું ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન. સજન સં૦ ૧૪

જ્યાં હેવાનજ હારનો, સઘળો સુંદરિ સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણું નવલના ઓ નાથ। સજન સં૦ ૧૫

---